# અર્પણ પત્રિકા.

प्रति दिन प्रौढ प्रताप, श्रीमत्सदुदार गुण गुणालंङ्कृत

નેક નામદાર દિવાન બહાદુર

## મિ. ગોવિન્દદાસજી ચતુર્ભુજદાસજી.

મુ. મદ્રાસ.

આપ નામદાર પોતાની જ્ઞાતિના ઉપયોગી તેમજ ઇતર લોકોપયોગી સદ્બોધદાયક અને સન્નીતીપ્રવર્તક ગ્રંથોનો વધારો થવા ઇચ્છો છો ! તેમજ સ્વજ્ઞાતિની ઉન્નતી તથા સ્વજ્ઞાતિની વૃદ્ધી થવા સર્વદા ઇચ્છા રાખો છો, અને તે સાથેજ તેવા તેવા જ્ઞાતિની ઉન્નતીના કારણોને ઉત્તેજન આપો છો તેજ પ્રમાણે સ્વજ્ઞાતિની કેળવણીરૂપ કલ્પલતાને પલ્લવિત કરવા આપ ઉત્સાહી છો. એટલુંજ નહી પણ, બીજી એ જ્ઞાતીયોમાં તથા આર્ય કુટુંબોમાં ઉદાર અંતઃકર્ણથી દ્રવ્ય સહાય્યતા આપી કેળવણીરૂપ કલ્પલતાને ઉત્તમ પોષણ મળે તેવા તેવા સાધનોને દિન પ્રતિદિન આપ નામદાર ઉત્તેજન આપી, કેળવણીરૂપ અને સ્વજ્ઞાતી વૃદ્ધિરૂપ કલ્પલતાના ઉત્તમોત્તમ ફલોના સ્વાદને આપ સારી રીતે સમજો છો. તેમજ સ્વજ્ઞાતિના તથા દેશ હિતના કાર્યો માટે આપ સતત અવિશ્રાન્ત શ્રમ કરોછો; એવી આપની **निरक्षेप परोपकारिता, अटल स्वधर्मनिष्ठा, दृढतर विद्यानुराग,** અને **स्पृहणीय उदारता** ! આદી આપના અનેક સદ્ગુણોને વિષે લુબ્ધ થઇ, આપણા સમસ્ત મોઢોને આવશ્ય ઉપયોગી, સ્વધર્મદર્શક અને પરમ કલ્યાણપ્રદ એવા આ ધર્મારણ્યમહાત્મ–મોઢપુરાણની ગુજરાતી ભાષા ટીકા કરી એ ગ્રંથની અર્પણ પત્રિકા પરમ પ્રીતીથી હું આપને નિવેદન કરૂંછુ !

સ્નેહાધીન—ભાષાન્તરકર્તા.

॥ શ્રી ॥

પોતાના સ્વર્ગવાસી પિતા ચતુર્ભુજદાસ ખુશાલદાસજી
ત. વડીલ બન્ધુ સ્વ. વા. ગિરધરદાસજીના
ચિરસ્મરણાર્થ–

## સાર્થ ધર્મારણ્ય મહાત્મ્ય–

# મોઢ પુરાણ–

ભેટ કર્તા –
દિવાન બહાદુર ગોવિન્દદાસ
ચતુર્ભુજદાસજીનો

# કિંચિત્ પરિચય.

ઔરંગાબાદ (દક્ષિણ)
સં. ૧૯૭૬ માઘ શુદ ૫
વૈદ્ય માણેકરામ શાસ્ત્રી
તરફથી.

श्री गणेशाय नमः।

## ॥ श्री सीतारामचन्द्राभ्यां नमः ॥

### સહધર્મી બાન્ધવ!

આપણો પૂજ્ય ગ્રંથ "સાર્થ ધર્મારણ્ય મહાત્મ્ય-મોઢ પુરાણ" પોતાના સ્વર્ગવાસી પિતા ચતુર્ભુજદાસજી તથા વડીલ બન્ધુ ગિરધરદાસજીના ચિર-સ્મરણાર્થ અને પરલોકમા પુણ્ય પ્રાપ્ત્યર્થ, પોતાના મોઢ બાન્ધવના કર-પંકજમા શોભાવનાર મદ્રાસ નિવાસી દિવાન બહાદુર ગોવિન્દદાસજી છે. જેમની દાનશૂરતા-સ્વધર્મ નિષ્ઠતા-પરોપકારિતા અને સામાજિક હિતૈષિતા ઇ૦ અનેક પ્રશંસનીય સદ્ગુણોને લીધે ઉત્પન્ન થએલું યશ અને કીર્તિ આર્યભૂમિની આશાઓ[1] પરિપૂર્ણ કરે છે.

એમના પૂર્વજો એટલે વડાવાઓ સુધી એમને પોતાનું વસતિસ્થાન અમદાવાદ જ જાણેલું હતું. ત્યારપછી પોતાના બાહુબલની પરીક્ષા લેવા એમના વડાવા ગોલોકવાસી ખુશાલદાસજી અલ્પવયમાં જ મદ્રાસ ગયા અને ત્યાં નોકરી કરીને ટુંક સમયમા જ વ્યાપારનો અનુભવ મેળવી સ્વતંત્રતાથી નહાના પાયા ઉપર વ્યાપાર શરૂ કર્યો તેમના પશ્ચાત્ તેમના સત્પુત્ર સ્વ૦ વા૦ ચતુર્ભુજદાસજીએ વ્યાપાર ચલાવતા પોતાના બાહુબલે કરીને થોડાજ સમયમા એમનો વ્યાપાર મોટા પાયા ઉપર આવી ગયો. એટલું જ નહીં પણ, એ પુણ્ય પુરુષે પોતાની બુદ્ધિમત્તા, સત્યપ્રતિજ્ઞતા, વિનય, ચાતુર્ય યુક્તિ, સભ્યતા ઇ૦ કુલીન ગુણો વડે કરીને મદ્રાસના અને ઇતર પ્રાન્તોના વ્યાપારી વર્ગમા સારી સાખ પેદા કરી, શ્રીમાનની ઉચ્ચ પંક્તિમાં આવ્યા. આ પુણ્ય પુરુષ પૂર્ણ સ્વધર્મનિષ્ઠ હતા તે વડે તેમનામાં દયા, શાન્તિ પરોપકારિતા ઇ૦ ગુણો પૂર્ણ સ્વરૂપમા વાસ કરતા હતા. એમની દાન શૂરતા વધેલી હતી તેથી ચતુર્ભુજદાસજીને તેમના નામથી તો ઓળખે જ પરન્તુ મદ્રાસની પ્રજાનો ઘણો ખરો ભાગ તેમને **ધર્માત્મા-ધર્મરાજ** વિગેરે સંજ્ઞાઓ વડે ઓળખતો અને ઓળખે છે. ટુંકમા એ પુણ્યશ્લોક પુરુષે મનુષ્ય દેહધારીનો જે મુખ્ય ગૃહસ્થાશ્રમ' તે આશ્રમને પૂર્ણ રીતે સાધી પોતાની જીવનયાત્રા પૂર્ણ કરી.

આજ કાલ અમારામા ધાર્મિક શિક્ષણના અભાવથી બીજા પ્રકારના અધેરા પ્રમાણે ગૃહસ્થાશ્રમને પ્રપંચરૂપ-કાવા દાવા કરવા માટે સમજવામા

---

૧ (બીજો અર્થ) આશાઓ એટલે દિશાઓ અલંકૃત કરે છે.

આવે છે અને તે પાયે કેટલાએક અવળે માર્ગે ઉતરી, નવીન. વિજળીના ચમકારામા દીપતા અને તમામ જૂના વિચારોને તથા સનાતન ધર્મને તિરસ્કૃત દૃષ્ટિથી જોતા અને " ધર્માચરણના પોલડોળોથી ઉદ્યોગની અને સ્વતઃની હાની થઇ સામાજિક ઉન્નતિને પૂર્ણ વિઘ્ન આવે છે. " એ પ્રમાણનો ડોળ બતાવી સ્વેચ્છાચારી બની સામાજિક ઉન્નતિનું, નીતિનું એવં દેશોન્નતિનું અને સનાતન ધર્મનું ગળું ઘુંટનારા અમારા તે ભાઇઓએ પણ આ પરલોકવાસી પુણ્ય પુરુષથી ખાસ ધડો ( શિક્ષણ ) લેવા જેવું છે. સાધુશિરોમણિ તુકારામે કહ્યું છે કેઃ—

प्रपञ्च सधुनि परमार्थाचा लाव्हा घे नर तोचि भला ।

" પ્રપંચ-સંસાર ચલાવીને પરમાર્થનો જે લ્હાવો લે છે તેજ ખરો નર છે. "

સાધુ શિરોમણિની ઉક્તિને આ વૃદ્ધ પુણ્યાત્માએ પોતાના સદ્ચારિત્ર્ય વડે સાર્થક બનાવી છે.

यथार्थ जरतथाक्र:. એ પ્રમાણમા નૈસર્ગિક સિદ્ધાન્તાનુસાર સ્વ૦ વા૦ ચતુર્ભુજદાસજીના બે પુત્રો ગિરધરદાસજી તથા ( નહાનાભાઇ ) ગોવિન્દદાસજી એ બંનેમા પોતાના પૂર્વજોના તમામ સદ્ગુણો ઉતર્યાં. પોતાના પૂર્વજોએ કષ્ટ વડે મેળવેલી સમ્પત્તિને કેવી રીતે સાચવવી અને તેનો સદ્વ્યય કેમ કરવો તે સાથેજ તેમા વધારો પણ કેવી રીતે કરવો? એનું ચિત્ર એ બન્ને ભ્રાતૃ રત્નોએ, પોતાના પરસ્પરમાં વસતા સંપ, બુદ્ધિમત્તા અને સતતોદ્યોગ વડે કરીને જગતના સામે મ્હેલ્યું છે.

કિં૦ પરિચય નાયક દિ૦ બ૦ ગોવિન્દદાસજી પોતાના સદ્ચારિત્ર્ય વડે પોતાના પૂર્વજો કરતઃ પણ ઘણા આગળ આવેલા છે. એમને ધર્મોન્નતિ સામાજિક ઉન્નતિ દેશોન્નતિ અને વિદ્યાભિવૃદ્ધિ સાથે માતૃભાષાની ખાસ લાગણી છે. તેમજ **પોતાની જ્ઞાતિ વિસ્તારવાળી બને** એવી તીવ્ર ઈચ્છા રાખે છે; અને એ પાયે એઓ વારંવર પોતાના કીમતી સમયનો તથા મોટા દ્રવ્યનો ભોગ આપી દેશના જુદા જુદા ભાગોમા પર્યટન કરી પોતાના જ્ઞાતિ ભાઇયોથી પરિચય કરે છે. એમનો એ પણ પ્રધાન ઉદ્દેશ છે કે, **જે જે ભાગો-પ્રાન્તોમાં પોતાના જ્ઞાતિભાઇયો પોતાના પ્રાન્તોથી બહાર કન્યા લેવા દેવાનો વ્યવહાર રાખતા નથી; એવા હાનિકારક ધારાઓને રદ કરવા, પ્રયત્ન કરવું.** કારણ, એઓ એ વાતને સારી પેઠે સમજેલા છે અને અમો પણ આ ઠેકાણે એમના વિચારોથી મળતા આવી જરૂર કહીશું

કે, જ્ઞાતિના આવા ધારાઓથી જ્ઞાતિમાં સાર્વત્રિક ઐક્યતાનો પ્રતિબન્ધ થાય છે. અને જ્ઞાતિન વિસ્તારવાળું સ્વરૂપ મળતું નથી અને તે પાયે એક તરફ કજોડ વિવાહ, અતિ બાલવિવાહ અને કયાં તો એક એક પુરૂષને હાર્દિક ઇચ્છા વગર બબ્બે સ્ત્રિઓ કરવી પડે છે; ત્યારે બીજી તરફ કેટલાએક પ્રાંતોમા તેજ જ્ઞાતિના નવયુવકોના એકવાર સુદ્ધાં લગ્ન નથી થતા અને જન્મભર વાઢા રહે છે.

ખરેખર! આવા રિવાજો જ્ઞાતિને ઘણાજ હાનિકારક છે.

અમે ઇશ્વરથી પ્રાર્થીએ છિએ કે, એ મહાનુભાવના આ પવિત્ર હેતુઓ જલદી સફલ થાવ!

પોતાના પિતાના સ્વર્ગવાસ પછી એમણે પણ જે જે × લોકોપકારના કાર્યો નિઃસ્વાર્થ બુદ્ધથી અને ઉદાર અંતઃકરણથી કર્યાં છે, તેની તેની અને એમની યોગ્યતાની કદર કરી મદ્રાસની સરકારે એમને **રાવબહાદુર-શરીફ** અને **દિવાન બહાદુર** એ પ્રમાણેની એક પછી એક માનસુચક પદવીઓ આપી.

પોતાના અવાઢવ્ય વ્યાપારને ચાલુ રાખી તેવામા સામાજિક અને ધાર્મિક સેવામા ભાગ લેવો આટલા કામનો બાર ઉપાડવો કે જે એક સાધારણ બુદ્ધિમાન મનુષ્ય ન કરી શકે છતા એવામાં **પ્રેસિડેન્સી મેજિસ્ટ્રેટનું** પદ ભોગવવા દિ૦ બ૦ ગોવિંન્દદાસજીને પાત્ર જાણી, તે પદનો સ્વીકાર કરવા સરકારે માનભરી સુચના કરી. તદનુસાર ગોવિન્દદાસજી **આનરરિ પ્રેસિડેન્સી મેજિસ્ટ્રેટનું** પદ ભોગવવા લાગ્યા. આ કાલ એક તરફથી સેહેજ ધર્મ સંકટ જેવો ગણાય છે કારણ, સમાજનું અને લોકનું કલ્યાણ ઇચ્છનાર પુરૂષને રાજસેવા કરતી વખતે કેટલીએક અડચણો નડે છે. તે વિષે એક કવિએ કહ્યું છે કે,—

नरपतिहितकर्ता द्वेष्यतां याति लोके ।
जनपदहितकर्ता त्यज्यते पार्थिवेन ॥
इति महति विरोधे विद्यमाने समाने ।
नृपतिजनपदानां दुर्लभः कार्यकर्ता ॥१॥

---

× આ વિષયની થોડી ઘણી હકીકત ઇ. સ. ૧૯૧૨ના જાન્યુઆરીના મોઢ શુભેચ્છક નામે અમરેલીમા નિકળતા માસિકમાં તેના તંત્રીએ આપી છે. ઇચ્છા હોય તેમણે જોઇ લેવી.

(ભાવાર્થ—રાજાનું હિત કરનારા પુરુષનો લોક દ્વેષ કરે છે. અને લોકનું હિત કરનારો પુરુષ-રાજાની પ્રીતિનું પાત્ર થતો કઠણ હોય છે. એ પ્રમાણેનો જ્યાં મોટો વિરોધ સમાન રૂપમાં હોય છે ત્યા, રાજાનું હિત સાથની પ્રજાનું કલ્યાણ રૂપ કાર્ય કરનારો પુરુષ દુર્લભ હોય છે.)

આ ઠેકાણે કહેવું અસ્થાનિક નહીં થાય કે, કવિની ઉક્તિ પ્રમાણેનુ ભાન ગોવિન્દદાસજીને ઘટે છે. સાથેજ એ પણ કહેવું જોઇએ કે, દિ. બ. ગોવિન્દદાસજી સરકારથી સમ્બન્ધ ધરાવે છે-યુવાન્ છે, પણ પૂર્ણ ધાર્મિક લાગણી ધરાવે છે. તે તરફ લક્ષ આપવા અમે અમારા તે ભાઇઓને પણ ભલામણ કરીએ છીએ કે જેઓ (ઘણા ખરા) થોડું ઘણું પરભાષાનું જ્ઞાન ધરાવી અથવા તો એકાદ દિશાથી સરકારી સમ્બન્ધ ગણી વાણિયા, બ્રાહ્મણના વેષનો ત્યાગ કરી ઝટપટ સાહેબબાબુ અથવા હજરત (જેવા) બની જાય છે. એટલું તો અસ્તુ! પણ સનાતન ધર્મના સિદ્ધાન્તોને, આચરણોને કપોલ કલ્પિત-ગપોડા અને તે-સમાજને તથા દેશને હાનિકારક સમજી તે તરફ ઘૃણા કરે છે, અને પોતે દેશોદ્ધારકોનો ડોળ મારે છે. પણ એવાઓ ફક્ત બકવાદ સિવાય કાંઇ કરી શકતા નથી. એવા લોકોએ આવા આવા ધર્મચુસ્ત અને આત્મશક્તિ વડે બહુમૂલ ખરચ કરતા ગ્રહસ્થોથી જ શિખવાનુ છે કે, સામાજિકસેવા અને રાજસેવા કેમ કરવી? તેમજ આત્મોન્નતિના અને દેશોદ્ધારના તે કયા માર્ગો છે અને શું શું ઉપાયો છે?

દિ૦ બ૦ ગોવિંદદાસજી પોતાની કાર્યકારિતા અને યોગના તેમજ પ્રજાના ઉચ્ચ વર્ગમા વસતા કુલીન ગુણોમાથી વિનય, પ્રશ્રય, ચાતુર્ય, યુક્તિ ઈ૦ પ્રત્યેક ગુણ એમનામા વસે છે, તે વડે કરીને વિસ્તાર પામેલો એમનો વૈભવ, એક રાજવૈભવનુ ભાન કરાવે છે અને (અમે જ્યા સુધી જાણીએ છીએ ત્યા સુધી) હિંદુસ્થાનમાં વસતા મોટભાઇઓમા એઓ સર્વ રીતે આગળ આવી પ્રસિદ્ધિ પામ્યા છે.

ભારતવર્ષમા આગળ આવેલો વ્યાપારીવર્ગ તે જ પ્રમાણે મોટા શહેરોમા વસતો સુસંસ્કૃત વર્ગ અને આગેવાની ધરાવતો વર્ગ, હિંદવાસી વણિક માત્રનો વર્ગ, એમાથી (ઘણે ખરે ભાગે) કોઇ વર્ગ એવો નહીં હોય જે દિ૦ બ૦ ગોવિન્દદાસજીના નામથી અપરિચિત હશે.

દિ૦ બ૦ ગોવિન્દદાસજી સર્વ સાધારણમા ધાર્મિક સ્થિતિ વ્યવસ્થિત રહેવાની ઇચ્છા રાખવા સાથે વિદ્યાવૃદ્ધિનો અભિલાષ રાખે છે. જેની પ્રતી-

ચિમાં અનેક ઉદાહરણો વિદ્યમાન હોવા છતાં મોઢ પુરાણ સરખા મોટા ગ્રંથની સખ્યાબદ્ધ ભેટ કાઢી આખા હિંદુસ્થાનમાં વસતા મોઢવણિક માત્રમા એમણે પહેલ કાઢી છે જે એમના તમામ ઉદાત્ત ગુણોનુ મૂર્તિમંત ઉદાહરણ છે.

આવાં પુરુષોને જેટલો ધન્યવાદ ઘટે છે, તેથી તો કેટલાક ગણો વધારે ધન્યવાદ એમની માવડીઓને ઘટે છે. એક કવિએ ખૂબ કહ્યું છે કે,

(દોહરો)—જનની જણજે ભક્તજન કાં દાતા કાં શૂર,
નહિ તો રહેજે વાંઝણી મત ગુમાવિશ નૂર. ॥૧॥

સ્વ૦ વા૦ ગિરધરદાસજીના ચાર સુયોગ્ય પુત્રો—નાગરણદાસજી તથા કિશનદાસજી તથા હરિદાસ તથા ઘનશ્યામદાસ છે. અને ગોવિન્દદાસજીના પણ ત્રણ સુયોગ્ય પુત્રોમાથી મોટા પુત્ર લાલદાસજી છે. આ સર્વે ભાઇઓ હાલ અલ્પવયસ્ક હોવા છતા દક્ષતા પૂર્વક ઘરના વ્યાપારમાં ભાગ લેવા લાગ્યા છે અમે ઈશ્વરથી યાચિએ છિએ કે, એ ભાઇયોને પોતાના પૂર્વજોના તમામ સદ્ગુણો વારસામા મળો !

વિ૦ નિવેદન.—' કિંચિત્ પરિચય" શીર્ષક (હેડિંગ) ને અનુરૂપ અત્રે ઘણુંજ ટુંકાવી લીધું છે. વાસ્તવિક તો આવા પુરુષોનું સાગ્ર જીવન ચરિત્ર લખાવવું જોઇએ. હવે રહ્યુ એ કે, કોઈપણ બાબતમા મતભેદો યદા એ પક્ષ તો હોય જ છે. પરંતુ તેવા પ્રકારની ઉપસ્થિતિ પહેલા જ તેનું થોડું નિરાકરણ કરી દેવું અત્રે યોગ્ય લાગે છે.

વસ્તુ સ્થિતિ તરફ દૃષ્ટિ કરતા પણ પ્રત્યેક વ્યક્તિ એ વાતને કબૂલ કરશે કે, " મહાન્ મહાન્ પુરુષોના ચારિ-યથી—પ્રાય: સદ્ગુણોથી લેખ અને બની શકે તો યોગ્ય અવસરે વક્તૃત્વ દ્વારા પણ સર્વ સાધારણને જ્ઞાન કરી દીધા જોઇએ; જેથી 'પ્રાણી માત્રને સુખ અને મહત્પદ મેળવવાની ઈચ્છા તો હોયજ છે' એ મન્તાનુસાર આવા આવા ચરિત્રો વાચીને વા સાભળીને ભાવી પ્રજાનું લક્ષ તે તરફ પ્રેરાય છે. અને તેને એવી ઇચ્છા ઉત્પન્ન થાય છે કે, જે જે પુરુષોના આ પ્રમાણના ચરિત્રો લખાય છે તેમણે એવા તે શા શા ઉદ્યોગો અને મહાન્ કાર્યો કર્યાં હશે ? કે જેથી જગતમા તેઓ આગળ આવી લોકપ્રિયતાના પાત્રો બન્યા છે ? એ પ્રમાણે તેમને જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે અને આગળ તેવાઓનું અનુકરણ કરે છે. અને જ્યાં આ પ્રમાણે થવા લાગ્યું કે, સંસાર સુધારણા અને સામાજિક ઉન્નતિનો પાયો દૃઢ-મજબૂત થાય છે

આ વાતના સમર્થનમાં આપણા મહાભારત રામાયણ આદિ ઇતિહાસો અને ભાગવતાદિ પુરાણો વિદ્યમાન્ છે. પાશ્ચાત્ય વિદ્વાનો પણ આ વાતને પ્રાગલ્ભતાથી કબૂલ કરે છે પ્રસિદ્ધ વિદ્વાન્ ગુટે એ પણ લખ્યુ છે કે, "On the lives of remarkable men ink and paper should least be spared

(નામાંકિત નરોના જીવનચરિત્ર પાછળ શાહી કે કાગળની સહેજ પણ કસર કરવી જોઇએ નહિ ")

આ અવસરે અમો તેના લોકને ગંભીર ભલામણ કરીશુ કે, આવા વિષયોમા પક્ષપાત કરી વ્યર્થ કાલક્ષેપ અને દ્વેપ કરવા કરતા સાર્વજનિક હિતની દૃષ્ટિથી આવા આવા નરવીરો જે પોતાના સમાજમા અથવા જ્ઞાતિમા હોય તેમનુ ચરિત્ર ઘડી પ્રજાના સમુખ મુકવુ, જેથી અમારી સંસાર સુધારણા અને સામાજિક ઉન્નતિના મૂળિયા ઊંડા ઉતરે પરોપદેશે પાણ્ડિત્યમ્ એમજ અમો નથી કરવા ઇચ્છતા પરતુ આપણામા અથવા તો બીજી પણ જાતિમા જે જે એવા યોગ્ય પુરુષો જણાશે અને પ્રસગવશાત્ જેમ જેમ અમે તેમના પરિચયમા ઉંડા ઉતરી તેમના ચરિત્રથી જ્ઞાત થઇશું અને યોગ્ય લાગશે તેમ તેમ યથા બુદ્ધિ તેમના ચરિત્રો ઘડી પ્રગટ કરવા યોગ્ય રીતે પ્રયત્ન કરીશ. ॥ ઇતિ ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः





સુરત ખપાટીઆ ચકલા તાસવાળાની પોળમા આવેલા " જૈન વિજય " પ્રી. પ્રેસમાં ઇશ્વરલાલ કસનદાસ કાપડીયાએ છાપ્યું. અને ઔરંગાબાદ દક્ષિણમાં આવેલા વૈદ્ય માણેકરામ શાસ્ત્રી તરફથી પ્રગટ થયું.



# ભૂમિકા.

આજ એક લાંબો સમય વ્યતીત થઈ ગયો કે, જ્યારથી આપણુ સમસ્ત મોઢ માત્ર પોતાના જ્ઞાતિધર્મથી અને પોતાની મૂળ બિનાથી અજ્ઞાત થતા ચાલ્યા છે. કિંબહુના કેટલેક ઠેકાણે તો થઇજ ગયા છે. ઉદાહરણાર્થ—જો આજ આપણે કોઇ પ્રશ્ન કરે કે, ભાઇ! તમને ત્રિવેદી મોઢ સંજ્ઞા શાથી થઇ? તેમજ વાણિયાઓને પૂછે કે, તમે ગોભુજા શાથી કહેવાયા—તમારો ધર્મ શું-તમારી ઉત્પત્તિ વગેરે શું અને કેમ? ઇત્યાદિક જ્યારે પ્રશ્ન કોઇ કરે તો તે ઠેકાણે આપણે તેથી અજ્ઞાતતાજ વ્યકત કરવી પડે છે. અથવા તો તે પ્રશ્નોમાંથી એક ધર્મ સંબંધી પ્રશ્નનોજ ઉત્તર એવ્હો આપવામાં આવે છે કે, 'હમે વૈષ્ણવ છીએ' પરંતુ એ પણ ઉત્તર અયોગ્ય છે. કારણ, મૂળમાં તો આપણે સર્વજ વૈષ્ણવ છીએ. અને ઉપસ્થિત થતા પ્રશ્નો જુદીજ પ્રકારના હોય છે. ત્યારે એમ નહી! પણ, પોતાનો ધર્મ અને ઉત્પત્તિનો ઇતિહાસ વિગેરે જાણવામાં નથી તે જાણવો અત્યાવસ્યક છે.

તેજ પ્રમાણે કઇક ઠેકાણે અજ્ઞાનતાને લીધે, કુલગુરૂ મોઢ ત્રિવેદી બ્રાહ્મણ વિના-મોઢ વાણિયાઓ પોતાના લગ્ન-વિવાહાદિક તથા બીજા પણ કાર્ય પ્રયોજનો નિશંક અને નિર્ભિડતાથી કરી લેછે. પરંતુ ધર્મદ્દષ્ટિથી જોવા જતાં, ખરા મોઢના શ્રેય માટે તો તે માર્ગ સ્વધર્મનું ઉલ્લંઘન અને અધર્મનું અવલંબન કરાવનારો દૃગોચર થાય છે. કારણ જગત્‌નયંતા શ્રીવિષ્ણુ ભગવાનને તથા બ્રહ્મદેવે અને સદાશિવજીએ આ ગ્રંથના ૭ મા અધ્યાયના ૩૯-૪૦ મા શ્લોકમાં મોઢ વાણિયાઓનો ધર્મ નિરૂપણ કરતા કરતા તેમને શું આજ્ઞા આપી છે તે જુઓ! તેજ પ્રમાણે ૩૦ મા અધ્યાયના ૩૪ મા શ્લોકમાં રાજાધિરાજ રામચંદ્રજીએ પણ શું આજ્ઞા આપી છે તે જુઓ. તેથી આપણા આચારિત કર્મો વિષે આપણને પૂર્ણ જ્ઞાન થશે.

સારાંશ આતો એક સાધારણ ઉદાહરણો છે, પરંતુ બીજા પણ બહુધા આપણા કર્મો એવ્હા છે કે જેથી ધર્મનો નાશજ થાય. પરંતુ એત્રે એક અવશ્ય લક્ષમાં રાખવા જેવ્હી વાત એ છે કે, ધર્મના નાશે કરીને મહાન્ હાનિયો થાય છે. તે વિષે શ્રી ભગવત્‌ગીતામાં અર્જુને શ્રીકૃષ્ણપરમાત્માને કહ્યું છે કે,—

धर्मेनष्टे कुलं कृत्स्नमधर्मोभिमवत्युत ॥
अधर्माभि भवात्कृष्ण प्रदुष्यन्तिकुलस्त्रियः ॥

स्त्रीपुदुष्टासुवार्ष्णेयजायतेवर्णसंकरः ॥
संकरो नरकायेवकुलघ्नानां कुलस्यच ॥
पतन्तिपितरोह्येषांलुप्तपिण्डोदक क्रियाः ॥
दोषैरेतैः कुलघ्नानां वर्णसंकर कारकैः ॥
उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्चसाश्वताः ॥

અર્થ—હે કૃષ્ણ ! ધર્મના નાશે કરિને સર્વ કુલ અધર્મી થાય છે. તેથી સ્ત્રિયો દુરાચારણીઓ થઈ અસતા વર્ણ સંકર પ્રજા ઉત્પન્ન થાય છે. તે પ્રજા સર્વકુલને નર્કમાં નાખે છે. અને શ્રાદ્ધાદિક કર્મનો લોપ થાય છે. તેના પૂર્વજો પણ નર્કમાં પડે છે. એવ્હા. વર્ણસંકર કરનારા અને કુલનો નાશ કરનારાના દોષે કરીને જાતિધર્મ અને કુલધર્મનો લોપ થાય છે. )

માટે મનુષ્ય માત્રનું આદ્ય કર્તવ્ય ( પેપલી ફર્જ ) એ છે કે– સ્વધર્મને જાણી તેજ પ્રમાણે પોતાનું વર્તન રાખે.

તે સાથેજ એ પણ છે કે મોઢોનો ધર્મગ્રંથ આજ સુધી કોઇ પ્રસિદ્ધ ન્હોતો થયો એ એક મ્હોટી ખામી હોવાથી જે ઠેકાણે દુર્વતન પ્રચલિત છે તેથી પણ સહસાદોષ કેમ દેવાય ?

આ એક મ્હોટી ખામી ભરાવી લાવવા સારૂ સ્વધર્મ જીજ્ઞાસક કેટલાએક મોઢ વણિક ગૃહસ્થો તરફથી હમને ખાસ અત્યાગ્રહની સુચનાઓ, એક સમયથી હોવાથી હમે પણ એ પોતાનું આદ્ય અને ખરૂં કર્તવ્ય સમજી અને તે સાથેજ એક અસાધારણ મેહેનત ઉપાડવાનું સાહસ કરી આ સાર્થ ધર્મારણ્યમહાત્મ-મોઢપુરાણની ગુજરાતી ભાષા ટીકા કરી છે.

જેથી મોઢોને પોતાનો ધર્મ જાણવાનું સુગમ સાધન થયું છે માટે પ્રત્યેક મોઢ ગૃહસ્થો આ ગ્રંથનું અવલોકન કરી સ્વધર્મનેઅને પોતાની બિનાથી જ્ઞાત થશે.

આજથી હમને દ્રઢ આશા છે કે, આજ સુધી અજ્ઞાનતાને લીધે જે જે ઠેકાણે જે જે મોઢ વાણિયાઓ અધર્મથી વર્તી રહ્યા છે તેવા પણ તે દુરાચરણનો પરિત્યાગ કરી મોઢના ખરા ધર્મથી વર્તશે.

અત્રે એનો પણ ઉલ્લેખ કરવો અયોગ્ય નહીં થઇ શકે કે, સદર મૂળ ગ્રંથને હસ્તલિખિત પ્રતિયો બેએસો વર્ષના પેહેલેની લખેલી હોવાથી તેવને ઉધઇ લાગી તથા બીજા પણ તેને આઘાતો થઇ કેટલાક શ્લોકો તૃટિત થઇ ગએલા માટે તેની બીજી વળી પાછી બે ત્રણ પ્રતિયો પ્રયાસ સાથે મેળવી

ઠેકઠેકાણે બરાબર સંબંધો મેળવી લીધા છે. પણ એ સર્વે પ્રતિયો તથા ઇતર પણ ઉપલબ્ધ થતી મોઢપુરાણની પ્રતિયો બહુધા સ્કંદપુરાણાન્તર્ગત છે. (પદ્મપુરાણાન્તર્ગત મોઢપુરાણ ક્વચિત્ છે) અને સ્કંદપુરાણાન્તર્ગત મોઢ પુરાણના કયા ભાગો! તો-ઉપર્યુક્ત અને મુદ્દાના વિષયોના ઠેકાણે પણ ધડ અને પાયા વગરના છે. તે તેમનો તેમજ, થોડી મેહેનતને ત્રાસી અધુરા ન રાખતાં, તેવા મુદ્દાના વિષયો સાગ્ર-પૂર્ણ અને સ્પષ્ટ બોધક થાય અને સર્વને સુગમતાથી લક્ષમાં આવી જાય એટલા માટે તે તે બે ચાર ઠેકાણે તેટલો થોડો ભાગ (હમારાજ સંગ્રહમ્હાયતુ) પદ્મપુરાણાન્તર્ગત મોઢપુરાણમાં થી આ ગ્રંથમા સમ્મેલિત કર્યો છે.

તે સાથેજ આ ગ્રંથના કોઇ કયા ભાગમાં અથવા વિષગોમાં નહી પણ કોઇ કોઇ ઠેકાણે ફગત કાના-માત્રા-અનુસ્વાર વિગેરેની વધઘટની ચૂક મુદ્રણાલયના દોષથી અથવા હસ્તદોષ-નેત્રદોષથી થઇ ગઇ હોય તો સૂજ્ઞ વાચકવૃંદ તેની ક્ષમા કરશે.

હાલમાં પ્રચલિત હોતું **માતંગી** પૂજન માટે માતંગી દેવીની પ્રતિમા સારૂ ઘણી અડચણ પડે છે, તેનાજ માટે હમે, માતંગીના ધ્યાનના શ્લોકો થી જે બોધ થયો છે તે પ્રમાણે પ્રથમ સાધારણ આકૃતી ( ચિત્ર ) કાઢી તે ઉપરથી રંગીત મ્હોટું ચિત્ર કઢાવ્યું અને તે ઉપરથી ( કૅમેરાનો ) ફોટો ઉતારી તે ઉપરથી માતંગી દેવીનાં ચિત્રો છપાવી આ ગ્રંથમાં જોડયા છે. જેનો, અપેક્ષકો ઉચિત ઉપયોગ કરી લેશે.

આ સર્વ હમારી મેહેનતની સાફલ્યતા થયેલી હમે ત્યારેજ માનીશુ કે જ્યારે આપણા સર્વ મોઢો પૂર્ણ સ્વધર્માવલંબી થશે इतिशम् ॥

આ ગ્રંથ સબંધી સર્વે અધિકારો હમે પોતાના સ્વાધીન રાખ્યા છે. માટે કોઇ પણ મહાશય આ ગ્રંથ છાપવાનો પ્રયાસ ન કરે.

સંવત્ ૧૯૭૧<br>કાર્તિક શુદ્ધ પ્રતિપદા

માણેકરામ દુર્લભરામ શાસ્ત્રી.
નિજામ આશ્રિત-વનસ્પતિ ઔષધાલય,
ઔરંગાબાદ—નિજામ સ્ટેટ.

॥ श्रीगणेशाय नमः ॥ श्रीसीतारामचन्द्राभ्यो नमः ॥

# अथ साथ धर्मारण्य महात्म्य--
# मोढपुराण प्रारम्भः

नत्वा श्रीजानकीजानिं हनुमन्तं कपीश्वरम् ॥
धर्मारण्य महात्मस्य भाषाटीकां करोम्यहम् ॥ १ ॥

અર્થ—(પ્રથમ) જાનકીના પતી શ્રીરામચંદ્રજીને તેમજ કપીશ્વર મારૂતીને નમસ્કાર કરીને આ "ધર્મારણ્ય મહાત્મ" (મોઢપુરાણ) ની ભાષા ટીકા કરૂં છુ. ॥ ૧ ॥ (ભાષાતરકર્ત્તા)

---

प्रपद्ये देवमीशानं साश्वतं धृव मव्ययं ॥
महादेवं महात्मानं विश्वस्यजगतः पतिं ॥ १ ॥

અર્થ–પ્રકાશમાન, ઈશાન, નિરંતર રહેનારા, સદૈવ અવિનાશી, દેવતાઓમા શ્રેષ્ટ, મહાત્મા, વિશ્વ અને જગતના પતી એવને નમસ્કાર કરૂ છુ ॥ ૧ ॥

जयति पराशरसूनुः सत्यवती हृदय नन्दनोव्यासः ॥
यस्यास्यकमलगालितं वाङ्मय ममृतंजगात्पिबति ॥२॥

અર્થ--સત્યવતી માતાના હૃદયને આનંદ આપનારા અને પરાશર ઋષિના પુત્ર એવા શ્રીવેદવ્યાસજી ઉત્તમ પ્રકારે કરીને વર્તે છે, કે જેવના મુખ કમલથી ગળેલુ વાણીરૂપી અમૃત બધુયે જગત્ પાન કરે છે ॥ ૨ ॥

धर्मारण्य रतस्त्रिविष्टप पतिर्ज्ञानी भवानी पतिः--

पायाद्धः स्थिर भोगयोग सुलभो देवः स धर्मेश्वरः ॥
सर्वेषां हृदयेषुजीवकलया व्याप्य स्थितः सर्वदा-
ध्यात्वायं न पुनर्विशन्ति मनुजाः संसार कारागृहं ॥३॥

અર્થ—ધર્મારણ્યમા પ્રીતિથી વાસ કરનાર, તીનેલોકના પતી, જ્ઞાનવાન્, પાર્વતીના પતિ તેમજ સ્થિર છે ભોગ અને યોગ જે મના અને સુલભ એવા ‡**ધર્મેશ્વર** ભગવાન્ હમારૂં સરક્ષણ કરો. જે ધર્મેશ્વર ભગવાન્ સંપૂર્ણ ભુત પ્રાણીમાત્રના હૃદયોને વિષે જીવ રૂપે કરીને વ્યાપ્ત થઇને સદાએ રહેલા છે, એવા ધર્મેશ્વર ભગવાનનું ધ્યાન કર્યાથી–મનુષ્યો પાછા સંસારરૂપી કારાગૃહમા પ્રવેશ કરતા નથી ॥ ૩ ॥

कैलास शिखरे रम्ये सुरासुर निसेविते ॥
तत्राऽसीनं महादेवं गणैश्च परिवारितं ॥४॥

અર્થ—રમણીય અને સુર (દેવતા) તેમજ અસુર (રાક્ષસો) એવનાથી અત્યંત સેવિત એવા કૈલાસપર્વતના શિખરને વિષે શ્રંગી, ભ્રંગી આદિગણોએ કરીને પરિવારિત, ત્યાં બેઠેલા જે **મહાદેવજી** એવનાપ્રતિ– ॥ ૪ ॥

कृतान्जलिपुटोभूत्वा कुमारोवाक्य मब्रवीत् ॥
स्कंदौवाच-भगवन् त्वत्प्रसादेन श्रुताधर्मा मयानघ ॥५॥

અર્થ—હાથ જોડીને સ્વામિકાર્તિક કહે છે–હે ભગવાન્! § તમારા પ્રસાદે કરીને મ્હે નાનાં પ્રકારના ધર્મો સાભળ્યા. હવે– ॥૫॥

‡ મોઢેરાના અધિષ્ઠાતા દેવતા તરિકે ત્યાં ધર્મેશ્વર મહાદેવ પ્રસિદ્ધ છે જેવનો સાગ્રકથા ભાગ આગળ આવશેજ.

§ ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः ।
ज्ञान वैराग्ययोश्चैव षण्णामभगामितीर्यते

અર્થ—(૧) સંપૂર્ણ ઐશ્વર્ય. (૨) ધર્મ. (૩) યશ. (૪) લક્ષ્મી. (૫) જ્ઞાન અને (૬) વૈરાગ્ય એ છએ છે જેના વિષે તને ભગવાન કહે છે.

श्रौतकाः स्मार्तकाश्चैव एचान्ये चेतिहासकाः॥
सर्वाणि चैवतीर्थानि पुण्या ण्यायतनानिच ॥६॥

અર્થ—શ્રૌત ( અગ્નિહોત્રાદિક ) સ્માર્ત ( હોમાદિક ) અને બીજા ઇતિહાસો તેમજ સર્વ તીર્થો તથા પુણ્યને આપનારા સ્થલો એવનું મહાત્મ્ય આપના મુખથી મ્હેં સાંભળ્યું. ॥ ૬ ॥

चतुराशीतिज्ञातीनां स्थानानीचैव सर्वशः ॥
श्रुतानिचैवदेवश त्वत्प्रसादात्महेश्वर ॥ ७ ॥

અર્થ--બ્રાહ્મણોની ચોરાશી પ્રકારની ન્યાતો અને તેવને રહેવાના સ્થલો મ્હેં આપના મુખથી સાંભળ્યા. ॥ ૭ ॥

स्थाणुरुवाच--

अधुना संप्रवक्ष्यामि धर्मक्षेत्रं सनातनं ॥
पृथिव्यां नैमिषंश्रेष्ठं तच्छ्रेष्ठं धर्म संज्ञकं ॥ ८ ॥

અર્થ--એ પ્રમાણે મહાદેવજી સ્વામિકાર્તિકનું વચન સાંભળી, મહાદેવજી સ્વામિકાર્તિકને કહેવા લાગ્યા–હે સ્વામિકાર્તિક! હવે હું તમને ધર્મારણ્ય ક્ષેત્રનું મહાત્મ્ય કહું છુ તે સાંભળો. પૃથ્વીને વિષે જેવું નૈમિષારણ્ય ક્ષેત્ર મોહોટું છે (શ્રેષ્ઠ છે) તેવુંજ મોહોટું ( શ્રેષ્ઠ ) આ ધર્મારણ્ય નામનું ક્ષેત્ર છે. ॥ ૮ ॥

आयुष्यंच यशस्यंच पुण्यंकीर्ति विवर्धनं ॥
स्वर्गापवर्गदंतीर्थं धर्मारण्यं प्रचक्षते ॥ ९ ॥

અર્થ--વળી આ ધર્મારણ્ય ક્ષેત્ર કેવું છે! કે જેના સેવનથી આયુષ્ય, યશ, પુણ્ય, અને કીર્તિની વૃદ્ધિ થાય છે, સ્વર્ગ અને મોક્ષ આપનારૂં એવું આ ધર્મારણ્ય નામનું તીર્થ વિખ્યાત છે. ॥૯॥

स्कंदौवाच—

केनप्रोक्तं पुरातात केनचैवानुशासितं ॥

कोऽसौधर्मं किमारण्यं किमुत्पन्नंपुरातनं ॥ १० ॥

અર્થ--ત્યારે સ્વામિકાર્તિક પુછવા લાગ્યા,-હે તાત ! હે પિતાજી ! આ ધર્મારણ્ય ક્ષેત્ર પહેલાં કોણે કહ્યું ? એ ધર્મ કિયો ? અને એ આરણ્ય પણ કિયું ? તેમ એ પુરાતન કેમ ઉત્પન્ન થયું ? એ કૃપા કરી મને કહો. ॥ ૧૦ ॥.

स्थाणुरुवाच—

पुरासत्ययुगेप्राप्ते भगवान्विश्वसृग्पतिः ॥

सुदुष्करं तपश्चक्रे आदौलोक मिसृक्षया ॥ ११ ॥

અર્થ—તો મહાદેવજી કહે છે,--હે સ્વામિકાર્તિક ! પહેલે સત્યયુગ પ્રાપ્ત થયું અસતા જગત્‌ને ઉત્પન્ન કરનારા બ્રહ્મદેવ, દેવાદિક લોકોને ઉત્પન્ન કરવા માટે અત્યન્ત દુ ખ દેનારી તપશ્ચર્યા કરતા હવા ॥ ૧૧ ॥

तपसा कश्यपोजातः कश्यपोजनयत्सुतान् ॥

मार्तंडस्याऽभवद्भार्या तनया विश्वकर्मणः ॥ १२ ॥

અર્થઃ—તે બ્રહ્મદેવની તપશ્ચર્યાથી કશ્યપઋષિ-ઉત્પન્ન થયા. એ કશ્યપઋષિ પોતે પુત્રોને ઉત્પન્ન કરતા હવા. વિશ્વકર્માની કન્યા મહા ભાગ્યવતી સંજ્ઞા નામની, સૂર્યની સ્ત્રી થની હવી. ॥૧૨॥

संज्ञानाम महाभागा तस्यां मनुरजीजनत् ॥

मनुं प्रख्यातयशसं अनेक ज्ञान पारगं ॥ १३ ॥

અર્થઃ—હવે મહાભાગ્યવતી એવી સંજ્ઞા નામની સૂર્યની સ્ત્રીથી મનુ ઉત્પન્ન થયો. એ મનુ વિખ્યાત છે યશ જેના, તેમજ અનેક જ્ઞાનના પારને જાણનારો થતો હવો. ॥ ૧૩ ॥

विवस्वतः सुतोयस्मात् तस्माद्वैव स्वतःस्मृतः ॥

भानुपुत्रो महातेजो विश्वभर्ता सुहृत्प्रियः ॥ १४ ॥

અર્થ--" વિવસ્વાન " નામના સૂર્યનો પુત્ર થયો કરીને જ

**વૈવસ્વત** મનુ એ પ્રમાણનું એનું નામ પડ્યું, અને એ મહા-તેજસ્વી, વિશ્વનું પોષણ કરનારો અને સગા જેવો સર્વને પ્રીય થતો હવો. ॥ ૧૪ ॥

विश्वंचधार्यतेएन जगत्स्थावरजंगमं ॥
पुण्यानां परमोयस्तू सवै धर्म प्रकर्तितः ॥ १५ ॥

અર્થ—વૃક્ષ પાષાણાદિક અને મનુષ્ય પશ્વાદિક જગત્ જેણે ધારણ કરેલું છે તેમજ પુણ્ય શ્લોકોને વિષે શ્રેષ્ઠ તેનેજ **ધર્મ** કહ્યો છે ॥ ૧૫ ॥

तेनैव तपसातप्तं धर्मक्षेत्रं तदुच्यते ॥
ब्राह्मणानांच यज्ञार्थं क्षत्रियाणां जयायच ॥ १६ ॥

અર્થ—તેજ ધર્મએ જે ક્ષેત્રમાં તપશ્ચર્યા કરી તેને ધર્મ ક્ષેત્ર કહે છે. તે આ ધર્મ ક્ષેત્ર, બ્રાહ્મણોને યજ્ઞો માટે અને ક્ષત્રિયોને જય માટે છે ॥ ૧૬ ॥

वैश्यानांधनसम्ध्यै शूद्राणांतुसुखायवै ॥
सतौवाच—
नमस्कृत्यसुरान्सर्वान् शौनकादीन्मुनींस्तथा ॥१७॥

અર્થ—વૈશ્યોને ધનની સમૃદ્ધિ માટે અને શૂદ્રોને સુખ-ની પ્રાપ્તિ માટે ધર્મારણ્ય ક્ષેત્ર થતું હતું. સૂત પુરાણિક કહે છે–હે શૌનકાદિક ઋષિયો! તમને તેમજ સર્વે દેવતાઓને નમ-સ્કાર કરીને– ॥ ૧૭ ॥

भारती चाङ्घ्रियुग्मंच प्रणमामि गणाधिपम् ॥
यत्प्रसादादहंवक्ष्ये धर्मारण्यकथानकम् ॥ १८ ॥

અર્થ—તથા સરસ્વતી દેવીના પદયુગલને તેમજ ગણપતીને

નમસ્કાર કરીને, જેવની કૃપાથી આ ધર્મારણ્ય ક્ષેત્રના મહાત્મની કથા હું તમને કહું છું ॥ ૧૮ ॥

स्याणुरुवाच--

देवमोहनकंतीर्थं पुत्रपौत्र प्रवर्धनं ॥
एकदातु पुराधर्मो जगाम ब्रह्मसंसदी ॥ १९ ॥

અર્થ—હે ઋષિયો ! જે ધર્મારણ્ય ક્ષેત્રને વિષે પુત્ર અને પૌત્રની વૃદ્ધિ કરનારૂં એવું "દેવ મોહનક" નામના તિર્થનું મહાત્મ્ય વર્ણન કર્યું છે-તે હું તમને કહુંછું તે સાંભળો. એક સમયમાં મહાદેવજી, સ્વામિકાર્તિકને કહે છે-હે સ્વામિકાર્તિક ! પહેલે એક સમયમાં ધર્મ પોતે બ્રહ્મ લોકમાં જતા હવા ॥૧૯॥

ब्रह्मणापूजितो धर्मो मधु पर्केण वेधसा ॥
विष्टरादिकुशान्दत्वा आसनेचोप वेशयन् ॥ २० ॥

અર્થ--ત્યારે બ્રહ્મદેવે મધુપર્કે કરી ધર્મનું પૂજન કર્યું અને વિષ્ટર આદિ કુશાસન આપીને બેસાડતા હતા ॥ ૨૦ ॥

सननामसभामुख्यान् कर्मदेवान्द्विजांस्तथा ॥
पुण्यवन्तस्तथालोकान् वसिष्ठादीन्मुनींस्तथा ॥ २१ ॥

હવે તે ધર્મ, કર્મના સાક્ષી જે દેવો, બ્રાહ્મણો તથા લોકો અને વશિષ્ઠાદિક ઋષિઓ એવા જે સભામાં મુખ્યો તેમના પ્રતી નમસ્કાર કરતા હવા ॥ ૨૧ ॥

नमस्कृत्य यथाआस्ते सभायानियतात्मवान् ॥
देवैर्मुनिभिराक्रांतां सभामालोक्य विस्मितः ॥ २२ ॥

દેવતાઓએ કરીને, મુનિઓએ કરીને ભરાયલી એવી સભા જોઇને વિસ્મયને પ્રાપ્ત થયેલા એવા જ્ઞાનવાન્ ધર્મ તે સર્વને નમસ્કાર કરીને સભામાં બેસતા હવા ॥ ૨૨ ॥

हर्षेणमहतायुक्तो रोमांचित तनूरुहः ॥
तत्रोपविष्टंतंदृष्ट्वा व्यासंसत्यवतीसुतं ॥ २३ ॥

મહા હર્ષે કરીને યુક્ત, સંપૂર્ણ અંગને વિષે રોમાંચિત થયેલા છે જેવને એવા ધર્મ, તે સભામાં સત્યવતીના પુત્ર વેદ-વ્યાસજીને બેઠેલા જોઇને- ॥ ૨૩ ॥

रोमहर्षं महात्मानं विद्युत्तेजसमप्रभम् ॥
व्यासमुखात्तुसुश्राव कथांपौराणिकिंशुभाम् ॥ २४ ॥

વિધુત્તેજ સરખું છે તેજ જેવનું અને રોમાંચિત થયેલા એવા મહાત્મા વેદવ્યાસજીના મુખથી-જુની એવી કથા સાંભળતા હવા ॥ ૨૪ ॥

धर्मारण्योद्भवांदिव्यां सर्वापदविनाशिनीम् ॥
श्रुत्वारम्यां पवित्रांच पौराणीं पापनाशिनीम् ॥२५॥

પવિત્ર, પાપને દૂર કરનારી, જુની અને રમણીય, સર્વ દુઃખને દૂર કરનારી એવી ધર્મારણ્યની દિવ્ય કથા સાંભળીને હર્ષને પ્રાપ્ત થતા હવા. ॥ ૨૫ ॥

तां निशम्य सुविस्तीर्णां कथां ब्रह्माण्ड सम्भवाम् ॥
प्रमोदोत्फुल्ल नयनाः स्नेह निर्भर मानसः ॥ २६ ॥

મ્હોટો છે વિસ્તાર જેનો-બ્રહ્માંડથી ઉત્પન્ન થયેલી એવી કથા સાંભળીને ધર્મ, હર્ષે કરીને પ્રફુલ્લિત થએલા છે નેત્ર જે-વના, સ્નેહથી પરિપૂર્ણ થએલું છે મન જેવનું એવા થતા હવા. ॥૨૬॥

पितामहप्रसादात्र स्वांनिशम्य कथां तदा ॥
ब्रह्माणं मनुमन्त्र्याथ स्तुतिं कृत्वा समाहितः ॥ २७ ॥

તે સમયને વિષે બ્રહ્મદેવના પ્રસાદવડે કરીને પોતાની કથા

સાંભળીને સાવધાન મનથી સ્તુતિ કરીને, બ્રહ્મદેવને કહેવા લાગ્યા ॥ ૨૭ ॥

नमस्कृत्य तदा धर्मो ब्रह्माणं सपितामहं ॥
अनुज्ञात स्तुतेनैव गतोऽसौयम सादनं ॥ २८ ॥

તે **ધર્મ**, પિતામહ એવા જે બ્રહ્મદેવ, તેમને નમસ્કાર કરીને અને તેમની આજ્ઞા લઇને **યમના મંદિર** પ્રતિ ગમન કરતા હવા. ॥ ૨૮ ॥

शुभंशुभा प्राणिनांच साक्षित्वेतु नियोजितः ॥
पुण्यानां पुण्यजं सम्यक् पापानां पाप सम्भवम् ॥२९॥

જે **યમની** પ્રાણીઓના શુભાશુભ જાણવા માટે સાક્ષીરૂપે યોજના કરી છે, તે,-" પુણ્યાત્માઓના પુણ્યથી ઉત્પન્ન થએલું અને પાપીઓના પાપથી સંભવેલું " કર્મને જાણે છે. ॥ ૨૯ ॥

धर्मं पश्यन्ति पुण्यास्तं क्रूरंदृश्यन्ति पापजाः ॥
स तथानुचरैः साकं संयमिनीं मनोरमाम् ॥ ३० ॥

જે યમને, પુણ્યાત્માજન છે, એ **ધર્મરૂપ** જુએ છે, અને પાપથી થએલા જે છે-તે **યમરૂપ** જુએ છે. તે યમ ધર્મ પોતાના ગણો સહવર્તમાન **સમયમિનિ** નામની મનને હરણ કરનારી પુરીમાં રેહે છે. ॥ ૩૦ ॥

प्रहृष्ट मनसो भूत्वा प्रविशत् स्वंपुरं हरिः ॥

स्थाणुरुवाच—

अत्रान्तरे महातेजो नारदश्चागतस्तदा ॥ ३१ ॥

એવી પોતાની પુરીમાં, **ધર્મ** પ્રસન્ન મન થઇને પ્રવેશ કરતા હવા. **મહાદેવજી** કેહેછે-હે સ્વામિકાર્તિક ! એટલા સમયમાં, મહાતેજસ્વી એવા નારદઋષિ ત્યાં આવતા હવા ॥ ૩૧ ॥

ब्रह्मपुत्रो मुनिश्रेष्ठः सर्वभूत हितेरतः ॥
शिखायुतस्सोपवीतः प्रज्ज्वलं निजतेजसा ॥ ३२ ॥

મુનીયોમાં શ્રેષ્ઠ, સર્વભૂતપ્રાણિમાત્રના હિતમાં તત્પર, શિખા અને યજ્ઞોપવીતયુક્ત, પોતાના તેજથી તેજસ્વી એવા બ્રહ્મદેવના પુત્ર નારદરૂષિ. ॥ ૦૨ ॥

वीणा कर्मण्डलुर्दंड धरश्चार्क मिवद्युतिः ॥
ब्रह्मरूप मिवश्चान्यो ज्ञानमूर्तिश्च वेदवित् ॥ ३३ ॥

કે જેવે વીણ', કમંડલુ અને દંડ ધારણ કર્યો છે, જેમની સૂર્ય સરખી કાન્તી છે, બીજા જ્ઞાનમૂર્તી અને વેદને જાણનારા બ્રહ્મદેવજ છે કે શું ? એવા દેખાતા હતા. ॥ ૩૩ ॥

दुर्निरीक्षः कृपायुक्ता समदर्शी तपोनिधिः ॥
तपसा दग्धदेहोऽपी विष्णुभक्तिपरायणः ॥ ३४ ॥

દુઃખે કરીને પણ દેખાવવાને અશક્ય, કૃપાયુક્ત, ભૂત પ્રાણિ માત્રને વિશે સમદર્શી, (સમાન દ્રષ્ટીથી જોનારા) તપશ્ચર્યાના સમુદ્ર અને તપશ્ચર્યાના યોગે કરીને દગ્ધ છે પોતાનો દેહ તો પણ વિષ્ણુ- ભક્તીને વિષે પરાયણ. ॥ ૩૪ ॥

सर्ववित् सर्वगश्चैव नादप्रियः सदाशुचिः ॥
वेदाध्ययन शीलश्च गतो संयमिनीं प्रति ॥ ३५ ॥

તેમજ સર્વને જાણનારા, સર્વ ઠેકાણે જનારા, વીણાનો નાદ છે પ્રીય જેમને, સદા પવિત્ર, વેદાધ્યાયનનો સ્વભાવ છે જેમનો એવા નારદઋષિ "સમયમિની" નામની યમપુરી પ્રતી પ્રવેશ કરતા હવા. ॥ ૩૫ ॥

उत्तिष्ठत् सहसो धर्मः सेवकैस्सह धर्मवित् ॥
सन्मुखो हर्ष संयुक्तः आगच्छन्तं मुनीश्वरम् ॥३६॥

યમપુરીમાં આવેલા એવા નારદઋષિને, જોઇને ધર્મ એકાએકી ઉઠીને ઉભા થતા હવા. પોતાના સેવકો સહવર્તમાન્-ધર્મને જાણનારા એવા ધર્મ મહાન્ હર્ષને પ્રાપ્ત થઇને નારદઋષિના સન્મુખ આવતા હવા. ॥ ૩૬ ॥

वचसा चैव संस्तूय नारदं प्रत्यपूजयत् ॥
अर्घपाद्येन विधिना विष्टरेण यथाविधिः ॥ ३७ ॥

ધર્મ એ પોતાની વાણીવડે કરીને નારદઋષિની સ્તુતી કરીને અર્ઘ, પાદ્ય અને વિષ્ટરથી યથાવિધીએ કરીને પૂજન કર્યું ॥ ૩૭ ॥

मुनिवर्यं प्रणम्याथ विधिनाचोपवेशयत् ॥
आसने स्वे महादिव्ये रत्नकांचन भूषिते ॥ ३८ ॥

ઋષિઓમાં શ્રેષ્ટ એવા નારદઋષિને નમસ્કાર કરીને, સુવર્ણ અને રત્નોથી ભૂષિત મહા તેજસ્વી એવા પોતાના સિંહાસનઉપર યથાવિધીથી બેસાડતા હવા ॥ ૩૮ ॥

धर्मराज सभां दृष्ट्वा मनसा शंकितो मुनिः ॥
चित्रार्पितांच जन्तूनां दीपा निर्वात जाइव ॥ ३९ ॥

મનનશીલ એવા નારદઋષિ,-ધર્મરાજાની આવી વિચિત્ર સભા જોઇને મનથિ શંકાને પ્રાપ્ત થઇ "મનુષ્યોના નિર્માણ કરેલા ચિત્રો સરખાં અને વગર વાયરાની જગોએ રહેતા દીપ સરખાં" સ્થિર થતા હવા ॥ ૩૯ ॥

विधाय कुशलं प्रश्नं स्वागते नानुमोदितः ॥
हृष्ट चित्तो मुनिवरो धर्मेण परितोषितः ॥ ४० ॥

"નારદઋષિના આગમને કરીને હર્ષને પ્રાપ્ત થયેલું છે ચિત્ત જેમનું" એવા ધર્મ, નારદઋષિનું કુશલ પ્રશ્ન પૂછવા લાગ્યા. ધર્મ સંતોષને પામેલા એવા નારદઋષિ હર્ષચિત્ત થયા ॥ ૪૦ ॥

स्तुत्या प्रीतो मुनिश्रेष्ठः यमाय चाशिषं ददौ ॥
यमस्तत्सकलंवेत्ती मर्त्यानांच शुभाशुभम् ॥ ४१ ॥

સ્તુતીએ કરીને પ્રીતીને પ્રાપ્ત થએલા એવા નારદઋષિ-યમને આશિર્વાદ દેતા હવા. કે જે યમ, મનુષ્યોના શુભ અને અશુભ સંપૂર્ણ કર્મોને જાણે છે. ॥ ૪૧ ॥

पापेषु चैव पुण्येषू कर्म साक्षि प्रवर्तते ॥
दुष्टादुष्ट स्वरूपंच पुण्याधर्म स्वरूपिणं ॥ ४२ ॥

જે યમ, પાપ અને પુણ્યને વિષે કર્મ સાક્ષી રહે છે, અને તેજ યમ દુષ્ટ અને અદુષ્ટ (સજ્જન)ના સ્વરૂપને જાણે છે. તેજ પ્રમાણે કરીને પુણ્ય અને અધર્મ એના રૂપને પણ જાણે છે (એવા ધર્મપ્રતિ–) ॥ ૪૨ ॥

नारदौवाच–

भगवन्हर्षसंयुक्तः कारणंकेनहेतुना ॥
कथयस्व यथा वृत्तं महाभाग सुविस्तरं ॥ ४३ ॥

નારદઋષિ કહે છે,—હે ભગવન્ ! આપ સદા સર્વદા હર્ષ-યુક્ત કિયા કારણથી રહો છો ? આપનું જે પ્રકારે કરીને વૃત્તાન્ત હોય તે પ્રકારે કરીને-હે મહાભાગ્યશાળી યમધર્મ ! મને વિસ્તારે કરીને કહો ॥ ૪૩ ॥

धर्मौवाच–

शृणुष्वैवं मुनिश्रेष्ठ गतोऽहं ब्रह्म शासनं ॥
जग्मुस्तत्र पुराणास्ते यज्वानो ब्रह्मवादिनः ॥ ४४ ॥

એ પ્રમાણનું નારદઋષિનું પ્રશ્ન સાભળી, યમરૂપધર્મ કહે છે,-હે મુનિ શ્રેષ્ટ નારદ ! એક સમયને વિષે હું બ્રહ્મલોકપ્રતિ જતો હવો ત્યા વળી પણ જુના, યજ્ઞને કરનારા બ્રહ્મવાદી ઋષિઓ આગમન કરતા હવા. ॥ ૪૪ ॥

तत्रैक मानसो भूत्वा प्रणिपत्य पितामहम् ॥
श्रुत्वां धर्म कथां दिव्यां पुण्यां ब्रह्माण्डजांशुभाम् ॥४५॥

પિતામહ બ્રહ્મદેવને નમસ્કાર કરીને, તે ઠેકાણે એકમનથી, બ્રહ્માંડથી ઉત્પન્ન થયેલી શુભ અને દિવ્ય એવી ધર્મની કથા સાંભળીને,– ॥ ૪૫ ॥

धर्मारण्य भवांदिव्यां तेन हृष्टो महामुने ॥
अधिमोदोऽस्मिदेवर्षे भगवदागमनेनच ॥ ४६ ॥

હે મહામુને નારદ! દિવ્ય એવી ધર્મારણ્યની કથા સાંભળીને હું મહાન હર્ષને પ્રાપ્ત થયોછું, અને હે દેવર્ષે! આપના આગમને કરીને અધિક હર્ષને પ્રાપ્ત થયોછું. ॥ ૪૬ ॥

अद्याऽहं कृतकृत्योभू दद्याऽहं सुकृती तथा ॥
धर्मस्सुधर्मतांयातो त्वदङ्घ्रि युग दर्शने ॥ ४७ ॥

આજ હું કૃતાર્થ થયોછું તેમજ આજ હું સુકૃતી પણ થયોછું! તમારા ચરણકમલના દર્શન વડે કરીને ધર્મ–સુધર્મતાને પ્રાપ્ત થાય છે. ॥ ૪૭ ॥

पूतोऽहंच कृतार्थोऽहं धर्मोऽहं चाद्य सम्भवात् ॥
युष्मदङ्घ्रि प्रसादाच्च पूज्योऽहंच मुहामुने ॥ ४८ ॥

હે નારદ! હું પવિત્ર છું. હું કૃતાર્થ છું. આજના આપના દર્શનથી ધર્મરૂપ હું કુશલ છું, અને હે મહામુને! તમારા ચરણકમલના પ્રસાદે કરીને હું પૂજ્ય છું ॥ ૪૮ ॥

ब्रह्मणोग्रे श्रुतं तावत् व्यासोक्तं च पुरातनम् ॥
यमेन कथितं सर्व धर्मारण्यस्य विस्तरम् ॥ ४९ ॥

માટે હે નારદ! બ્રહ્મદેવના આગળ–વેદવ્યાસજીએ જુનુ

કહેલુ મ્હે સાભળ્યું, કે જે ધર્મારણ્યનો વિસ્તાર યમે કહેલો છે. ॥ ૪૯ ॥

सूतौवाच–

कथितं ऋपयस्तस्मै नारदाय महात्मने ॥
एवं विधैःकलैर्वाक्यै स्तोपितो मुनिसत्तमः ॥
दत्वाशिपंच धर्माय तत्रैवान्तर धीयत ॥ ५० ॥

શૌનકાદિક ઋષિઓ પ્રતી સુતપુરાણિક કહે છે કે-હે શૌનકાદિક ઋષિયો ! મહાત્મા એવા નારદઋષિને ધર્મારણ્યનુ મહાત્મ કહ્યુ. ( કે જે ધર્મારણ્યનો વિસ્તાર યમે કહેલો છે ) અને બીજા પણ મિષ્ટ વાક્યે કરીને મુનિવર્ય નારદઋષિને સતોષ પમાડ્યા, ત્યારે નારદઋષિ યમ ધર્મને આશિર્વાદ આપી ત્યાજ અતર્ધાન થઇ ગયા. ॥ ૫૦ ॥

पुनर्व्यापारतामेति प्राणिनां कर्म सारतः ॥
शुभाशुमे कर्मणीच विपाकःसोऽपि दापयत् ॥५१॥

પ્રાણીયો પોતાના કર્મના અનુસારે પુનર્જન્મ મરણને પ્રાપ્ત થાય છે. શુભાશુભ કર્મને વિષે પણ તેજ વિપાક (નામ) ફળને પ્રાપ્ત થાય છે. ॥ ૫૧ ॥

इति श्री स्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने
स्थानोत्पत्ति विवेचनो नाम प्रथमोऽध्यायः ॥ १ ॥

ईश्वरउवाच-

एकदा तु पुरातात गतोऽसौ राजमंदिरे ॥
इन्द्रप्रस्थ पुरेरम्ये राज्येचैवयुधिष्ठिरे ॥ १ ॥

સ્વામિ કાર્તિક પ્રતિ મહાદેવજી કહે છે-હે સ્વામિકાર્તિક! એક સમયમાં, રમણીય એ પ્રમાણેનું હસ્તિનાપુર જે ધર્મરાજાનું રાજ્ય તેને વિષે, ધર્મરાજાના મંદિરમાં નારદઋષિ ગયા. ॥ ૧ ॥

कुरुभिः पालितेचैव नारदोह्यमुपागमत् ॥
आगतं तु मुनिदृष्ट्वा कौंतेयोभ्रातृभिस्सह ॥ २ ॥

કૌરવોએ કરિને પાલિત, એ પ્રમાણેના "હસ્તિનાપુર"માં નારદઋષિ આવ્યા. કુંતીના પુત્ર ધર્મરાજા પોતાના બંધુ વર્ગ સાહનર્તમાન, આવેલા એવા નારદરૂષિને જોયા ( નારદરૂષિને જોઇને ) ॥ ૨ ॥

सिंहासनात्समुत्थाय प्रययौसन्मुखस्तदा ॥
मधुपर्कविधिंकृत्वा श्रान्तं संवाहनादिकम् ॥ ३ ॥

ધર્મરાજા સિંહાસન ઉપરથી ઉઠીને નારદરૂષિના સન્મુખ થતા હવા. તે સમયને વિષે મધુપર્ક વિધીથી પૂજન કરીને, ચાલી આવીને થાકી ગએલા એવા નારદરૂષિના પગ દાબતા હવા ॥૩॥

पूजितंचयथान्यायं तंमुनि द्विजसत्तमम् ॥

युधिष्ठिरउवाच-

मुनेकल्याणरूपत्वं सुरासुर नमस्कृतम् ॥ ४ ॥

બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા નારદમુનીનું યથાયોગ્ય પૂજન કરીને ધર્મરાજા કહેવા લાગ્યા-હે મુને! આપ કલ્યાણરૂપછો, અને સુર તથા અસુર એ બધાએ આપને નમસ્કાર કરે છે. ॥ ૪ ॥

सर्वगःसर्ववेत्ताच ब्रह्मपुत्रःकृपानिधे ॥

वयंहीसंसृतिंप्राप्ताः कर्मभिश्चशुभाशुभैः ॥ ५ ॥

હે બ્રહ્મ પુત્ર નારદ! આપ સર્વે જાણોછો અને સર્વ ઠેકાણે ગમન કરનારાછો અને કૃપાના સમુદ્રછો. હમે પણ શુભ અને અશુભ કર્મ વડે કરીને "જન્મ-મરણરૂપ સંસૃતી" ને પ્રાપ્ત થયા છિએ. ॥ ૫ ॥

कामक्रोधस्तथालोभो मोहश्चान्यो महारिपुः ॥
एवमेतास्तस्कराश्च बाध्यन्ते सर्वदेहिनाम् ॥ ६ ॥

કામ-ક્રોધ તથા લોભ અને મહાશત્રુ એવો મોહ એ બધાએ ચોરો, દેહ ધારીને બાધા કરે છે. ॥ ૬ ॥

एवं रागस्तथामोहो लोभःक्रोधस्तथैवच ॥
प्रवर्धन्ते दुरात्मानो मनुष्यस्मृतिनाशकाः ॥ ७ ॥

મનુષ્યોની સ્મૃતીનો નાશ કરનારા અને દુરાત્મા એવા "પ્રીતી, લોભ તેજ પ્રમાણે ક્રોધ" એ ઉત્તમ રીતએ કરીને વધે છે અને મનુષ્યોની સ્મૃતીયોનો નાશ કરનારા છે ॥ ૭ ॥

रागात्क्रोधःप्रभवती क्रोधाल्लोभोऽभिजायते ॥
लोभाद्भवतिसम्मोहः सम्मोहात्स्मृतिविभ्रमः ॥ ८ ॥

પ્રીતીએ કરીને ક્રોધ ઉત્પન્ન થાય છે, અને ક્રોધથી લોભ થાય છે, ને લોભથી ઉત્તમ-પ્રકારનો મોહ થાય છે; તેમજ મોહથી સ્મૃતીમાં ભ્રમ થાય છે ॥ ૮ ॥

स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यती ॥
एवंप्रनष्टबुद्धीनां रागलोभानुवर्तिनाम् ॥ ९ ॥

સ્મૃતિ ભ્રંશથિ બુદ્ધીનો નાશ થાય છે અને બુદ્ધી નાશથી આયુનો નાશ થાય છે. એ પ્રકારે કરીને "રાગલોભાનુવર્તી" (પ્રીતી અને લોભથી વર્તનારા) નષ્ટ બુદ્ધીના જનોનો નાશ થાય છે. ॥ ૯ ॥

व्यासस्यागमनं चाद्य श्रावइण्यातितच्छुभम् ॥
तीर्थानामेव सर्वेषां फलंपुण्यंयदद्भुतम् ॥
भूतंभव्यंचतत्रैव तथाचैव भविष्यकम् ॥ १९ ॥

તેવ વેદવ્યાસજી આવીને, સર્વ તીર્થોનું ફલ અને અદ્ભુત પુણ્ય શુભ હમણાં તમને સંભળાવશે. તેમ ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ સંપૂર્ણ ઈતીહાસ પણ તમને સંભળાવશે. ॥ ૧૯ ॥

परमंधर्म संस्थानं व्यासः सत्यवती सुतः ॥
स्याणु०-एव मुक्त्वाविधेः पुत्रोतत्रैवान्तरधीयत ॥२०॥

સત્યવતીના પુત્ર વેદવ્યાસજી-જે પરમધર્મની સંસ્થા ( શ્રેષ્ઠ ધર્મનું સ્થાન ) તે તમને સર્વ કેહેશે. સ્વામિકાર્તિક પ્રતી મહાદેવજી કેહે છે-હે સ્વામિકાર્તિક! બ્રહ્મદેવના પુત્ર એવા જે નારદરૂષિ, તે ધર્મરાજા આગળ આ સર્વ વૃત્તાન્ત કહીને ત્યાંજ અંતર્ધાન થયા. ॥૨૦॥

एतस्मिन्नन्तरे प्राप्ते कानीनश्च महामुनिः ॥
असौब्रह्मविदांश्रेष्ठः स्नानं सुर सरिद्गतः ॥२१॥

એટલા સમયમાં, " બ્રહ્મ જાણનારાઓમાં શ્રેષ્ટ એવા કાનીન નામના મહામુની-ગંગાસ્નાન કરવા માટે આવ્યા. ॥ ૨૧ ॥

स्नात्वातत्रायजद्यज्ञं सुरादींश्च तथार्चयन् ॥
विधिनानुष्टितं तेन सर्वं कर्म दिवान्हिकम् ॥ २२ ॥

કાનીનરૂષિ ગંગાજીમાં સ્નાન કરીને યજ્ઞપુરૂષનું યજન કરીને તેજ પ્રકારે કરીને દેવતાઓનું પૂજન કરીને સર્વ દિવસનું જે આન્હિક કર્મ તે વિધીએ કરીને કરતા હવા. ॥ ૨૨ ॥

तदा विज्ञापया मास धर्मः पांडु सुतश्चसः ॥
पदातिः सन्मुखो भूत्वा मुमुदे नतकन्धरः ॥
दंडवत्तं प्रणम्याथ भ्रातृ भृत्ययुतोहिसः ॥ २३ ॥

તે સમયને વિશે, પાંડુના પુત્ર ધર્મરાજા-વિજ્ઞાપના (પ્રાર્થના) કરતા હવા-ચાર ડગલા સન્મુખ જઇને માથું નમાવી હર્ષને પ્રાપ્ત થતા હવા, અને પોતાના ભાઇઓ તથા સેવકો સહવર્તમાન-દંડવત્ નમસ્કાર (કાનીનરૂષીને) કરતા હવા. ॥ ૨૩ ॥

मधुपर्क विधिं कृत्वा पूजां कृत्वा यथा विधी ॥
सिंहासन समासीनं विद्युत्पुंज जित प्रभम् ॥२४॥

મધુપર્ક વિધિથી અને પૂજાના વિધીથી પૂજન કરીને "વિદ્યુત્તેજના પુંજ (સમૂહ)ને જીતેલું છે તેજ જેવનું" એવા કાનીન રૂષીને સિંહાસન ઉપર બેસાડીને- ॥ ૨૪ ॥

धर्म पुत्रो नृप श्रेष्ठः पप्रच्छ सुसमाहितः ॥
गिराच विनया युक्तो इदं वचन मब्रवीत् ॥२५॥

રાજાઓમાં શ્રેષ્ટ ધર્મ-સમાધાન મનથી પૂછવા લાગ્યા. અને વિનયયુક્ત વાણીથી આ વચન બોલતા હવા. ॥ ૨૫ ॥

धर्मउवाच—त्वत्प्रसादान्महा भाग श्रुतानिबहुशः पुरा ॥
पुराणानी च सर्वाणि कथाश्च विविधाः श्रुताः ॥२६॥

ધર્મ રાજા કહે છે-હે મહાભાગ કાનીનરૂષીજી ! તમારા પ્રસાદે કરીને પેહેલે મ્હેં ઘણું કરીને સર્વ પુરાણો સાંભળ્યા. અને નાના પ્રકારની કથાઓ પણ સાંભળી. ॥ ૨૬ ॥

अधुना पृष्ठु मिच्छामि धर्मक्षेत्रं सुविस्तरम् ॥
धर्मारण्यश्च क्षेत्रंच श्रोतु मिच्छामि तत्वतः ॥२७॥

અધુના કેહેતા હમણા વિસ્તારે કરીને ધર્મક્ષેત્ર સાંભળવાની ઇચ્છા કરૂં છું. તે વિસ્તારે કરીને આપ મ્હારે આગળ કહો ॥૨૭॥

कस्येदं स्थापितं स्थानं रचितं केन निर्मितम् ॥
रक्षितं पालितं केन कास्मिन् काले उपस्थितम् ॥२८॥

એ સ્થાન કોણે સ્થાપન કર્યું ? અને કોણે રચના કરી ? તથા કોણે નિર્માણ કર્યું ? તેમ રક્ષણ કોણે કર્યું ? પાલન કોણે કર્યું ? અને તે કિયા કાળમાં ઉત્પન્ન થયું ? ॥ ૨૮ ॥

भूतंभव्यंभविष्यंच तस्मिन्स्थानेचयद्भवेत् ॥
तत्सर्वंकथयाशुत्वं तीर्थानांच यथाविधिः ॥ २९ ॥

ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ સ્થાનના જે થતા હવા તે કહો. અને તીર્થોની વિધી પણ જલદી કહો. ॥ ૨૯ ॥

इतिश्री स्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने
द्वितीयोऽध्यायः ॥ २ ॥

---

વ્યાસઉવાચ–आद्यंचैव महत्स्थानं शम्भुविष्णवीशानिर्मितम्॥
वाराणस्यायवाधिक्यं सर्वेदेवैरधिष्ठितम् ॥१॥

(ધર્મ રાજાની એ પ્રમાણેની ઈચ્છા જોઇ ત્યારે) વેદવ્યાસજી કેહે છે–બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એવે નિર્માણ કરેલું સર્વથી પેહેલું આ "મહાસ્થાન જે ધર્મારણ્ય" એનું મહાત્મ કાશી કરતા પણ જવબર આધક છે અને સર્વ દેવતાઓ જેમાં વાસ કરે છે. ॥૧॥

सर्वतीर्थमयंतच्च उत्तरं स्थानमुच्यते ॥
ब्रह्मविष्णुशिवश्चैव इन्द्राद्यैःसुरसेवितम् ॥ २ ॥

સર્વ તીર્થરૂપ તેમ બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવજી, ઇંદ્રાદિક દેવતાઓએ કરીને પણ સેવિત એવું આ ઉખર નામનુ સ્થાન કહે છે. ॥ ૨ ॥

लोकपालैश्चदिक्पालैः मातृभिश्चैवसिद्धिभिः ॥
गंधर्वैश्चाप्सरोभिश्च सेव्यमानं सुरासुरैः ॥ ३ ॥

- લોકપાલો અને દિક્પાલો માતૃકા સહિત સિદ્ધીયો, ગંધર્વો

અપ્સરાઓ-દેવતાઓ અને અસુરો એવથી સેવ્યમાન ॥ ૩ ॥

भूतवेतालशाकिन्यो ग्रहालोकाकलास्तथा ॥
ऋतुमासास्तथापक्षाः भूलोकादावसन्तिहि ॥ ४ ॥

ભૂત, વેતાલ, શાકિનીયો, ગ્રહો, લોકો તેમજ સંપૂર્ણ કલાઓ રૂતુઓ, મહિનાઓ અને પક્ષો તેજ પ્રમાણે કરીને પૃથ્વીમાં રેહેનારા જનો. ॥ ૪ ॥

तमाद्यंचनृपश्रेष्ठ स्थानमध्येनृपोत्तम ॥
दृष्टंस्मृतंचतत्स्थानं सर्वसौख्यप्रदंहितत् ॥ ५ ॥

હે મનુષ્યોમાં શ્રેષ્ટ રાજા ધર્મ! આદ્ય એ પ્રમાણનું જે આ ક્ષેત્ર, તે એના જોયાથી-સાંભળ્યાથી, આ સ્થાન મનુષ્યોના સર્વે સૌખ્યને આપે છે. ॥ ૫ ॥

यज्ञ कारैश्च वहुभिः सेवितं वहु सत्तमैः ॥
सिंव्हव्याघ्र मृगैर्द्वैपैः पक्षिभिर्वि विधै स्तथा ॥ ६ ॥

મહાશ્રેષ્ટ એવા જે ઘણા-યજ્ઞ કરનારાઓ-રૂષીયો એવનાથી સેવિત અને સિંવ્હ, વાઘ, હરણો, હાતિયો અને બીજા પક્ષીયોથી પણ સેવિત. ॥ ૬ ॥

वृक्षैरनेकधायुक्तं लतागुल्म सुशोभनम् ॥
सदा पुण्य प्रदं तत्र सदा फल समन्वितम् ॥७॥

લતાઓએ કરીને, ગુચ્છોએ કરીને અને અતી શોભાએ કરીને તેમ અનેક વૃક્ષોએ કરીને યુક્ત એવું તે સ્થાન-સદા સર્વકાલ ફલયુક્ત પુણ્યને આપનારૂં, ॥ ૭ ॥

निर्वैरं निर्भयं चैव धर्मारण्यंच भूपते ॥
महानन्द मयं दिव्यं पावनं पावनस्यच ॥८॥

હે ધર્મરાજા! પવિત્રને પણ પવિત્ર કરનારૂં, મહા તેજસ્વી,

મહા આનંદ આપનારૂં, જેને વિષે ‡ વૈરમાત્ર બિલકુલ નથી અને નિર્ભય (ભયરહિત) એવું આ ધર્મારણ્ય જાણુજે. ॥ ૮ ॥

कानननन्तुमहादिव्यं नानाजातिमहीरुहैः ॥
पक्षिभिश्चैवविविधैः नादितंसर्वतोदिशी ॥ ९ ॥

નાના પ્રકારના વૃક્ષોથી તે વન મહા • તેજસ્વી અને નાના પ્રકારના પક્ષીયોના નાદથી તેની સર્વે દિશાઓ નાદિત. ॥ ૯ ॥

सेवितं तापसैश्चापी मुनिना माश्रमैशुभैः ॥
परिव्राजकैश्चवहुभिः सेवितंहंसपुङ्गवैः ॥ १० ॥

વળી તે ધર્મારણ્ય કેવું છે ? કે તપશ્ચર્યા કરનારાઓથી સેવિત અને મુનીયોના આશ્રમોથી યુક્ત, તેમજ દેહધારીયોમાં શ્રેષ્ઠ-એ પ્રમાણુના સન્યાસીયોથી પણ સેવિત, ॥ ૧૦ ॥

सेव्यमानंसुसिद्धैश्च त्रिकालज्ञैश्चसर्वशः ॥
विरेजेपादपास्तत्र प लाशोदुंवरस्तथा ॥ ११ ॥

તથા ત્રિકાલ જ્ઞાનને જાણનારા-સિદ્ધોથ સેવિત; અને જે ઠેકાણે પાલાશ, ઔદુંબરના ઝાડો શોભે છે. ॥ ૧૧ ॥

विल्वाश्चैवकपित्थाश्च प्लक्षाम्रःखदिरस्तथा ॥
फणसैर्नालिकेरैश्च पिचुमन्दैःकरञ्जकैः ॥ १२ ॥

બિલ્વ, કવીટ, આમ્ર તેજ પ્રમાણે ખેર, ફણસ, નારિઅળ, લીંબડો, કરંજ ઇત્યાદિકોના વૃક્ષો શોભે છે જેમાં ॥ ૧૨ ॥

एचान्यैर्विविधैश्चापी वृक्षैश्चैवसुशोभनम् ॥
लतागुल्माकुलंरम्यं सर्वोषधिसमन्वितम् ॥ १३ ॥

અને બીજા પણ નાના પ્રકારના વૃક્ષોથી સુશોભિત, લતા

‡ એટલે કોઇને વધારે ફળ આપનારૂં-કોઇને કમતી ફળ આપનારૂં એમ નહી પણ સર્વને સમાન ફળ આપરૂં.

અને ગુલ્મો (ગુચ્છો)થી સંકુલ (વ્યાપ્ત) રમણીય અને સર્વ ઓષધીથી યુક્ત. ॥ ૧૩ ॥

रम्यंसर्वदिशश्चैव हर्षदंशोकनाशनम् ॥
पुष्पितं फलितं दिव्यं धर्मारण्यंचसर्वदा ॥ १४ ॥

પુન: તે ધર્મારણ્ય સદાસર્વદા ફ્લોથી અને પુષ્પોથી શોભાયમાન, શોકનો નાશ કરનારૂ, હર્ષને આપનારૂ, અને દસે દિશાઓ જેની રમણીય. ॥ ૧૪ ॥

उत्वाखुंश्चमृगाःसिंव्हाः द्वीपाःपंचाननादयः ॥
फणयोसकलाश्चैव रममाणायथेच्छया ॥ १५ ॥

જે ધર્મારણ્યને વિશે બિલાડા, ઉંદરો, હરણો, સિંહો, હાથીયો, વાઘો અને સર્પો એ બધાએ પોતાની ઇચ્છાએ કરીને જ્યાં રમમાણ થઈ ( ક્રીડા કરતા ) રહ્યા છે. ॥ ૧૫ ॥

मयूरशुकपाराकैः कोकिलैः सुस्वरैः शुभम् ॥
तपोधनवरैर्दिव्यैः ऋषिपुत्रैश्चसेवितम् ॥ १६ ॥

મોર, પોપટ, પારાવત અને કોયલ એવના સુસ્વરે કરીને શોભાયમાન, અને તપ રૂપી છે ધન જેવનુ ને તેજસ્વી એવા રૂષીયોએ કરીને સેવિત. ॥ ૧૬ ॥

नादितंपक्षिनिर्नादैः रममाणैह्यशंकितैः ॥
नंदनादधिकंचैव धर्मारण्यंशुभंवरम् ॥ १७ ॥

શંકા રહિત અને રમમાણ થનારા એવા પક્ષીયોના શુંન્દર શબ્દે કરીને નાદિત, એવું આ શુભ અને શ્રેષ્ઠ ધર્મારણ્ય "નંદનવન" કરતા પણ અધિક શોભાયમાન છે. ॥ ૧૭ ॥

नैमिषादधिकंभूप धर्मारण्यंप्रचक्षते ॥
तत्रवैवस्वतेनूनं ऋतवोपडभूत्किल ॥ १८ ॥

અને "નૈમિશારણ્ય ક્ષેત્ર"કરતા પણ ધર્મારણ્ય અધિક વિખ્યાત

છે. હે રાજા! તે ઠેકાણે સૂર્યની છ ૠતુઓ થતી હવી. ॥ ૧૮ ॥

इन्द्रादिभिश्चदेवैस्तु सेव्यमानं सदैवहि ॥
ससिद्धंचसदाशुभ्रं सर्वनादमयं तथा ॥ १९ ॥

સદા સર્વદા ઇંદ્રાદિક દેવતાઓએ કરીને સેવ્યમાન, સિદ્ધરૂપ અને શુભ્ર એટલે પવિત્ર તેજ પ્રમાણે કરીને સર્વ નાદમય એ પ્રમાણનું "ધર્મારણ્ય જાણ" ॥ ૧૯ ॥

सदासौम्यंसदाश्रेष्ठं धर्मारण्यंगुणाधिकम् ॥
तान्दृष्ट्वातत्रजान्वृक्षान् सर्वपापैः प्रमुच्यते ॥ २० ॥

સદા સર્વદા શાંત અને સદા શ્રેષ્ઠ એવું ગુણે કરીને અધિક ધર્મારણ્ય જાણ. ત્યાં ઉત્પન્ન થએલા વૃક્ષોને જોઇને–મનુષ્ય સર્વ પાપથી મુક્ત થાય છે. ॥ ૨૦ ॥

एकाहवसनेतात पितृणामनृणोभवेत् ॥
पितृणांपिण्डदानंच वनेकुर्वन्तियेनराः ॥ २१ ॥

આ ધર્મારણ્યને વિષે જે મનુષ્યો એક દિવસ વાસ કરીને પિતરોને પિંડદાન કરે છે, તે મનુષ્યો–હે **રાજા**! પિતરોના રૂણ થકી મુક્ત થાય છે. ॥ ૨૧ ॥

पितरस्तृप्तिमायान्ति यावदिन्द्राश्चतुर्दश ॥
दृष्ट्वामतुलभूपाल धर्मारण्य समुद्भवम् ॥ २२ ॥

હે રજન્! અને તે પિતરો–ધર્મારણ્યમાં થએલું અતુલ એવા પુણ્યને પ્રાપ્ત થઇને ચૌદ ઇંદ્ર સુધી તૃપ્તીને પામે છે. ॥૨૨॥

कीर्तनं कुरुते यस्तु धर्मस्थानस्यपुत्रक ॥
प्राप्नोति परमंसौख्यं ईश्वरःस्वयमब्रवीत् ॥ २३ ॥

હે રાજા! વળી "આ ધર્મારણ્યનું જે કીર્તન કરે છે–તે પરમ સૌખ્યને પ્રાપ્ત થાય છે" એવું ઇશ્વરે પોતાના મોઢાથી કહ્યું છે. ॥ ૨૩ ॥

अस्मिन् तीर्थेप्रकुर्वन्ती स्वाध्यायतपसुव्रतान् ॥
अक्षयं लभते पुण्यं पापंयान्तिसहस्त्रधा ॥ २४ ॥

આ તીર્થને વિષે જે પોતાના વેદો ભણે છે, તપ કરે છે, સારા વૃતો કરે છે—તે અક્ષય પુણ્યને પામે છે. અને તેવના હજારે પાપો નાશ થાયે છે. ॥ ૨૪ ॥

सप्तारण्याधिकं प्रोक्तं सर्वयज्ञफलप्रदम् ॥
कामदं मोक्षदं चैव सेवितंसुरसत्तमैः ॥
ऋषिभिश्चाप्सरोभिश्च ब्रह्माविष्णु महेश्वरैः ॥ २५ ॥

સાતે આરણ્યો કરતાં પણ અધિક પુણ્ય છે જેનુ તેમજ સર્વ યજ્ઞોના ફલને આપનારૂં, મનોર્થ પૂર્ણ કરનારૂં, અને મોક્ષને પણ આપનારૂં, તેજ પ્રમાણે કરીને અપ્સરાઓ, ઋષીયો અને દેવતાઓમાં શ્રેષ્ટ એવા બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વરથી સેવિત એવું " આ ધર્મારણ્ય ક્ષેત્ર જાણ" ॥ ૨૫ ॥

इतिश्री स्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने
**वनवर्णनम्** नाम तृतीयोध्यायः ॥ ३ ॥

---

વ્યાસઉ०—ऋषयस्थापितास्तत्र ब्रह्माविष्णुशिवादिभिः ॥
अष्टादशसहस्त्राणी पुण्याःकाजेशनिर्मिताः॥१॥

ધર્મરાજાને વેદવ્યાસજી કહે છે—તે ધર્મારણ્યમાં બ્રહ્મા, વિષ્ણુ અને શિવજીએ, *ઋષિયો (મોઢ ત્રિવેદી બ્રાહ્મણો) સ્થાપન કર્યા. તે પુણ્યરૂપ અરાઢ હજાર ઋષીયો—ક કેહેતા બ્રહ્મદેવ, અજ કેહેતા—વિષ્ણુ અને ઈશ કેહેતા મહાદેવજી એ ત્રણે દેવતાઓએ પોતે ઉત્પન્ન કરેલા. ॥ ૧ ॥

---

* એવના ઉત્પત્તીનો કારણ સહિત સાગ્ર ઇતીહાસ આ ગ્રંથના પાંચમાં અધ્યાયના ૨૦ મા શ્લોકથી તે ૪૬ માં શ્લોક સુધીમાં વર્ણવેલો છે.

षट्त्रिंशसहस्राणि भृत्यास्तेवणिजोभुवि ॥
द्विजभक्तिसमायुक्ताः ब्रह्मण्यास्तेह्ययोनिजाः ॥२॥

બ્રાહ્મણોને વિષે દયાલુ "માતૃયોનિ" વિના ઉત્પન્ન થએલા અને બ્રાહ્મણોને વિષે ભક્તિયુક્ત એવા છત્રીસ હજાર સેવકો વાણિયાઓ પૃથ્વીને વિષે ઉત્પન્ન કર્યા. ॥ २ ॥

पुराणद्याः सदाचाराः धार्मिका गोभुजा इति ॥
तेषां काश्यप संगोत्रं सर्वेषां हि युधिष्ठिर ॥ ३ ॥

તે વાણિયા સેવકો-પુરાણને જાણનારા, સારા આચારથી ચાલનારા અને પોતાના ધર્મથી વર્તનારા *"ગોભુજ" એ નામથી વિખ્યાત છે. હે ધર્મરાજ! તે છત્રીસે હજાર સેવકોનુ કાશ્યપ ગોત્ર છે. ॥ ૩ ॥

स्वर्गे देवा प्रशंसन्ति धर्मारण्य निवासिनाम् ॥
न तेषां पुनरावृत्तिः कल्पकोटि शतैरपि ॥ ४ ॥

ધર્મારણ્યમાં નિવાસ કરનારા જનોની સ્વર્ગમાં દેવતાઓ પ્રશંસા કરે છે. કરોડસો કલ્પ પર્યંત તેવનુ (ધર્મારણ્યમાં રહેનારા જનોનું) મૃત્યુલોકમાં પુનઃ આગમન થતુ નથી. ॥ ૪ ॥

धर्मारण्यं नृप श्रेष्ठ एवमस्ति सुशोभनम् ॥
गया काशि कुरुक्षेत्र पुरी सप्ताधिकं मतम् ॥ ५ ॥

હે રાજાઓમાં શ્રેષ્ઠ ધર્મરાજ! શોભાય માન એવું ધર્મારણ્ય શ્રેષ્ઠ છે. કે જે-ગયા, કાશી કુરૂક્ષેત્ર કરતા અને સાત પુરીયો કરતા પણ અધિક માન્યું છે. ॥ ૫ ॥

युधिष्ठिरउवाच—विस्तरेण महाभाग धर्मारण्यस्य कीर्तनम् ॥
स्वर्गं तु प्राप्यते येन सर्वं हि वदमे प्रभो ॥६॥

---

* એવની ઉત્પત્તીનો કારણ સહિત સાગ્ર ઇતીહાસ આ ગ્રંથના સાતમાં અધ્યાયના પેહેલા શ્લોકથી ૪૬ માં શ્લોક સુધીમાં વર્ણવેલો છે.

ધર્મરાજા કેહે છે-હે મહાભાગ ઋષીજી! ધર્મારણ્યનુ મ મહાત્મ વિસ્તારે કરીને મ્હારે આગળ કહો; કે જેનાથી સ્વર્ગની પ્રાપ્રી થાય છે. ॥ ૬ ॥

व्यासउवाच-श्रुणुपार्थ महाभाग धर्मारण्यस्य कीर्तनम् ॥
स्थाणुनोक्तं कुमाराय धर्मारण्योद्भवं शुभम् ॥ ७ ॥

ત્યારે વેદવ્યાસજી કહે છે-હે મહા ભાગ્યશાળી રાજા ધર્મ! જે ધર્મારણ્યનુ મહાત્મ-મહાદેવજીએ સ્વામિકાર્તિક આગળ કહ્યું છે તેજ પવિત્ર એવું ધર્મારણ્યનુ મહાત્મ હું તારે આગળ કહું છું, તે તું શ્રવણ કર. ॥ ૭ ॥

एकदा तु सुखासीनं महादेव महेश्वरम् ॥
गणैः परिव्रतं तत्र सुरासुर नमस्कृतम् ॥ ८ ॥

એક સમયને વિષે, પોતાના ગણો સહવર્તમાન સુખે કરીને બેઠેલા એવા મહાદેવજી, કે જેવને સુર અને અસુર એ બધાએ નમસ્કાર કરે છે. ॥ ૮ ॥

तुंबराद्यैश्च गंधर्वै रप्सरोभिस्समन्ततः ॥
स्तुतिं गानं विगायन्ती ते सर्वे हृष्ट मानसाः ॥९॥

તુંબરાદિક ગંધર્વો અને અપ્સરાઓ,-જે મહાદેવજીના ચારે તરફ વિંટળાયલા છે. અને હર્ષે કરીને સંતુષ્ટ છે મન જેવના એવ્હા તે સર્વે સ્તુતિ અને ગાયનથી ગાય છે. ॥ ૯ ॥

नादामृत श्रुतिस्थैवे रुण्ड माला विभूषितम् ॥
देवं गङ्गाधरं दृष्ट्वा कुमारो वाक्य मब्रवीत् ॥ १० ॥

નાદ રૂપી અમૃતને જેવ પાન કરી રહેલા છે ( ગાયન સાંભળી રહ્યા છે ) અને મુંડની માળા જેવે ધારણ કરેલી છે, અને ગગા જેવે ધારણ કરેલી છે-એવા મહાદેવજીને જોઇને, સ્વામિ કાર્તિક પુછવા લાગ્યા. ॥ ૧૦ ॥

कार्तिकेय उ०—देव देव सुरेशान नाद मूर्ते दयापर ॥
किमर्थ मुत्सुकत्वं हि वृषस्या.रोहणंप्रति ॥ ११ ॥

સ્વામિ કાર્તિક પુછે છે–દેવના દેવ! હે દેવના સ્વામિન્! દયાપર અને નાદમૂર્તિ, એવા આપ નંદિકેશ્વર ઉપર આટલા કાં ઉત્સુક (હર્ષયુક્ત) થયા છો? ॥ ૧૧ ॥

गानंत्यक्त्वा कृपासिंधो क्वयास्यसिवदस्वमे ॥
शंभु०—श्रुणुवत्सप्रवक्ष्यामि येनाऽहंव्यग्रचेतसः ॥ १२ ॥

અને હે કૃપાના સમુદ્ર! આ ગાયનનો પરિત્યાગ કરીને આપ ક્યાં જાવછો? એ કૃપાએ કરીને મને કહો. ત્યારે મહાદેવજી કહે છે–હે વત્સ! જેનાથી હું વ્યગ્ર ચિત્ત થયોછું તેનું કારણ સાંભળ. ॥ ૧૨ ॥

पृथिव्यांच महत्तीर्थं महत्स्थानंच भूतले ॥
तत्रापि गन्तुकामोऽहं देवैस्सह षडानन ॥ १३ ॥

પૃથ્વીને વિષે મહાતીર્થ અને મહાસ્થાન એવું જે ધર્મારણ્ય, તેને વિષે દેવતાઓ સહવર્તમાન હે સ્વામિકાર્તિક? હું જવાની ઇચ્છા કરૂંછું. ॥ ૧૩ ॥

स्कंद उवाच—धर्मारण्यं कथं तात कृतं केन विनिर्मितम् ॥
सुपर्वाणः कथं तात तक्त्वानाकं सुरेश्वर ॥ १४ ॥

સ્વામિકાર્તિક પુછે છે–હે પિતા મહાદેવજી! ધર્મારણ્ય કોણે નિર્માણ કર્યું? અને કોણે ઉત્પન્ન કર્યું? હે સુરેશ્વર? હે તાત! દેવતાઓ સ્વર્ગનો પરિત્યાગ કરીને ॥ ૧૪ ॥

तत्र गच्छन्तितेकस्मात् मर्त्यलोकं वसन्तिही॥
ईश्वरौ०—सर्वक्षेत्रमयंस्थानं पञ्चक्रोशमहत्तरम् ॥ १५॥

તે ધર્મારણ્યમાં કાં જાય છે? અને મૃત્યુલોકમાં કાં વાસ

કરે છે ? એ કૃપા કરીને મને કહો ત્યારે મહાદેવજી કહે છે– હે સ્વામિકાર્તિક ! તે ધર્મારણ્ય પાંચ કોસનુ મહાક્ષેત્ર છે. ॥૧૫॥

दुर्लभं सर्व देवानां सिद्धानां सिद्धि दायकम् ॥
कामिनां कामदं चैव योगीनां मोक्ष दायकम् ॥१६॥

તે સ્થાન સર્વ દેવોને દુર્લભ છે. સિદ્ધોને સિદ્ધી આપનારૂં, કામિયોના મનોર્થ પૂર્ણ કરનારૂ અને યોગીયોને મોક્ષ આપનારૂં છે. ॥ ૧૬ ॥

सर्व तीर्थ मयतच्च स्थूलाघौघ विनाशनम् ॥
आद्यंतद्भूभ्रतां श्रेष्ठ रम्यं काजेशनिर्मितम् ॥१७॥

( વેદવ્યાસજી કહે છે )–પૃથ્વીના પાલન કરનારાઓમા શ્રેષ્ઠ હે રાજા ધર્મ ! પુનઃ તે ધર્મારણ્ય સર્વ તીર્થરૂપ છે. તથા મહાન્ મહાન્ પાપોના સમૂહને નાશ કરનારૂં છે. અને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરનુ નિર્માણ કરેલું એવું આદ્ય છે. ॥ ૧૭ ॥

शंभुरुवाच–ब्रह्मा स्वयंभुर्भगवान् हस्त सिद्धिंच कर्मजाम् ॥
ततः प्रभ्रत्यथौषध्यः कृष्टपच्यास्तुजज्ञिरे ॥ १८ ॥

મહાદેવજી કહે છે–હે સ્વામિકાર્તિક ! તે દિવસથી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ તીને દેવતાઓ પોતાના સ્વહસ્તની જે કર્મ સિદ્ધી તેના પ્રતી,–ખેતર ખેડીને ઓષધીયો ઉત્પન્ન કરતા હવા ॥૧૮॥

संसिद्धायां तु वार्तायां ततस्तासां स्वयं प्रभुः ॥
मर्य्यादां स्थापयामास यथा न्यायं यथा गुणम् ॥१९॥

પોતાના મનની વાર્તા સિદ્ધ થઇ અંસતા, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ તીને પ્રભુયથાન્યાય, યથા પ્રમાણ મર્યાદા સ્થાપન કરતા હવા. ॥ ૧૯ ॥

ब्रह्माणं स्थापयेत्पूर्वे दक्षिणेच गणाधिपम् ॥
पश्चिमेच तुले भानु उत्तरेच महेश्वरम ॥ २० ॥

પૂર્વ દિશામાં બ્રહ્મદેવનું સ્થાપન કર્યું દક્ષિણ દિશામાં ગણ-પતિનું સ્થાપન કર્યું. પશ્ચિમ દિશાને વિષે સૂર્યનારાયણનું સ્થાપન કર્યું અને ઉત્તર દિશામાં મહાદેવજીનું સ્થાપન કર્યું. ॥ ૨૦ ॥

वर्णानामाश्रमाणांच धर्मान् धर्मभृताम्वर ॥
लोकाश्चसर्ववर्णानां धर्मानुष्ठाइनांसताम् ॥ २१ ॥

હે ધર્મવાનમાં શ્રેષ્ઠ રાજા ધર્મ! અને વર્ણોના આશ્રમોના ધર્મ ઉત્પન્ન કરતા હવા ધર્મનું અનુષ્ઠાન કરનારા એવા જે સારા જનો તેવના લોક (રહેવા માટે જગો) ઉત્પન્ન કરતા હવા. ॥૨૧॥

प्राजापत्यं ब्राह्मणानां कृतंस्थानं क्रियावताम् ॥
स्थानमिन्द्रं क्षत्रियाणां सङ्ग्रामेष्वपलाइनाम् ॥ २२ ॥

હવે, ક્રિયાવાન્ એવા જે બ્રાહ્મણો એવનું પ્રાજાપત્યપણું (સ્વામીપણું) અને તેવના સ્થાન-એને ઉત્પન્ન કર્યાં, ઈન્દ્રનું સ્થાન નિર્માણ કર્યું, સંગ્રામમાં ન ભાગનારા (શૂર) એવા ક્ષત્રીયોનું સ્થાન નિર્માણ કર્યું. ॥ ૨૨ ॥

वैश्याना महतांस्थानं स्वधर्ममनुवर्तिनाम् ॥
गान्धर्वशूद्रजातीनां परिचर्य्यासुवर्तिनाम् ॥ २३ ॥

પોતાના ધર્મથી વર્તનારા એન્હા-મ્હોટા વૈશ્યોનું સ્થાન નિ-ર્માણ કર્યું. સેવાને વિષે વર્તનારા એવા ગંધર્વ અને શૂદ્ર એવના સ્થાન નિર્માણ કર્યાં. ॥ ૨૩ ॥

अष्टाशीतिसहस्राणां ऋषीणामूर्ध्वरेतसाम् ॥
स्मृतं तेषांतुयत्स्थानं तदेव गुरुवासिनाम् ॥ २४ ॥

ઉર્ધ્વ છે રેત જેવના (મસ્તકને વિષે ચઢી ગયા છે વીર્ય જેવના) એવા ઇઠયાસી હજાર ઋષીયોના જે આશ્રમો કહેલા છે તે નિર્માણ કર્યાં. તેજ પ્રકારે કરીને, મ્હોટાઓને રહેવાની જગો નિર્માણ કરી. ॥ ૨૪ ॥

प्रोक्तंऋषीणांयत्स्थानं स्मृतंतद्वनौकसाम् ॥
प्राजापत्यंग्रहस्थानां न्यासिनां ब्रह्मसंक्षयम् ॥
योगिनामक्षयंस्थानं कृतवान्सस्वयंप्रभुः ॥ २५ ॥

ઋષીયોએ જે સ્થાનો કહ્યાં છે તેજ સ્થાનો-વનમાં રહેનારાઓના જાણવા. અને ગ્રહસ્થોનું-માલકપણું એ સ્થાન. સન્યાસીયોને-બ્રહ્મનું પ્રાપ્ત થવું એ સ્થાન. તેમ યોગિયોનું-નાશ રહિત સ્થાન, એ ભગવાન્ પોતે કરતા હવા. ॥ ૨૫ ॥

इतिश्री स्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने धर्मवतांस्थानप्राप्ति वर्णनोनाम चतुर्थोऽध्यायः ॥४॥

---

व्यासउवाच-महाकल्पेचसम्प्राप्ते चराचर क्षयंगते ॥
जलरूपीजगन्नाथो रममाणःस्वलीलया ॥ १ ॥

વેદવ્યાસજી કહે છે-જેમાં મનુષ્યોનો અને વૃક્ષ પાષાણાદિકનો ક્ષય થાય છે, એવું મહાકલ્પ પ્રાપ્ત થયું અસતા, જલરૂપી ભગવાન્ જગતના નાથ પોતાની જલરૂપી લીલાએ કરીને રમમાણ થતા હવા. ॥ ૧ ॥

चिरकालेगतेसोपि धरित्र्यादिपुतत्वतः ॥
वृक्षमुत्पादयामास महच्छाखासुशोभनम् ॥ २ ॥

એ પ્રમાણે કંઇક દિવસ વિતી ગયા અસતા તેજ ભગવાન્ પોતે, પૃથ્વી-તેજ વાયુ અને આકાશ, એ તત્વોથી, મ્હોટી શાખાઓ(ડાળા-ફાંટાઓ)છે જેની એવું એક વૃક્ષ ઉત્પન્ન કરતા હવા.॥૨॥

विशालपत्रैरम्यैश्च स्कंदकान्डादिशोभनैः ॥
फलाद्यैः स्वजटायुक्तो न्यग्रोधोनृपसत्तम ॥ ३ ॥

રાજાઓમાં શ્રેષ્ઠ-હે ધર્મ ! કે વિશાલ (ઘણા બધા) છે પત્ર

જેના, રમણીય અને ખાંદાઓત. ડાળીયોથી શોભાયમાન, ફલાદિકથી યુક્ત અને લાંબી જટાઓથી પણ યુક્ત એવું વડનું ઝાડ ઉત્પન્ન થયું. ॥ ૩ ॥

वाल भावं कृतं तेन देवेना मित तेजसा ॥
शेते स वट पत्रेच विश्व निर्माण मुत्सुकः ॥ ४ ॥

જેવના તેજનો અંતપાર નથી, અને જગતને ઉત્પન્ન કરવાની ઇચ્છા છે જેવની–એવા ભગવાન નાના સરખા બાલક થઇને તે વડના પાદડા ઉપર સુતા હવા. ॥ ૪ ॥

तदा ततो महाराज कमलाकृति नाभिपु ॥
चतुर्मुखोष्ट वाहुश्च हंसारूढस्सभार्य्यया ॥ ५ ॥

હે રાજા ધર્મ ! તે સમયને વિષે ભગવાનના નાભિમાંથી એક કમલ ઉત્પન્ન થયું, તે કમલની આકૃતીને વિષે ( કમલમાં બેઠેલા ) હંસ ઉપર બેઠેલા અને આઠ છે હાથ જેવના, ચાર છે મુખ જેવના એવ્હા બ્રહ્મદેવ પોતાની સ્ત્રી સહવર્તમાન ઉત્પન્ન થતા હવા. ॥ ૫ ॥

दृष्ट्वा धाताच देवंतं तुष्टावासौ विधिस्तदा ॥
ब्रम्होवाच–अनादि निधनं देवं शंख चक्र गदाधरम् ॥६॥

સર્વના પિતા બ્રહ્મદેવ તે સમયને વિષે ભગવાનની સ્તુતી કરવા લાગ્યા. કે હે ભગવન્! આપ અનાદિ છો! નાશરહિત છો! શંખ–ચક્ર અને ગદાને ધારણ કરનારા છો! ॥ ૬ ॥

नमस्ते ज्ञान रूपाय नमस्तेच महद्युते ॥
नमस्ते वाल रूपाय नमस्तेच श्रियःपते ॥ ७ ॥

જ્ઞાનરૂપ હે ભગવાન્! આપને નમસ્કાર કરૂં છું. મહા તેજસ્વી એવા, અને લક્ષ્મીના પતી એવા બાલરૂપ જે આપ! તે આપને હું નમસ્કાર કરૂં છું. ॥ ૭ ॥

त्वंच मातापिता त्वंच त्वमेव शरणं मम ॥
भ्राताच भगिनी त्वंच त्वंच भाग्य महद्भूतम् ॥८॥

માતા આપ છો. પિતા પણ આપજ છો; તમારાજ શરણનો આશ્રય છે ભાઇ તથા બેન અને મ્હારૂ મહત્ ભાગ્ય એ આપજછો.॥૮॥

सत्वं ज्योतिस्तमत्वंच स्थूल सूक्ष्मो लघुर्गुरुः ॥
अणु रूप मयस्त्वंही नमामि सततं विभो ॥ ९ ॥

હે ભગવન્! આપ જોતિરૂપ છો તેમજ તમરૂપ પણ આપજ છો. સ્થૂલ-સૂક્ષ્મ, ન્હાનું-મ્હોટું અને બારીકથી બારીકરૂપ આપજ છો. હે પ્રભો! આપને નિરંતર નમસ્કાર કરીએ છીએ॥૯॥

प्रभवस्सर्व भूतानां भरणेच महद्युतिः ॥
त्व मेव पास्यथकाले काल रूपेण नाशकृत् ॥ १० ॥

હે પ્રભો! સર્વ ભૂત પ્રાણિ માત્રને આપ ઉત્પન્ન કરનારા છો. મહા તેજસ્વી એવા જે આપ, તે આપજ જગતનું પોષણ કરો છો. સર્વ કાલે આપજ સંરક્ષણ કરો છો. અને કાલ રૂપે કરીને સર્વનો નાશ પણ આપજ કરો છો. ॥ ૧૦ ॥

स्तौमिनाथत्वदर्थं हि भक्ति गम्य सुरेश्वर ॥
न जाने तव माहात्म्यं भक्तिरेशामुदीरयन् ॥ ११ ॥

હે દેવતાઓના ઇશ્વર! આપ કેવલ ભક્તીથીજ પ્રાપ્ત થાવ છો. હે નાથ! આપની પ્રાપ્તી થવા માટેજ હું આપની સ્તુતી કરૂં છું. આપના મહાત્મને હું જાણતો નથી, કેવળ આપની ભક્તીજ જાણુ છું. ॥ ૧૧ ॥

ईडितस्तु तदा विष्णु स्तुत्यावै कमलापतिः ॥
उवाच मधुरां वाचं कृपालु र्बाल लीलया ॥ १२ ॥

જ્યારે બ્રહ્મદેવે, ભગવાનની આ પ્રમાણે સ્તુતી કરી, ત્યારે

ભગવાન, બ્રહ્મ દેવ પ્રતી મધુર વાણી વડે કરીને બાળ લીલાથી કહેવા લાગ્યા. ॥ ૧૨ ॥

વિષ્ણુ રુવાચ-पोतस्त्वं विधिना चाद्य ब्रह्माण्डं कुरु गोकलम्॥
पातालं भू दिवग्राम सिन्धु सागर काननम् ।१३

વિષ્ણુ ભગવાન્ કહે છે—જગતને ચલાવનારા હે બ્રહ્મદેવ! વિધીએ કરીને બ્રહ્માંડને ગોલાકાર કરો. અને તે ગોલાકારને વિષે પાતાલ, પૃથ્વી, સ્વર્ગ, ગામો, સિંધુ, સાગર અને વનો એ ઉત્પન્ન કરો. ॥ ૧૩ ॥

लता वृक्षाश्च गिरयः द्वि पदाः पशव स्तथा ॥
मेध्या ग्रहाश्च धिश्ण्यानि सिद्धा यक्षाश्च राक्षसाः ॥१४॥

હે બ્રહ્મદેવ! વળી લતાઓ, વૃક્ષો, પર્વતો બે પગના પશુઓ, પવિત્ર એ પ્રમાણુના આદિત્યાદિ ગ્રહો. અને તેવના સ્થાનો, તેમજ સિધ્ધો, યક્ષો અને રાક્ષસો. ॥ ૧૪ ॥

श्वापदादीनिसर्वाणी चतुराशीतियोनयः ॥
कुरुत्वं सकलं चाशु ब्रह्माण्डं भूमि गोलकम् ॥ १५ ॥

અને ચોરાશી યોનીયો અને સર્વ પશુઓ, એ સઘળુંએ બ્રહ્માંઠ રૂપી ભૂમિ ગોલને વિષે તમે જલદી કરો. ॥ ૧૫ ॥

एव मुक्त्वा तदा देवः तत्रैवान्तर धीयत ॥
ब्रह्मणा निर्मितं सर्वं ब्रह्माण्डं च यथोदितम् ॥ १६ ॥

હવે દેવાધિદેવ ભગવાન્ એ પ્રમાણે બ્રહ્મદેવપ્રતી કહીને તઇજ અંતર્ધાન થયા. બ્રહ્મદેવે પણ પ્રભુની આજ્ઞા પ્રમાણે સર્વ બ્રહ્માંડ ઉત્પન્ન કર્યું. ॥ ૧૬ ॥

पातालं भू दिशः स्वर्गं सरितः सरितां पतिः ॥
देवासुर मनुष्याश्च पिशाच्यो रग राक्षसाः ॥ १७ ॥

(તે કેવું? કે) સાને પાતાલો, પૃથ્વી, દિશાઓ, સ્વર્ગ, નદીઓ, નદીયોનો પતી સમુદ્ર, દેવતા, અસુર, મનુષ્યો, પિશાચો, સર્પો અને રાક્ષસો. ॥ ૧૭ ॥

ग्रह चक्रं सनक्षत्रं मासार्ताद्व युगानिच ॥
कलामुहूर्तादिकं सर्वं वेदादि श्रुतयस्तथा ॥ १८ ॥

નક્ષત્રો સહિત ગ્રહ મંડલ, મહિનાઓ, રૂતુઓ, વર્ષો, યુગો, ઘડિયો, મુહુર્તો અને શ્રુતીયો સહવર્તમાન વેદો ॥ ૧૮ ॥

पुराण न्याय मीमांसा व्यापारो दर्शनानि पट् ॥
कृतं सर्वं तदा तेन ब्रह्माण्डं च यथो दितम् ॥ १९ ॥

પુરાણ, ન્યાય શાસ્ત્ર, મીમાંસા શાસ્ત્ર વ્યવહાર, * છદર્શનો અને યથોચિત બ્રહ્માંડ એ સર્વ બ્રહ્મદેવે નિર્માણ કર્યું. ॥ ૧૯ ॥

विरंचिः प्रददौ कर्म कश्यपाय महात्मने ॥
ततो वर्षं शतं दिव्यं तप स्तेपे सकाश्यपः ॥ २० ॥

અને બ્રહ્મદેવે, મહાત્મા એવા કશ્યપઋષિને તપશ્ચર્યા કરવાની આજ્ઞા કરી પછી બ્રહ્મદેવ દેવતાઈ સો વર્ષ પર્યંત તપશ્ચર્યા કરતા હવા. ॥ ૨૦ ॥

तदेव दर्शनार्थंच येनासौ निर्मितः पुरा ॥
निराहारोजितात्माऽसौ दृढचित्तैक मानसः ॥२१॥

જેવે કશ્યપ ઋષીને ઉત્પન્ન કર્યા તેજ બ્રહ્મદેવ-ભગવાનના દર્શન માટે અન્નનો પરિત્યાગ કરી, આત્માને જીતી મનથી દ્રઢ નિશ્ચય કરી તપશ્ચર્યા કરવા લાગ્યા. ॥ ૨૧ ॥

धारणा मनसायुक्तो विष्णूद्देशेन पद्मभूः ॥
पञ्चाग्निसाधनं घोरं एकपादेनसत्ववान् ॥ २२ ॥

કમલથી ઉત્પન્ન થએલા બ્રહ્મદેવ મનથી ધારણા લગાડીને

---

* શૈવ, પશુપત, કાપાલાદિક.

વિષ્ણુ ભગવાનના ઉદ્દેશે કરીને એક પગ ઉપર ઉભા રહીને મહા ભયંકર એવું પંચાગ્નિ સાધન કરવા લાગ્યા. ॥ ૨૨ ॥

क्रुतं तेन महाभाग ब्रह्मणाकुरुनन्दन ॥
प्रत्यक्षोऽसौ तदातस्य ब्रह्मणस्यादि पौरुषः ॥२३॥

હે ધર્મ રાજા ! મહા ભાગ્યવાન્-એવા બ્રહ્મદેવે જ્યારે આ પ્રમાણુની તપશ્ચર્યા કરી, ત્યારે આદિ પુરૂષ જે ભગવાન્ તે બ્રહ્મ દેવને પ્રત્યક્ષ દર્શન આપતા હવા. ॥ ૨૩ ॥

पीताम्बरो घनःश्याम नागारिकृतवाहनः ॥
चतुर्भुजो महातेजो शंखचक्रगदाब्जभ्रत् ॥ २४ ॥

પીતાંબર ધારણ કર્યું છે જેવે અને ગરૂડ ઉપર બેઠેલા, મેઘ સરખું છે શામ સ્વરૂપજેવનું, ચાર ભુજા શોભે છે જેવને, અને ચારે ભુજામાં જેવે શંખ, ચક્ર, ગદા તથા કમલ ધારણ કરેલા છે એવા-॥ ૨૪ ॥

भगवान् उ०—वरंदास्यामितेसम्यक् यत्वयायाच्यते ब्रशम्॥
ब्रह्मा उवाच—यदितुष्टोऽसिमेदेव दयांकृत्वा ममो परि॥२५॥

ભગવાન બ્રહ્મદેવ પ્રતી કહે છે-હે બ્રહ્મદેવ ! જે વરદાન તમે માગો છો તે વરદાન હું તમને આપુ છું! એ પ્રમાણુની જ્યારે ભગવાનની આજ્ઞા થઈ ત્યારે બ્રહ્મદેવ કહે છે-હે ભગવાન્ જો મ્હારા ઉપર આપ પ્રસન્ન છો, તો મ્હારા ઉપર દયા કરીને આપ એટલુંજ મને આપો કે— ॥ ૨૫ ॥

लुब्धं मांचकृपानाथ ताभिस्तस्य कदाचन ॥
इदं कुरुकृपासिन्धो यदितुष्टोसिमेप्रभो ॥ २६ ॥

હે નાથ! "આપના વરદાનથી હું લોભને પ્રાપ્ત ન થાવું" હે પ્રભો! જો આપ મ્હારા ઉપર પ્રસન્ન છો તો તો એટલુંજ મને આપો. ॥ ૨૬ ॥

एवमस्त्वितियोब्रूयात् हरिस्तूष्णीमुवाचह ॥

ब्रह्मा उवाच–नमस्तेविष्णवेशंभो नमस्तेगरुडध्वज ॥२७॥

એ પ્રમાણે બ્રહ્મદેવે જ્યારે પ્રાર્થના કરી, ત્યારે પ્રભુ કહે છે–હે બ્રહ્મદેવ! "જે પ્રમાણે તમારી ઈચ્છા છે, તેજ પ્રમાણે થશે." એમ કહીને દુઃખને હરણ કરનારા પ્રભુ છાના થયા. ત્યારે પુનઃ બ્રહ્મદેવ હાથ જોડીને, ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા, જગતનું પાલન કરનારા અને જગતનો સંહાર કરનારા હે ગરૂડધ્વજ ભગવાન્! હું આપને નમસ્કાર કરૂં છું ॥ ૨૭ ॥

नमस्तेकमलाकान्त नमस्तेब्रह्मरूपिणे ॥

नमस्तेमत्स्यरूपाय नमस्तेकूर्मरूपिणे ॥ २८ ॥

હે લક્ષ્મીના પતી! હે બ્રહ્મરૂપ! હું આપને નમસ્કાર કરૂં છું. તેમજ મત્સરૂપ અને કૂર્મરૂપ ધારણ કરનારા જે આપ, તે આપને હું નમસ્કાર કરૂં છું ॥ ૨૮ ॥

शूकरायनमस्तुभ्यं नारसिंव्हायते नमः ॥

वामनायनमस्तुभ्यं जामदग्न्यायते नमः ॥ २९ ॥

હે શૂકર ભગવાન્! હે નૃસિંહ ભગવાન્! હે વામન ભગવાન્ હે જમદગ્નીના પુત્ર પરશુરામ ભગવાન્! હું આપને નમસ્કાર કરૂં છું. ॥ ૨૯ ॥

नमोदाशरथेदेव नमस्तेयदुनन्दन ॥

नमस्तेबुद्धरूपाय सदायोगरतायवै ॥

कल्किनेचनमस्तुभ्यं सदातुष्टान्तकारिणे ॥ ३० ॥

હે દશરથના પુત્ર રામચંદ્રજી! હે યદુનન્દન કૃષ્ણ! હું આપને નમસ્કાર કરૂં છું. તેમજ સદા સર્વ કાલયોગાભ્યાસને વિષે તત્પર, બૌદ્ધરૂપ જે આપ, અને સદા દુષ્ટને દંડ દેનારા કલંકી ભગવાન્! આપને હું નમસ્કાર કરૂં છું ॥ ૩૦ ॥

नमो धर्म निधानाय सत्य रूपायवै नमः ॥
नमस्ते यज्ञ रूपाय कर्म रूप नमोस्तुते ॥ ३१ ॥

ધર્મના સ્થાનરૂપ અને સત્યરૂપ, યજ્ઞરૂપ અને કર્મરૂપ આપને હું નમસ્કાર કરૂં છું. ॥ ૩૧ ॥

नमस्ते तत्व रूपाय गुण रूप नमोस्तुते ॥
गुणातीत नमस्तुभ्यं स्थूल सूक्ष्मपते नमः ॥ ३२ ॥

હે ભગવાન્ તત્વરૂપ અને ગુણરૂપ, ગુણથી વેગળા, સ્થૂલ અને સૂક્ષ્મના પતી! આપને હું નમસ્કાર કરૂં છું ॥ ૩૨ ॥

अरूपाय सरूपाय नमस्ते परमात्मने ॥
स्वेदजोद्भिज्जरादीनां सर्वेपांप्राणिनांप्रती ॥ ३३ ॥

અરૂપ અને સરૂપ, (રૂપસહિત-રૂપવાન્) એવા પરમાત્માને નમસ્કાર કરૂં છું કે જેવ, પસીનાથી ઉત્પન્ન થનારા, બીજ બોવાથી ઉત્પન્ન થનારા-જાર (ઓર)થી ઉત્પન્ન થનારા એવા સર્વે પ્રાણિયો પ્રતી રહેનારા જે આપ, તે આપને હું નમસ્કાર કરૂં છું ॥ ૩૩ ॥

हृष्ट चित्तेन ब्रह्माद्यै स्तुतो सौ मधुसूदनः ।
तत्रागमद्वृषध्वजो मातरोथसमालिनी ॥ ३४ ॥

હર્ષ ચિત્તે કરીને બ્રહ્માદિક દેવતાઓએ જ્યારે આ પ્રમાણુની ભગવાનની સ્તુતી કરી ત્યારે એટલામાં ત્યાં મહાદેવજી પણ પ્રકટ થતા હવા. અને શક્તીયો સહવર્તમાન્ માતરોપણ ઉત્પન્ન થઈ.॥૩૪॥

सुरास्सर्वे समायाताः अन्येचापि महर्षयः ॥
समवायः ततो दृष्ट्वा नमस्कृत्य जनार्दनम् ॥ ३५ ॥

અને સંપૂર્ણ દેવતાઓ તેમ સંપૂર્ણ ઋષીયો પણ ત્યાં આવ્યા, તે જનાર્દન ભગવાનને નમસ્કાર કરીને, આ સમાજને જોતા હવા. ॥ ૩૫ ॥

ऊवाचेदं ततो ब्रह्मा सुरैः सर्वैस्समान्वितः ॥
समाहारो सुराणांच महत्स्थानंच दृश्यते ॥ ३६ ॥

ત્યારે દેવતાઓ સહવર્તમાન બ્રહ્મદેવ કેહેવા લાગ્યા કે આ સ્થાન ઘણું સારૂં દેખાય છે તેમજ દેવતાઓનો સમાજ પણ ઘણો સારો દેખાય છે. ॥ ૩૬ ॥

प्रणम्य शिरसा ब्रह्मा ईशानादि सुरैर्नप ॥
ब्रह्मा विष्णुश्च रुद्रश्च धर्म स्थाने सुरैस्सह ॥
स्थापयामास विप्रान्वै पवित्रान्ब्रह्मवर्चसान् ॥ ३७ ॥

હે રાજા ! નમ્ર મસ્તકથી બ્રહ્મદેવે તથા મહાદેવજીએ દેવતાઓ સહવર્તમાન્ આ પ્રમાણે જ્યારે ભગવાન્‌ની સ્તુતી કરી, ત્યારે બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવજી–સંપૂર્ણ દેવતાઓ સહવર્તમાન્, તે **ધર્મસ્થાન** (મોંઢેરા) ને વિષે આવીને "પવિત્ર અને બ્રહ્મ તેજથી તેજસ્વી એવા બ્રાહ્મણો ઉત્પન્ન કરીને સ્થાપન કર્યા." ॥ ૩૭ ॥

मिलित्वाये त्रिभिर्देवैः स्थापिताः मुख सम्भवाः ॥
अष्टादश सहस्राणी त्रैविद्यास्तेततः स्मृताः ॥ २८ ॥

જે બ્રાહ્મણો, બ્રહ્મ, વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણે દેવતાઓએ મળીને પોતાના મુખથી થએલા સ્થાપન કર્યા ! તેથીજ તે બ્રાહ્મણો અરાઢ હજાર *ત્રૈવિધ (ત્રિવેદી) કેહેવાયા ॥ ૩૮ ॥

तत्रपट्चसहस्राणी सात्विकाविष्णु निर्मिताः ॥
तावन्त्येवसहस्राणी राजसाब्रह्मणाकृताः ॥ ३९ ॥

---

* આ ઉત્પત્તીનો બનાવ મોંઢેરામાં બન્યો તેથી " મોઢ ' કહેવાયા. અને બ્રહ્માદિક તીન દેવતાઓના પરસ્પર વિદ્યમાન તેત્વનાથીજ ઉત્પન્ન થયા કરીને " ત્રૈવિધ " કહેવાયા આ ઉપરથી સ્પષ્ટ બોધ થાય છે કે " મોઢ ત્રૈવિદ્ય બ્રાહ્મણ " એજ સંજ્ઞા (નામ) ખરી છે. અને પ્રસ્તુત જે "ત્રિવેદી" સંજ્ઞા પ્રચલિત છે તે " ત્રૈવિધ " શબ્દનો અપભ્રંશ છે કિંબહુના ખોટો છે

તેમાં છ હજાર બ્રાહ્મણો **વિષ્ણુએ** નિર્માણ (ઉત્પન્ન) કર્યો તે **સાત્વિક** (સત્વગુણી) થયા. તેટલાજ છહજાર **બ્રહ્મદેવના** કરેલા **રાજસ** (રજોગુણી) થયા (કહેવાયા) ॥ ૩૯ ॥

**षडेवच सहस्राणी तामसा रुद्रसम्भवाः ॥**
**त्रिविधाःकथिता राजन् उत्तमा मध्यमाऽधमाः ॥४०॥**

અને છહજાર રૂદ્રથી ઉત્પન્ન થએલા **તમોગુણી** થયા (કહેવાયા). હે રાજા! તે અરાઢ હજાર બ્રાહ્મણો-ઉત્તમ-મધ્યમ અને અધમ એવ્હા ત્રણ પ્રકારના કહેવાયા ॥ ૪૦ ॥

**क्षणंध्यात्वा महाभाग देवदेवोजनार्दनः ॥**
**उवाच मधुरांवाचं स्थापितांश्च द्विजान्प्रती ॥४१॥**

પછી દેવના દેવ જનાર્દન ભગવાન્ ક્ષણ માત્ર ધ્યાન કરીને, સ્થાપન કરેલા બ્રાહ્મણોપ્રતી મધુર વાણીથી કેહેવા લાગ્યા ॥૪૧॥

**विष्णु रु०—श्रुणुध्वंवो द्विजाःयूयं आश्रमेऽस्मिन्महाबले ॥**
**यष्टव्यंचाथसंदेवान् समभ्यर्च पितृंस्तथा ॥४२॥**

વિષ્ણુ ભગવાન કહે છે-હે બ્રાહ્મણો તમે સાભળો! મહા બલવાન્ ( સ્નાન સંધ્યા કરેલું ફળ તરત પ્રાપ્ત થાય છે જેને વિષે) એવ્હા આ આશ્રમને વિષે તમે યજ્ઞ કરો! દેવતાઓનું પૂજન કરો! પિતરોનું તર્પણ કરો! ॥ ૪૨ ॥

**स्थापिताये द्विजामुख्याः पूर्वजागोत्रसंज्ञकाः ॥**
**स्थापयित्वाद्विजान्रम्यान् काजेशसुरमातृभिः ॥४३॥**

અને સ્થાપન કરેલા અરાઢ હજાર બ્રાહ્મણોને વિષે પેહેલા એક એક એવ્હા તેજ ગોત્ર સંજ્ઞક થાવ. એ પ્રમાણે વિષ્ણુ ભગવાને બ્રાહ્મણોને આજ્ઞા આપી. અને પછી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ તીને દેવતાઓએ ગોત્રદેવીયો સહવર્તમાન્ ॥ ૪૩ ॥

**दशाष्टकाधिकातेवै गोत्रप्रवर निर्मिताः ॥**

अष्टादश सहस्राणि ब्राह्मणा स्थापितापुरे ॥ ४४ ॥

અરાઢ હજાર બ્રાહ્મણોમાંજ કેટલાક ગોત્રરૂપ અને પ્રવરરૂપ નિર્માણ કર્યા. ધર્મારણ્યને વિષે સ્થાપન કરેલા અરાઢ હજાર મોઢ ત્રૈવિધ બ્રાહ્મણો—॥ ૪૪ ॥

क्षान्तादान्ताश्चते विप्रा तप स्वाध्याय संयुताः ॥
पट्कर्म निरतास्तेवै यज्ञकर्म विशारदाः ॥ ४५ ॥

દયાવાન્, શાન્ત, ઇંદ્રિયોને જીતનારા, તપશ્ચર્યા કરનારા, પોતાના વેદનું અધ્યયન કરનારા અને પટ્કર્મને વિષે તત્પર, યજ્ઞકર્મમાં ચતુર, ॥ ૪૫ ॥

श्रुताध्ययनसम्पन्नाः धर्मज्ञाः सत्यवादिनः ॥
तत्वज्ञाने सदाग्र्यास्युः ब्रह्मयज्ञपरायणाः ॥ ४६ ॥

અધ્યયનથી સંપન્ન, ધર્મને જાણનારા, અને સત્ય ભાષણ કરનારા, તત્વજ્ઞાનને વિષે અગ્રગણ્ય, બ્રહ્મયજ્ઞપરાયણ ॥ ૪૬ ॥

आत्मवत् सर्वभूतेषु द्रष्टारो द्विजसत्तमाः ॥
युधिष्टिरौ०—देवदेवसुरश्रेष्ठ त्रिकालज्ञसुरेश्वर ॥४७॥

અને સર્વ ભૂત પ્રાણિમાત્રને વિષે આત્મતુલ્ય જોનારા અને બ્રાહ્મણોમા શ્રેષ્ઠ. ધર્મરાજા, વેદવ્યાસજીને કહે છે—હે દેવતાઓમાં શ્રેષ્ઠ ! હે દેવના દેવ ! હે ત્રિકાલજ્ઞ ! હે દેવતાઓના સ્વામી ! ॥૪૭॥

धर्मारण्यस्ययद्रूयं विप्राणां गोत्रसम्भवम् ॥
प्रवराश्चसुरेशान भृत्यश्चोत्पत्तियाभवत् ॥ ४८ ॥

ધર્મારણ્યમાં ઉત્પન્ન થએલા બ્રાહ્મણોના પછી ગોત્ર કેમ થયા ? તે કહો. અને પ્રવરો કેમ થયા તેમજ તેવના સેવકોની ઉત્પત્તિ કેમ થઇ ? તે પણ કહો. ॥ ૪૮ ॥

तेषांचैवकुलाचारः गणाधिपरविस्तथा ॥

अर्हणंस्थापनंचैव आचारान्वदश्रुण्वतः ॥४९॥

તેવનો કુલાચાર, ગણુપતી ત૦ સૂર્ય એ ક્રિયા થયા? તેવનું પૂજન અને સ્થાપન એ બધુએ, સાંભળનારો જે હું, તે મ્હારે આગળ આપ કહો. ॥ ૪૯ ॥

इतिश्रीस्कंदपुराणे पातालखण्डे धर्मारण्यो
पाख्याने पञ्चमोऽध्यायः ॥ ५ ॥

---

व्यासौवाच–श्रुणुपार्थ प्रवक्षामि गोत्राणि विविधानिच ॥
गोत्रदेव्यस्तथातेषां प्रवराःनृपसत्तम ॥१॥

વેદવ્યાસજી કેહે છે—હે ધર્મરાજા! હવે તમારે આગળ નાના પ્રકારના ગોત્રો અને ગોત્રદેવીયો તેમજ તેમના પ્રવરો કહું છું તે સાંભળો. ॥ ૧ ॥

भूप गार्ग्यानसंगोत्रं प्रथमं परिकीर्तितम् ॥
प्रवरास्तत्र पञ्चैव श्रुणुतानिच तत्वतः ॥ २ ॥

હે રાજા! પેહેલું ગાર્ગ્યાનસ્ ગોત્ર કહેલું છે. તેના પાંચ પ્રવરો તે હુ તમને કહું છું તે સાંભળો. ॥ ૨ ॥

भार्गवश्च्यवनश्चैव आप्नुवानौर्वएवहि ॥
पञ्चमोजामदग्निश्च मुख्यैते मुनयःस्मृताः ॥ ३ ॥

ભાર્ગવ, ચ્યવન, આપ્નુવાન્, ઔર્વ અને જમદગ્નિ એ પાંચ પ્રવરો કહ્યા છે. ॥ ૩ ॥

गोत्रदेव्यत्रशान्ताख्या सर्वशान्तिकरीसदा ॥
तिष्ठतेच सदास्थाने सर्व विघ्नविनाशिनी ॥ ४ ॥

તેવની શાન્તા નામની ગોત્રદેવી સર્વ શાંતી કરનારી અને સર્વ વિઘ્નોનો નાશ કરનારી આ ધર્મારણ્યમાં સદાએ રેહે છે ॥૪॥

अस्मिन्गोत्रेचये विप्रा वेद वेदाङ्ग पारगाः ॥
सामवेद परानित्यं उद्गातारो मखेशुभे ॥ ५ ॥

આ ગોત્રમાં ઉત્પન્ન થએલા બ્રાહ્મણો, વેદ અને વેદના અંગોના પારને જાણનારા સામવેદમાં કુશલ અને યજ્ઞને વિષે નિત્ય સામવેદનુ ગાયન કરનારા. ॥ ૫ ॥

उद्गीथ कुशलाः सर्वे दान धर्म रताः सदा ॥
ऋग्यजुः सामकुशलाः यष्टारोधर्म तत्पराः ॥ ६ ॥

સઘળા એ સામવેદનુ ગાયન કરવામાં કુશલ. દાનધર્મમાં તત્પર, ઋગ્વેદ, યજુર્વેદ, અને સામવેદમાં કુશલ, યજ્ઞ કરનારા અને ધર્મમાં તત્પર ॥ ૬ ॥

गाङ्गानसंद्वितीयन्तु तत्रासन्प्रवरास्त्रयः ॥
विश्वामित्रोथबिल्वश्च कात्यायन तथैवच ॥ ७ ॥

બીજું ગાંગાનસ્ નામનું ગોત્ર તેના ત્રણ પ્રવરો. વિશ્વામિત્ર, બિલ્વ અને કાત્યાયન ॥ ૭ ॥

गोत्र देविसु विख्याता सुखदा कामदा सदा ॥
तत्रये ब्राह्मणाः सर्वे षट्कर्मनिरताः सदा ॥ ८ ॥

અને મનોર્થને પૂર્ણ કરનારી સુખદા નામની ગોત્રદેવી જાણવી. આ ગોત્રમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણો સદાએ ષટ કર્મમાં તત્પર જાણવા. ॥ ૮ ॥

निपुणा वेद विद्यासु धर्म शास्त्र विदोनघाः ॥
कर्म काण्ड रता नित्यं बलिनो कलह प्रियाः ॥९॥

વેદ વિદ્યામાં નિપુણ, ધર્મશાસ્ત્ર જાણનારા, નિશ્પાપી, કર્મકાંડમાં તત્પર, મહા બલવાન્ અને કલહપ્રાય. ॥ ૯ ॥

सत्य शौच रता स्सर्वे गुरु सेवा परायणाः ॥

द्विज भक्ति समायुक्ता ज्ञानिनो मोह वर्जिताः ॥१०॥

સત્યતા અને પવિત્રતાને વિષે તત્પર, બધાએગુરૂની સેવામાં પરાયણ, બ્રાહ્મણોની ભક્તીયુક્ત, જ્ઞાનવાન્ અને મોહવર્જીત ॥૧૦॥

कृष्णात्रेयं तृतीयंतु प्रवरै स्तात्रतैर्युतं ॥
तेपांनामानितेवच्मि प्रवराणांनराधिप ॥ ११ ॥

ત્રીજું કૃષ્ણાત્રેય નામનું ગોત્ર, તેના ત્રણ પ્રવરો જેના નામો હું તમને કહું છું, તે હે રાજા! તમે સાંભળો. ॥૧૧॥

आत्रेयश्चौर्ववांश्चैव शावाश्वस्तु तृतीयकः ॥
गोत्रदेवी तथा भट्टा योगिनीति सुखप्रदा ॥ १२ ॥

આત્રેય, ઔર્વવાન્ અને શાવાશ્વ એ ત્રણ પ્રવરો, અને સુખને આપનારી ભટ્ટારિકા નામની ગોત્રદેવી જાણવી. ॥૧૨॥

अस्मिन्गोत्रोद्भवाविप्रा कुटिला द्वेपकारकाः ॥
कलहोत्पादनेदक्षा वेदपाठपरायणाः ॥ १३ ॥

આ ગોત્રમાં ઉત્પન્ન થએલા બ્રાહ્મણો કુટિલ સ્વભાવના, દ્રેષ કરનારા, ક્લેશ ઉત્પન્ન કરવામાં મહા ચતુર અને વેદ ભણ વામાં પરાયણ ॥ ૧૩ ॥

धनिनोदानशीलाश्च यज्ञविद्याविदःशुभाः ॥
भोगिनोधर्मशीलाश्च रागिणो धर्मभापकाः ॥१४॥

અને ધનવાન, દાનશૂર; યજ્ઞ વિદ્યાને જાણનારા, પવિત્ર, ઉપભોગ લેનારા, ધર્મશીલ, ક્રોધી અને ધર્મનો ઉપદેશ કરનારા ॥૧૪॥

मांडव्यं विपुलंगोत्रं प्रवरास्तत्रपञ्चच ॥
भार्गवश्च्यवनः शांतश्चाप्नुवान्पूर्व सुव्रत ॥ १५ ॥

ચોથું માંડવ્ય નામનું ગોત્ર તેના પાંચ પ્રવરો ભાર્ગવ, ચ્યવન, શાંત, આપ્નુવાન્-॥ ૧૫ ॥

जमदग्निस्तु विख्यातो पञ्चैते मुख्यवाडवाः ॥
देवी भट्टारिका प्रोक्ता गोत्रदेवी यशस्विनी ॥१६॥
અને જમદગ્ની. એવની, યશને આપનારી ભટ્ટારિકા ગોત્ર- દેવી જાણવી ॥ ૧૬ ॥

अस्मिन्गोत्रेचयेविप्रा सुवेशाधर्मबुद्धयः ॥
अहङ्काररताः शूरा वेद पाठिन्बहुश्रुताः ॥ १७ ॥
આ ગોત્રના બ્રાહ્મણો સારા વેશ ધારણ કરનારા ધર્મબુદ્ધી, અહંકારી, શૂર, વેદપાઠી અને બહુ શ્રુત. ॥ ૧૭ ॥

सन्ध्यास्नानरतादेव पूजनासक्त मानसः ॥
रोप लोभयुतासर्वे यजने याजने रतः ॥ १८ ॥
સ્નાન સંધ્યા કરનાર, દેવતાના પૂજનનેવિષે આસકત મનવાળા, ક્રોધી અને લોભયુકત, બધાએ યજ્ઞ કરવામાં અને કરાવવામાં તત્પર ॥ ૧૮ ॥

वैशंपायनगोत्रेये ब्राह्मणाधर्मवित्तमाः ॥
प्रवरास्तुत्रयस्तेषां नामानिश्रुणुतत्वतः ॥ १९ ॥
પાંચમું **વૈશંપાયન** નામનું ગોત્ર તે ગોત્રના બ્રાહ્મણોના ત્રણ પ્રવરો જાણવા તેવના નામો કહુ છુ તે સાભળો. ॥ ૧૯ ॥

आङ्गिरसो अङ्गिराच यौवनाश्व स्तृतीयकः ॥
गोत्रदेवीतुविख्यातालिंबजाख्यामनोहरा ॥ २० ॥
અંગિરા, અંગિરસ અને યૌવનાશ્વ એ ત્રણ પ્રવરો, અને મનને હરણ કરનારી **લિંબજા** નામની ગોત્રદેવી જાણવી. ॥૨૦॥

गोत्रेऽस्मिन्ब्राह्मणास्तीक्ष्णापरछिद्राभिभाषिणः ॥
वेदाध्ययनकर्तारः सत्यवृतधराःसदा ॥ २१ ॥
આ ગોત્રના બ્રાહ્મણો તીક્ષ્ણ બુદ્ધીના, પારકાના છિદ્રને ખો-

લનારા, વેદનું અધ્યયન કરનારા અને સદાએ સત્યવ્રત ધારણ કરનારા. ॥ ૨૧ ॥

कुटिलाधनिनोलुब्धा पण्डिताद्वेपिणस्तथा ॥
शास्त्रदर्शनवेदज्ञा याज्ञिकावेदपाठकाः ॥ २२ ॥

કુટિલ, દ્રવ્યવાન્, લોભિયા, પંડિત, દ્વેષી, શાસ્ત્રને જોનારા, વેદને જાણનારા, યજ્ઞ કરાવનારા અને વેદપાઠી ॥ ૨૨ ॥

वत्सगोत्रंतुवैपष्ठं पञ्च प्रवरभूषितम् ॥
तेपांनामानिराजेन्द्र निबोधवचनान्मम ॥ २३ ॥

છઠ્ઠું વત્સ નામનુ ગોત્ર તેના શોભાયમાન્ પાંચ પ્રવરો, હે રાજેન્દ્ર! તેવના નામો હું તમારે આગળ કહું છું-તે મ્હારાથી તમે સાંભળો ॥ ૨૩ ॥

भार्गवश्च्यवनश्चाप्नुवांश्चवत्सपुरोधसौ ॥
गोत्रदेव्यत्रविख्याता ज्ञानजाख्याचतुर्भुजा ॥ २४ ॥

ભાર્ગવ, ચ્યવન, આપ્નુવાન્, વત્સ અને પુરોધસ એ પાંચ પ્રવરો અને ચાર હાથવાળી વિખ્યાત એવી જ્ઞાનજા નામની ગોત્રદેવી જાણવી. ॥ ૨૪ ॥

शान्तादान्तासुशीलाश्चब्राह्मणावेदपारगाः ॥
दक्षावैयज्ञविद्यासुब्रह्मभोज्यरताः सदा ॥ २५ ॥

આ ગોત્રના બ્રાહ્મણો શાન્ત, ઇંદ્રિયોદમન કરનારા, સારા સ્વભાવના, વેદને જાણનારા, યજ્ઞવિધામાં ચતુર અને સદા બ્રહ્મભોજન કરનારા. ॥ ૨૫ ॥

ससमंकश्यपंनाम प्रवरत्रय भूपितम् ॥
शृणुनामानिराजेन्द्र काश्यपावत्सनै ध्रुवौ ॥ २६ ॥

સાતમું કશ્યપ નામનું ગોત્ર તેના ત્રણ પ્રવરો. હે રાજેન્દ્ર! તેવના નામ સાંભળો. કાશ્યપ, આવત્સાન અને નૈધ્રુવ. ॥ ૨૬ ॥

गोत्रदेवी सुविख्याता गत्रान्डेति मनोहरा ॥
चतुर्भुजावरारोहा शुभदा सिंह्वाहिनी ॥ २७ ॥

ચાર હાતવાળી સિંહ ઉપર બેઠેલી, શુભને આપનારી ગત્રાન્ડા (ગોત્રડા) નામની ગોત્રદેવી ॥ ૨૭ ॥

ब्राह्मणाऽस्मिन्वरेगोत्रे वेदवेदाङ्गपारगाः ॥
जपध्यानरताः सर्वे सांख्ययोग विदः सदा ॥२८॥

આ ગોત્રના બ્રાહ્મણો વેદ અને વેદાંગને જાણનારા તપ, ધ્યાન કરનારા અને સાખ્ય યોગને જાણનારા. ॥ ૨૭ ॥

गुरुभक्तिरतादक्षा प्रियवाक्यामहाबलाः ॥
तापसातामसाः क्रूराः शूराश्चकलहप्रियाः ॥२९॥

ગુરૂભકિત તત્પર, ચતુર, પ્રિય વાકયો બોલનારા, મહાબલવાન્, તપશ્ચર્યા કરનારા, તમોગુણવાળા, કઠોર, શૂર અને કલહ સંતોષી ॥ ૨૯ ॥

भोजनासक्तचिताश्चसर्वे यज्ञपरायणाः ॥
चिति मण्डपवेदीज्ञा वास्तुशास्त्रविचक्षणाः ॥३०॥

ભોજનપ્રિય, યજ્ઞપરાયણ, ચિતા, મંડપ અને વેદી એને જાણનારા, વાસ્તુશાસ્ત્રમાં કુશલ ॥ ૩૦ ॥

अष्टमं धारणसगोत्रं प्रवरस्तृयभूपितम् ॥
अगस्तिर्दातृव्यश्चैव इध्मवाह स्तृतीयकः ॥ ३१ ॥

આઠમું ધારણસ નામનુ ગોત્ર તેના ત્રણ પ્રવર. અગસ્તી, દાતૃવ્ય, અને ઇધ્મવાહ. ॥ ૩૧ ॥

गोत्रदेवीस्मृतातेषां छत्रजेतीच विश्रुता ॥
ब्राह्मणावेदधर्मज्ञा गोत्रेस्मिन्विपुलेनृप ॥ ३२ ॥

તેવની છત્રજા નામની વિખ્યાત ગોત્રદેવી જાણવી. હે રાજા!

આ વિપુલ ( મ્હોટું ) ગોત્રમાં બ્રાહ્મણો વેદધર્મને જાણનારા જાણવા. ॥ ૩૨ ॥

लक्ष्मीवन्तोथदक्षाश्च तपोयज्ञरतास्सदा ॥
दैवज्ञा दानशीलाश्च क्रोधासूयासमन्विताः ॥ ३३ ॥

ધર્મને જાણનારા, લક્ષ્મીવાન્, ચતુર,, તપ અને યજ્ઞમાં સદા તત્પર, જ્યોતિષશાસ્ત્રને જાણનારા, ક્રોધી અને ઈર્ષાયુકત ॥૩૩॥

लौगाक्ष्यं नवमं गोत्रं त्रिभिस्तु प्रवरैर्युतम् ॥
तेपांत्वं श्रुणुनामानि वदतो मम भारत ॥ ३४ ॥

નવમું લૌગાક્ષી નામનું ગોત્ર તેના ત્રણ પ્રવરો. હે ધર્મ રાજા ! હું તમને કહું છું તે, તમે મ્હારાથી શાંભલો ॥ ૩૪ ॥

काश्यपश्चैववत्सार शारस्तंवस्तथोत्तमः ॥
या भट्टा योगिनी देवी तेपां सा गोत्रदेवता ॥३५॥

કાશ્યપ, વત્સાર, શારસ્તંબ એ ત્રણ પ્રવરો, અને ભટ્ટાયોગિની ગોત્ર દેવી ॥ ૩૫ ॥

कुटिला क्रोधिनो विप्राः गोत्रऽस्मिन् धर्म तत्पराः ॥
पट्कर्म निरतास्सर्वे श्रौतस्मार्त विशारदाः ॥ ३६ ॥

આ ગોત્રના બ્રાહ્મણો કુટિલ ( દ્વેશબુદ્ધિવાળા ) ક્રોધી, ધર્મમાં તત્પર +ષટ્કર્મમાં તત્પર અને સઘળાએ શ્રૌત-સ્માર્તને વીશેચતુર ॥ ૩૬ ॥

मानिनोथ सदाचाराः सुवेषा लोक पूजिताः ॥
सत्य शौच समायुक्ता ब्रह्म भोज्यकरा स्सदा ॥३७॥

માનવાળા, સારા આચારવાળા, સારા વેષવાળા, લોકોને વિષે પૂજ્ય, ખરાપણું અને પવિત્રતાથી યુકત અને સદાએ બ્રાહ્મણ ભોજન કરનારા. ॥ ૩૭ ॥

---

+ દાન-પ્રતિગ્રહ, યજન-યાજન, અધ્યયન અધ્યાપન.

कौशिकेती सुविख्यातं दशमं गोत्रमुत्तमम् ॥
त्रयस्तु प्रवरास्तत्र नामानिच वदाम्यहम् ॥ ३८ ॥

દશમું કોશિક નામનુ વિખ્યાત અને ઉત્તમ ગોત્ર, તેના ત્રણ પ્રવરો. તેમના નામો કહું છું તે સાંભળો. ॥ ૩૮ ॥

विश्वामित्रो देवराजो तृतीयोद्दालकस्स्मृतः ॥
यक्षिणी गोत्र देवी च द्विजरक्षा करी सदा ॥ ३९ ॥

વિશ્વામિત્ર, દેવરાજ અને ઉદ્દાલક એ ત્રણ પ્રવરો અને સદાએ બ્રાહ્મણોનું રક્ષણ કરનારી યક્ષિણી નામની ગોત્રદેવી જાણવી. ॥ ૩૯ ॥

गोत्रेऽस्मिन्मुखजायेवै सर्वविद्या विचक्षणाः ॥
सेर्ष्याऽभिमानिनो लुब्धा द्वेषिणः सर्वजन्तुषु ॥४०॥

આ ગોત્રમાં, ત્રણે દેવના મુખથી ઉત્પન્ન થએલા બ્રાહ્મણો અને વિદ્યાકુશલ, ઈર્ષાવાળા અભિમાની લોભિયા અને સર્વનો દ્વેષ કરનારા ॥ ૪૦ ॥

उपमन्युरितिख्यातं गोत्रंचैकादशं नृप ॥
प्रवैरस्त्रिभिरत्युग्रैः संयुतं सर्व विश्रुतं ॥ ४१ ॥

હે રાજા ! ઈગ્યારમું ઉપમન્યુ નામનું ગોત્ર–તે અતીઉગ્ર અને સર્વ વિશ્રુત (વિખ્યાત) ત્રણ પ્રવરોએ કરીને યુક્ત છે. ॥૪૧॥

वशिष्ठ प्रमदश्चैव भरद्वाज स्तृतीयकः ॥
गत्राण्डेति समाख्याता गोत्रदेवी सुखप्रदा ॥४२॥

વશિષ્ઠ, પ્રમદ અને ભરદ્વાજ એ ત્રણ પ્રવરો. અને સુખને આપનારી ગત્રાંડા (ગોતરડા) નામની ગોત્રદેવી ॥ ૪૨ ॥

विप्राऽस्मिन्प्रवरे गोत्रे धर्मनिष्ठा जितव्रताः ॥
धार्मिका वेदवादी च यज्ञविद्या विशारदाः ॥४३॥

આ શ્રેષ્ઠ ગોત્રના બ્રાહ્મણો ધર્મનિષ્ઠ, જીતવ્રત, ધાર્મિક, વેદવાદી અને યજ્ઞવિધામાં ચતુર. ॥ ૪૩ ॥

साभिमाना द्वेषिणश्च लोभयुक्ता जितेन्द्रियाः ॥
बव्हाशनाथ निर्लज्जा पाठदक्षाति पण्डिताः ॥४४॥

અભિમાની, દ્વેષી, લોભી, જીતેન્દ્રિય, ઘણું ખાનારા, નિર્લજ્જ પાઠ કરવામાં દક્ષ અને અતી પંડિત. ॥ ૪૪ ॥

वात्सायनं द्वादशमं पञ्चभि प्रवरैर्युतम् ॥
भार्गवश्च्यवनश्चैव आप्नुवान् ऊर्व संज्ञकः ॥ ४५ ॥

બારમું વાત્સાયન નામનું ગોત્ર તેના ભાર્ગવ, ચ્યવન, આપ્નુવાન, ઉર્વ—॥ ૪૫ ॥

भारद्वाजेति विख्याता देवी भट्टारिका स्मृता ॥
गोत्रेऽस्मिन्ब्राह्मणाः शान्ताः वेदवेदाङ्ग पारगाः ॥४६॥

અને ભારદ્વાજ એ પાંચ પ્રવરો. અને વિખ્યાત ભટ્ટારિકા નામની ગોત્રદેવી. આ ગોત્રના બ્રાહ્મણો શાન્ત, વેદ અને વેદના અંગનાપારને જાણનારા. ॥ ૪૬ ॥

धर्मशास्त्रार्थ निष्णाता कर्मकाण्ड विचक्षणाः ॥
धर्मपरा योगरता साभिमानाथ भिक्षुकाः ॥ ४७ ॥

ધર્મશાસ્ત્રના અર્થને વિષે કુશલ, કર્મકાંડ વિચક્ષણ, ધર્મપર, યોગમાં તત્પર, અભિમાની અને ભિક્ષુકો. ॥ ૪૭ ॥

वत्सस् गोत्रं त्रयोदशं प्रवरैर्पञ्चभिर्युतम् ॥
पूर्वोक्त नामभि र्गोत्र देवी ज्ञेया विचक्षणैः ॥ ४८ ॥

તેરમું વત્સસ્ ગોત્ર. એના-વાત્સાયન પ્રમાણેજ પાંચ પ્રવરો તથા તેજ ગોત્રદેવી જાણવી. ॥ ૪૮ ॥

द्विजा धर्म परानित्यं शौच स्नान दयान्विताः ॥
अलोभा शास्त्रकुशला शक्तिभक्तिरतास्सदाः ॥४९॥

આ ગોત્રના બ્રાહ્મણો નિત્યધર્મે તત્પર, પવિત્રપણું, સ્નાન, દયાએથી યુક્ત, નિર્લોભી, શાસ્ત્રમાં નિપુણ અને સદાએ દેવીની ભક્તી કરનારા. ॥ ૪૯ ॥

भारद्वाजं चतुर्दशं प्रवर त्रय भूपितम् ॥
आङ्गिरसो बार्हस्पत्य भरद्वाजस्तृतीयकः ॥ ५० ॥

ચૌદમું ભારદ્વાજ નામનુ ગોત્ર, તેના ત્રણ પ્રવરો. અંગિરસ, બાર્હસ્પત્ય અને ભરદ્વાજ. ॥ ૫૦ ॥

गत्राण्डेति समाख्याता गोत्रदेवी महाबला ॥
ब्राह्मणाऽत्रसु विद्वांसो वेदवेदाङ्ग पाठकाः ॥ ५१ ॥

અને મહાબલી એવી વિખ્યાત ગત્રાન્ડા નામની ગોત્રદેવી જાણવી. આ ગોત્રના બ્રાહ્મણો વિદ્વાન્, વેદ અને વેદના અંગનો પાઠ કરનારા. ॥ ૫૧ ॥

श्रोत्रिया कर्मशीलाश्च शान्ता दान्ता बहु श्रुताः ॥
विवादे निरता नित्यं मानिनो कोपनाश्चते ॥५२॥

યજ્ઞ કરનારા, કર્મશીલ, શાન્ત ઇંદ્રિયોનું દમન કરનારા, બહુ શ્રુત, વિવાદમાં તત્પર, માનવાળા અને કોપિષ્ટ. ॥ ૫૨ ॥

पंचदशंच गाङ्गेयं प्रवर त्रय भूपितम् ॥
गाङ्गीय और्ववांश्चैव शंपणीः प्रवराश्चते ॥ ५३ ॥

પંદરમું ગાંગેય નામનુ ગોત્ર તેના ત્રણ પ્રવરો. ગાંગીય, ઔર્વવાન્ અને શંપણી. ॥ ૫૩ ॥

गोत्रदेवी समाख्याता सिंव्हारोहा सुखप्रदा ॥
विप्रा वेदविदः शूराः आयुर्वेद विशारदाः ॥५४॥

તેમની સુખને આપનારી એવી સિંહારોહા નામની ગોત્ર દેવી જાણવી. આ ગોત્રના બ્રાહ્મણો વેદને જાણનારા, શૂર અને વૈદ્યશાસ્ત્રમાં કુશલ. ॥ ૫૪ ॥

ज्योतिषज्ञा महाभागा सर्वे धर्मपरायणाः ॥
तृष्णातुराः मोहवशाः मानिनो मद संयुताः ॥५५॥

જ્યોતિષશાસ્ત્ર જાણનારા, મહાભાગ્યવાન્, બધાએ સ્વધર્મપરાયણ, અસંતોષી, મોહને વશ થએલા, અભિમાની અને મદયુક્ત. ॥૫૫॥

षोडपं शौनकाख्यं च प्रवरैस्त्रिभिरन्वितम् ॥
भारद्वाजो गार्त्समदः शौनकश्चेति धार्मिकाः ॥५६॥

સોળમું શૌનક નામનુ ગોત્ર તેના ત્રણ પ્રવરો. ભારદ્વાજ, ગાર્ત્સમદ અને શૌનક. ॥ ૫૬ ॥

विप्रावेदार्थ तत्वज्ञा शब्दशास्त्र विचक्षणाः ॥
धार्मिका मंत्रशास्त्रज्ञा गोत्रेऽस्मिन् वेदपाठकाः ॥५७॥

આ ગોત્રના બ્રાહ્મણો વેદના તત્વને જાણનારા, વ્યાકર્ણ શાસ્ત્રમાં વિચક્ષણ ધાર્મિક, મંત્રશાસ્ત્ર જાણનારા અને વેદપાઠી. ॥૫૭॥

मंत्रविद्यार्थ तत्वज्ञा शिवाराधन बुद्धयः ॥
क्रोधिनो मानिनोतीव शौनका ब्राह्मणास्सदा ॥
गोत्र देवी तथा ज्ञेया दुर्गादुर्ग विनाशिनी ॥५८॥

તેમજ મંત્રવિદ્યાના અર્થતત્વને જાણનારા, શિવના આરાધનની બુદ્ધીવાળા, ક્રોધી, અત્યન્ત અભિમાની એવા શૌનક ગોત્રના બ્રાહ્મણો જાણવા. એમની, દુઃખને દૂર કરનારી દુર્ગા નામની ગોત્રદેવી જાણવી. ॥ ૫૮ ॥

कुशिकस् सप्त दशमं गोत्रं गोत्र विदोविदुः ॥
विश्वामित्रो देवराज उद्दालक तृतीयकः ॥ ५९ ॥

સત્તરમું કુશિકસ્ નામનુ ગોત્ર-ગોત્ર જાણનારાઓ કહે છે. તેના ત્રણ પ્રવરો વિશ્વામિત્ર, દેવરાજ અને ઉદ્દાલક. ॥ ૫૯ ॥

प्रवरामुनयः श्रेष्ठा होतारो याजकाः स्मृताः ॥
गोत्र देवी समाख्याता तारणाख्या महाबला ॥६०॥

આ ગોત્રના બ્રાહ્મણો મુનિયોમાં શ્રેષ્ઠ, હોમ કરનારા તથા કરાવનારા, અને મહા બલવાન્ એવી **તારણા** નામની, એમની ગોત્રદેવી જાણવી. ॥ ૬૦ ॥

ब्राह्मणा कुटिला क्रूरा द्वेषिणो मर्म भाषकाः ॥
कालज्ञा मन्द धिशणा परस्पर विरोधिनः ॥ ६१ ॥

તેમજ કુટિલ, કઠોર, દ્વેષી, મર્મનું બોલનારા, કાલજ્ઞાનને, જાણનારા, મંદબુદ્ધીવાળા અને પરસ્પર વિરોધ કરનારા. ॥ ૬૧ ॥

भार्गवाख्यं महद्गोत्रं अष्टादशममुच्यते ॥
प्रवरास्तत्रपञ्चैव नामानि मेश्रृणुनृप ॥ ६२ ॥

અરાઢમું **ભાર્ગવ** નામનું ગોત્ર તેના પાંચ પ્રવરો. તેના નામો કહું છું તે મ્હારાથી સાંભળો. ॥ ૬૨ ॥

भार्गवश्च्यवनश्चैव जैमिनी राप्तवां स्तथा ॥
मथिस्तु पञ्चमप्रोक्तो होता मथि रुदाहृतः ॥ ६३ ॥

ભાર્ગવ, ચ્યવન, જૈમિની, આપ્તવાન્ અને મથી એ પાંચ પ્રવરો. એમાં **મથી** હોમ કરનારો કહ્યો છે. ॥ ૬૩ ॥

गोत्रदेवी विशालाक्षी चामुंडेति सुविश्रुता ॥
ब्राह्मणाः क्रूर कर्माणो प्रमदावाद शीलिनः ॥६४॥

એમની, વિશાલાક્ષી એવી **ચામુંડા** નામની ગોત્રદેવી જાણવી. આ ગોત્રના બ્રાહ્મણો ક્રૂર કર્મ કરનારા, અને સ્ત્રીયોના વાદની બુદ્ધીવાળા ॥ ૬૪ ॥

गोत्रमेकोनविंशं च पैंग्य मत्यन्त विस्तरम् ॥
त्रयस्तु प्रवरास्तत्र मुनयो ज्ञान सिन्धवः ॥ ६५ ॥

ઓગણીસમું–અત્યન્ત વિસ્તારવાળું **પૈંગ્ય** નામનું ગોત્ર. તેના ત્રણ પ્રવરો, તે મુનીયો જ્ઞાનના સમુદ્ર જાણવા. ॥ ६५ ॥

अर्चिरत्रिश्च शावास होता कण्वमुदाहृतः ॥
गोत्रदेवी समाख्याता नाम्नावै द्वारवासिनी ॥६६॥

અર્ચી, અત્રી અને શાવાસ એ ત્રણ પ્રવરો, અને હોમ કરનારા કણ્વરૂપી કહ્યા છે. આ ગોત્રની દેવી **દ્વારવાસિની** નામની કહી છે. ॥ ६६ ॥

मुखजास्मिन्महाभागाः वेदवेदाङ्ग पारगाः ॥
धर्माचार रता शान्ता सर्वागम विशारदाः ॥६७॥

આ ગોત્રના બ્રાહ્મણો મહા ભાગ્યવાન, વેદ અને વેદના અંગનાપારને જાણનારા, ધર્મ અને આચારમાં તત્પર, શાન્ત તેમજ સર્વ વેદમાં કુશલ. ॥ ६७ ॥

गोत्रमंगिरसंचाथ तस्मिन्स्तु प्रवरास्त्रयः ॥
आंगिरसो तथौतथ्य गौतमस्तु तृतीयकः ॥ ६८ ॥

વીસમું અંગિરસ્ નામનું ગોત્ર. તેના ત્રણ પ્રવરો. આંગિરા ઔતથ્ય અને ગૌતમ. ॥ ६८ ॥

गोत्र देवी च मातङ्गी ब्राह्मणा वेद पारगाः
यज्ञकर्मरतास्सर्वे धर्मशीला महातपाः ॥ ६९ ॥

એમની **માતંગી** નામની ગોત્રદેવી જાણવી. આ ગોત્રના બ્રાહ્મણો, વેદ ભણનારા, યજ્ઞ કરનારા, ધર્મસ્વભાવના અને તપ કરનારા જાણવા. ॥ ६९ ॥

एकविंशतिमं गोत्र मत्रिरित्यभिधीयते ॥
आत्रेय आर्चनानश् शावाश्वः प्रवरास्त्रयः ॥ ७० ॥

એકવીસમું અત્રિ નામનું ગોત્ર તેના ત્રણ પ્રવરો. આત્રેય, આર્ચનાનશ અને શાવાશ્વ. ॥ ७० ॥

चन्द्रिका कुलदेवी च ब्राह्मणा धर्म तत्पराः ॥
श्रुति शास्त्रार्थ तत्वज्ञा योगशास्त्र विचक्षणाः ॥७१॥

આ ગોત્રની ચંદ્રિકા નામની કુલદેવી. આ બ્રાહ્મણો ધર્મમાં તત્પર, શ્રુતિ અને શાસ્ત્ર એના અર્થ તત્વને જાણનારા. યોગ શાસ્ત્રમાં વિચક્ષણ. ॥ ૭૧ ॥

अघमर्पण नामेतिं द्वाविंशं गोत्रमुच्यते ॥
प्रवरास्त्रयतत्रास न्भारद्वाजोथ गौतमः ॥ ७२ ॥

બાવીસમું અઘમર્ષણ નામનું ગોત્ર, તેના ત્રણ પ્રવરો, ભારદ્વાજ, ગૌતમ—॥ ૭૨ ॥

अघमर्षण इत्येते दुर्गादेवी प्रकीर्तिता ॥
भूदेवा वेदशास्त्रज्ञाः धर्मशास्त्र प्रकाशकाः ॥ ७३ ॥

અને અઘમર્ષણ. એમની દુર્ગા નામની ગોત્રદેવી કહી છે. આ ગોત્રના બ્રાહ્મણો વેદશાસ્ત્રને જાણનારા અને ધર્મશાસ્ત્રનો પ્રકાશ કરનારા. ॥ ૭૩ ॥

साग्निका धर्मशीलाश्च सोमपास्सत्य संयुताः ॥
सदाचारास्सुमतयो श्रुतिमार्गानुसारिणः ॥ ७४ ॥

અને અગ્નિહોત્રી, ધર્મશીલ, યજ્ઞમાં સોમપાન કરનારા, સત્યયુક્ત, સારા આચારવાળા, સારી બુદ્ધિવાળા, અને શ્રુતિ માર્ગથી ચાલનારા. ॥ ૭૪ ॥

जैमिनिश्च त्रयोविंशं प्रवरत्रयभूपितम् ॥
विश्वामित्रो देवराज उद्दालक इतित्रयः ॥ ७५ ॥

તેવીસમું જૈમિની નામનું ગોત્ર, તેના ત્રણ પ્રવરો. વિશ્વામિત્ર, દેવરાજ અને ઉદ્દાલક. ॥ ૭૫ ॥

गोत्रदेवी विशालाक्षी सर्वकामप्रदासदा ॥
भूसुरा धार्मिकाःशान्ताः कवयोवेदपाठकाः ॥ ७६ ॥

એમની, સર્વ કામના પૂર્ણ કરનારી **વિશાલાક્ષી** ગોત્રદેવી જાણવી. આ ગોત્રના બ્રાહ્મણો ધર્મથી ચાલનારા, કવિતા કરનારા, શાન્ત અને વેદ ભણનારા. ॥ ૭૬ ॥

पुराणेष्वेतिहासेषु निपुणाधर्मचिन्तकाः ॥
वादशीलाश्च विद्वांसो धनिनो धर्मतत्पराः ॥ ७७ ॥

પુરાણ અને ઇતિહાસને વિષે નિપુણ, ધર્મચિન્તક, વાદ કરનારા, વિદ્વાન, દ્રવ્યવાન્, ધર્મમાં તત્પર. ॥ ૭૭ ॥

गार्ग्यंचैव चतुर्विंशं गोत्रं गोत्रविदो विदुः ॥
प्रवरास्तुत्रयस्तत्र भार्गवश्च्यवनस्तथा ॥ ७८ ॥

ચોવીસમું ગાર્ગ્ય નામનુ ગોત્ર-ગોત્રને જાણનારાઓએ કહ્યું છે. તેના ત્રણ પ્રવરો. ભાર્ગવ, ચ્યવન—॥ ૭૮ ॥

आप्नुवानिति विख्यातो मुनयो गोत्रधारकाः ॥
ब्राम्हणाः धर्मशीलाश्च सत्यशौच दयान्विताः ॥
गोत्रदेव्यत्रनन्दा ख्या सर्व सौख्यप्रदाइनी ॥ ७९ ॥

અને આપ્નુવાન્. આ મુનિયો-ગોત્રને ધારણ કરનારા વિખ્યાત કહ્યા છે. આ બ્રાહ્મણો ધર્મશીલ, સત્યતા, પવિત્રતા અને દયા એથી યુક્ત અને એમની, સર્વ સૌખ્યને આપનારી **નંદા** નામની ગોત્રદેવી જાણવી. ॥ ૭૯ ॥

व्यासौवाच—धन्यं यशस्यं पापघ्नं सर्व दुःख विनाशनम् ॥
यःश्रृणोति नरोभक्त्या ब्रलोकेमहीयते ॥८०॥

**વ્યાસજી** કહે છે-હે ધર્મરાજા ! મ્હેં તમારે આગળ આ જે **ગોત્રાધ્યાય** કહ્યો, એને જે સાંભળે છે તેને ધન અને યશની પ્રાપ્તી થાય છે અને પાપો દૂર થઈ બ્રહ્મલોકની પ્રાપ્તી થાય છે. ॥૮૦॥

श्राद्धकाले पठेद्यस्तु गोत्राऽध्यायं द्विजोत्तमः ॥
मुच्यते सर्व दुःखेभ्यो लभते विपुलं सुखं ॥ ८१ ॥

શ્રાદ્ધને દહાડે જે બ્રાહ્મણ આગોત્રાડધ્યાય ભણશે તે સર્વ દુઃખથી મુક્ત થઇને વિપુલ સુખને પ્રાપ્ત થસે ॥ ૮૧ ॥

श्रणोति प्रेमसंयुक्तः प्रातः प्रातः शुचिस्सदा ॥
सर्व पाप विनिर्मुक्तो विष्णुलोके विराजते ॥ ८२ ॥

જે પુરૂષ પ્રેમયુક્ત અંતઃકર્ણથી રોજ પ્રાતઃકાલમાં પવિત્ર થઈ આ ગોત્રાડધ્યાય સાંભળશે,-તે પુરૂષ સર્વ પાપથી મુક્ત થઈ વિષ્ણુલોકમાં ગમન કરશે. ॥ ૮૨ ॥

अपुत्रो लभतेपुत्रान् निर्धनी धनवान्भवेत् ॥
व्याधिस्थो मुच्यते रोगात् सत्यं सत्यं वचोमम ॥८३॥

અને પુત્ર વિનાનો પુત્રવાન્ થશે, નિર્ધની ધનવાન્ થશે, રોગી રોગથી મુક્ત થશે આ મ્હારૂં ખરેખરૂં વચન છે. ॥ ૮૩ ॥

सकलमुनिकुलानां कीर्तनाध्यायमेकम्-
प्रवरमुनिसमेतं गोत्रदेव्यान्वितं च ॥
पठतिपरमपुण्यं कामदंयः श्रुणोती-
नभवतिखलुदुःखं जन्मसंसारजंश ॥ ८४ ॥

સકલ મુનિયોના કુલનો આ કીર્તનાડધ્યાય (ગોત્રાડધ્યાય) કે જેમાં પ્રવરો તથા ગોત્રદેવીયો કહી છે. તેને જે ભણે છે અથવા સાંભળે છે તેમના મનોર્થ પરિપૂર્ણ થાય છે અને તેમને સંસારનું દુઃખ બાધા કરતું નથી. ॥ ૮૪ ॥

इतिश्री स्कंदपुराणे पातालखण्डे धर्मारण्यो पाख्याने
गोत्रप्रवर निरूपणं नाम षष्ठोऽध्यायः ॥६॥

युधिष्ठिरौ०–कथन्ते वणिजस्सर्वे जाताकस्माच्चकीदृशाः ॥
कतिसंख्याः किमारम्भाः किंधर्माणोवदस्वमे॥१॥

ધર્મરાજા-વેદવ્યાસજીથી પુછે છે-હે મહારાજ! આ બધાએ વાણિયાઓ કોનાથી ઉત્પન્ન થયા? અને તે કેવા થયા? અને તેમની સંખ્યા કેટલી? તેવે કિયા કાર્યનો આરંભ કર્યો? અને તેમનો ધર્મ શું છે? ॥ ૧ ॥

जीविका का च सर्वेषां कुलानि कुलदेवताः ॥
किमाचाराः कथं तेषां भार्या संग्रहणं पुनः ॥ २ ॥

એમની જીવિકા કઇ, એમની કુલદેવતા કઇ, એમના કુલ કિયા, અને સર્વેના આચારો કિયા, એમને સ્ત્રિયો કઇ પ્રાપ્ત થઈ? ॥ ૨ ॥

आज्ञयाकस्य च वस्तव्यं कुत्रवासः स्थितिकृताः ॥
संस्काराश्च कथं तेषां विस्तरेण ब्रवीहिमे ॥ ३ ॥

વળી એવે કોની આજ્ઞામાં રહેવું, એમનો વાસ કયાં, એમની સ્થિતી કઇ, અને એમના સંસ્કારો કિયા? એ બધુએ વિસ્તારે કરીને મ્હારે આગળ કહો. ॥ ૩ ॥

व्यासौवाच–श्रुणुराजन्प्रवक्ष्यामि ब्रम्हा विष्णु महेश्वरैः ॥
स्थापिता ब्राम्हणायस्मात् त्रैविद्यास्तेन ते स्मृताः॥४॥

આ પ્રમાણનું ધર્મરાજાનું વચન સાંભળી વેદવ્યાસજી કહે છે-હે રાજા! હું તમારી આગળ કહું છું તે સાંભળો. એક સમયને વિષે-બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એવે સ્થાપન કરેલા બ્રાહ્મણો, જે કે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણે દેવતાઓના વિદ્યમાન ઉત્પન્ન થયા કરીનેજ ત્રૈવિદ્ય (ત્રિવેદી) કહેવાયા. તે ત્રૈવિદ્ય બ્રાહ્મણો હાથ જોડી ત્રણે દેવતાની પ્રાર્થના કરવા લાગ્યા—॥ ૪ ॥

ब्राम्हणाऊचुः–वयतुं तपसायुक्ता यज्ञकर्मरतास्सदा ॥
योगाभ्यासरताःकेचित् वेदाभ्यासरताःकाचित् ॥५॥

હે મહારાજો ! અમે તો તપશ્ચર્યા કરનારા છીએ. કેટલાક યજ્ઞ કરનારા, કેટલાક યોગાભ્યાસ કરનારા અને કેટલાક વેદાભ્યાસ કરનારા એવા છીએ. ॥ ૫ ॥

क्षणमात्रानवसराः गृहकृत्यात्सदाप्रभो ॥
तस्मात्कुर्वन्तुनोदेवाः सुखंस्यात्येनकर्मणा ॥ ६ ॥

હે પ્રભો ! અમને અમારા ધર્મકૃત્યોમાંથી ક્ષણમાત્ર પણ અવકાશ મળતો નથી. તેમજ ગૃહકૃત્યોમાંથી પણ અવકાશ મળતો નથી માટે હે દેવતાઓ ! જેનાથી અમને સુખ થાય એવું કામ આપ કરો. ॥ ૬ ॥

सुखंचरेमयद्धर्मं गृहकार्यं भवेच्चनः ॥
तथा कुर्वन्तु भो देवाः सर्वे विघ्नं यथाचनः ॥ ७ ॥

હે પ્રભો ! જે ધર્મ અમે સુખે કરીને આચરિએ અને અમારા ગૃહના કાર્ય પણ સુખે કરીને ચાલે તેમજ અમને દુઃખ પણ ન થાય એવું-હે ત્રણે દેવતાઓ ! આપ કરો. ॥ ૭ ॥

व्यासौवाच–श्रुत्वा तेषां वचस्तथ्यं ब्रह्मा विष्णु हरस्तदा ॥
संहृष्टमनसस्सर्वे ऊचुस्तान्द्विजपुङ्गवान् ॥ ८ ॥

વેદવ્યાસજી કહે છે–હે રાજા ! બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર–આ બ્રાહ્મણોનું ખરૂં વચન સાંભળીને પોતાના મનમાં હર્ષને પ્રાપ્ત થઇ બ્રાહ્મણોને કહેવા લાગ્યા. ॥ ૮ ॥

सत्य मुक्तं हि त्रैविद्याश्चिन्तया मोहितं वचः ॥
इत्युक्त्वास्तेसुराः सद्यो ध्यानयुक्ता बभूवुते ॥ ९ ॥

હે ત્રૈવિદ્ય બ્રાહ્મણો ! તમે ખરૂં કહ્યું. અમે તમારા હિતનો

વિચાર કરિએ છિએ. એ પ્રમાણે કહીને તેજ વખત તે ત્રણે દેવતાઓ ધ્યાનયુક્ત થતા હવા. ॥ ૯ ॥

मनसा चिन्तिता तैस्तु कामधेनुरनुत्तमा ॥
धाता विष्णु गिरीशैश्च सुरभीतु समागता ॥ १० ॥

એ ત્રણે દેવતાઓએ મળીને કામધેનુ ગાયનુ મનથી ચિંતન કર્યું. ચિંતન કરતા માત્રજ ત્યાં કામધેનુ આવી ઉભી થઇ. ॥૧૦॥

साप्रोवाच महाभागाः ब्रुवन्तु प्रकरोमिकिं ॥
किमर्थ मिह माहूता नमामि मिलितान्प्रभून् ॥ ११ ॥

અને ત્રણે દેવતાઓને કેહેવા લાગી હે પ્રભો ! ત્રણે મળેલા એવા જે આપ તે આપને હું નમસ્કાર કરૂં છું. તમે મને શા માટે તેડી ? અને મારે શું કરવું ? ॥ ૧૧ ॥

तानुवाचततोब्रह्मा श्रुणुध्वं हि वचोमम ॥
मातासि त्वं च रुद्राणां आदित्यानांस्वसातथा ॥१२॥

ત્યારે બ્રહ્મદેવ કેહેવા લાગ્યા-હે કામદુધા ! મ્હારૂં વચન તું સાંભળ. તું રૂદ્રોની માતા છે અને સૂર્યની બેહેન છે. ॥ ૧૨ ॥

वसूनां दुहितात्वं वै कामदा चिन्तिता सदा ॥
कार्यंनो कुरुधर्मज्ञे वाडवानां हितायवै ॥ १३ ॥

તું વસુઓની કન્યા છે. તારૂં જે ચિંતન કરે છે તેના મનોર્થ તું પૂર્ણ કરે છે. હે ધર્મને જાણનારી કામધેનુ ! તું બ્રાહ્મણોના હિત માટે અમારૂં કામ એક કર. ॥ ૧૩ ॥

गृहकार्यार्थ सिद्धयर्थ सेवकान्कुरु कामदे ॥
अयोनिजान्महाभागा न्कुशलान्सर्वकर्मसु ॥ १४ ॥

મનોર્થને પૂર્ણ કરનારી હે કામદુધા ! આ અઢાર હજાર બ્રાહ્મણોનાઃ ગૃહકાર્યની સિદ્ધી માટે, માતૃયોનિ વિના ઉત્પન્ન

થએલા—મહાભાગ્યવાન્ અને સર્વ કર્મમાં કુશલ એવા સેવકો તું ઉત્પન્ન કર. ॥ ૧૪ ॥

षट्त्रिंशच्च सहस्राणि कामरूपान्मनोहरान् ॥
सेवापरान्धर्मरतान् विष्णुभक्तिपरायणान् ॥ १५ ॥

તે એવા કે સેવા કરનારાં, ધર્મમાં તત્પર, વિષ્ણુભક્તિ કરનારા (વૈષ્ણવ) કામદેવ સરખા મનોહર રૂપવાળા એવા છત્રીસ હજાર સેવકો ઉત્પન્ન કર. ॥ ૧૫ ॥

व्यासउवाच– इति श्रुत्वाकामधेनुर्वचनंवेधसःशुभम् ॥
उल्लिलेखाऽग्रपादेन खुराग्रेण महीतलम् ॥१६॥

**વેદવ્યાસજી** કહે છે—એ પ્રમાણેનું બ્રહ્મદેવનું શુભ વચન શ્રવણ કરી કામધેનુ ગાયે પોતાના પગના ખુરના અગ્રભાગથી પૃથ્વીતલને ખોદતી હવી. ॥ ૧૬ ॥

तत्र भूविवरात्तावत् सम्भूतादेवरूपिणः ॥
षट्त्रिंशच्चसहस्राणि वणिजास्तेह्ययोनिजाः ॥ १७ ॥

કામધેનુ ગાયના ખુરના (ખરીના) અગ્રભાગથી ખોદેલું જે પૃથ્વીમાં છિદ્ર પડ્યું તેમાથી છત્રિસહજાર *વાણિયાઓ દેવતા સરખા રૂપવાન—માતૃયોનિ વગર ઉત્પન્ન થયા. ॥ ૧૭ ॥

हुंकारात्तु समुत्पन्नाः शिखासूत्रधरानराः ॥
महाविद्या महादक्षाः सर्वशास्त्रविशारदाः ॥ १८ ॥

કામદુધા ગાય એ પોતાના ખુરના અગ્રભાગથી ખોદેલું જે

* પાઠકગણો ! પાછળ વાંચી ગયા પ્રમાણે બ્રહ્માદિક ત્રણ દેવતાઓના મુખથી મોઢ ત્રૈવિદ્ય બ્રાહ્મણોની જેમ ઉચ્ચ ઉત્પત્તિ છે ! તેમજ આ લેખ ઉપર સ્પષ્ટ બોધ થાય છે કે અસલમા મોઢ વણિકોની ઉત્પત્તિ પણ **અયોની સંભવ** છે જે ઉચ્ચ છે. ઇતર ઉત્પત્તિના ઇતિહાસો જોવા જતા તે આની તુલના કરી શકે તેવા દેખાતા નથી. આ સિવાયથીજ મોઢ બ્રાહ્મણો તથા મોઢ વણિકો સર્વથી ઉચ્ચ ગણાય છે !

છિદ્ર તેમાં પોતાનો હુંકાર (શ્વાસ) નાખ્યો તેથી જે છત્રીસહજાર વાણિયાઓ ઉત્પન્ન થયા, તે કેવા થયા? કે શિખાઓ ધારણ કરેલા અને જનોઇયો પેહેરેલાં, મહા વિદ્વાન તેમજ ચતુર અને સર્વ શાસ્ત્રમાં કુશલ. ॥ ૧૮ ॥

सर्वेते प्राञ्जलिर्भूत्वा धातारं वाक्यमब्रुवन् ॥
किमर्थं देवदेवेश भवतोत्पादितावयं ॥ १९ ॥

એવા તે બધાએ વાણિયાઓ હાથ જોડીને બ્રહ્મદેવને કેહેવા લાગ્યા-હે દેવના દેવ! તમે અમને શામાટે ઉત્પન્ન કર્યા? ॥૧૯॥

किंकर्मब्रूहिनोब्रह्मन् का वृत्तिर्धर्मकीदृशः ॥
स्थितिः कुत्र च कर्तव्या किंनामानोवयंविभो ॥२०॥

હે બ્રહ્મન્! હમને શું કામ કહો છો હમારી જીવિકા કઈ, હમારો ધર્મ કિયો, હમે ક્યાં રહેવું, હમારૂં નામ શું? ॥ ૨૦ ॥

आचारः कीदृशोऽस्माकं संस्काराः कीदृशास्तथा ॥
गोत्राणिगोत्रदेव्यश्च संबंधः कैर्वदस्वनः ॥ २१ ॥

વળી અમારો આચાર કિયો, અમને સંસ્કાર કિયા, અમારા ગોત્રો કિયા, ગોત્રદેવિયો કઈ અને અમારો વિવાહાદિક સંબંધ કોનાથી થવો? તે અમને કહો. ॥ ૨૧ ॥

कलत्राणि न चाऽस्माकं कथंवृद्धिर्भविष्यति ।
वर्णाचारविधिंसम्यक् वदस्वकमलासन ॥ २२ ॥

હે કમલાસન બ્રહ્મદેવ! હમને સ્ત્રીયો નથી, ત્યારે હમારી વૃદ્ધી કેમ થસે? તથા હમારો વર્ણ કિયો, આચાર કિયો? એ ઉત્તમ પ્રકારે કરીને કહો. ॥ ૨૨ ॥

ब्रह्मोवाच--यस्माद्गोभुजसम्भूता गोभुजा इति नामतः ।
त्रयीमूर्तेर्वचनतः त्रैविद्य द्विज सेवकाः ॥२३॥

એ પ્રમાણેનું વાણિયાઓનું વચન શ્રવણ કરી બ્રહ્મદેવ કહે

છે-હે ભાઇયો! જે અર્થે તમે સર્વે ગાયના ભુજ (પગના ખુર)થી ઉત્પન્ન થયો છો! તે અર્થે ગોભુજા એવું નામ હમે તમને આપ્યું તે તમે હમારા ત્રણે ( બ્રહ્મા-વિષ્ણુ-શિવ )ના વચનથી ત્રૈવિદ્ય બ્રાહ્મણોની સેવા કરો. ॥ ૨૩ ॥

ततस्त्वचिन्तयद्देव तेषां दार क्रियासु च ।
विश्वावसुं च गन्धर्व कन्यार्थं वणिजांतदा ॥ २४ ॥

તદનંતર બ્રહ્મદેવે, તે વાણિયાઓના પરણવા સારૂ કન્યા માટે વિશ્વાવસુ નામના ગંધર્વનું સ્મર્ણ કર્યું. ॥ ૨૪ ॥

सस्मार मनसाब्रह्मा ध्यानस्तिमित लोचनः ।
स्मृतमात्रस्तदायातो गन्धर्वेशोप्रजापतिः ॥ २५ ॥

બ્રહ્મદેવે આંખો મીચી ધ્યાન કરી સ્મર્ણ કરતા માત્ર-પ્રજાના પતી અને ગન્ધર્વોનો સ્વામી વિશ્વાવસુ ગંધર્વ તેજ વખતે આવીને પ્રાપ્ત થયો. ॥ ૨૫ ॥

प्रणम्यशिरसाभूमौ स्पृशन्पादाम्बुजं प्रभोः ॥
ऊवाचवचनंश्लक्ष्णं नयः प्रश्रय संयुतः ॥ २६ ॥

અને બ્રહ્મદેવના ચરણકમલને સ્પર્શ કરી પ્રથ્વીપર સાષ્ટાંગ નમસ્કાર કરીને, ઉત્તમ નીતી અને નમ્રપણાથી યુક્ત વિશ્વાવસુ વચન કેહેવા લાગ્યો. ॥ ૨૬ ॥

किमर्थमिहमाहूतः कार्यतद्ब्रूहिसांप्रतं ॥
आज्ञाकरास्ते सततं सेवकोऽहंवशानुगः ॥ २७ ॥

કે, આપે મને શા માટે તેડયો છે? તે કાર્ય આપ મને કહો. હું આપની આજ્ઞા માનનારો છું અને નિરંતર આપના વશ્ય એવો આપનો સેવક છું. ॥ ૨૭ ॥

व्यासौवाच—श्रुत्वेति वचनं ब्रह्मा गधर्वाधिपभाषितं ॥
प्रत्युवाच वचस्ताव न्मेघ गंभीर या गिरा २८

વ્યાસજી કેહે છે-આ પ્રમાણનું વિશ્વાવસુ ગંધર્વનું વચન સાંભળીને મેઘસરખી ગંભીરવાણીથી બ્રહ્મદેવ કેહેવા લાગ્યા. ॥૨૮॥

ब्रह्मोवाच–शुश्रूषणाय विप्राणां धेन्वाचैता महाबलाः ॥
वणिजः जनितास्तूर्णं गोभुजा विश्रुता भुवी २९

બ્રહ્મદેવ કેહે છે–હે વિશ્વાવસુ ગંધર્વરાજ! અઢાર હજાર બ્રાહ્મણોની સેવા કરવા માટે આ કામદુઘા ગાય એ મહા બલવાન્ અને પૃથ્વીપર વિખ્યાત એવા છત્રીસ હજાર ગોભુજા વાણિયાઓ હમણાજ ઉત્પન્ન કર્યા છે. ॥ ૨૯ ॥

तेषांदाराप्रदेयास्ते यथा ते गृह धर्मिणः ॥
प्रभवन्ति महाकार्या धर्मिष्ठाविप्रसेवकाः ॥ ३० ॥

તેવને તમે સ્ત્રીયો આપો કે જેનાથી તેવના ગૃહસ્થાશ્રમ ધર્મ ચાલે. ધર્મથી ચાલનારા એવા આ બ્રાહ્મણોના સેવકો મહાકાર્યો કરનારા થસે. ॥ ૩૦ ॥

मन्सोत्पादयित्वाद्य देहिकन्याः शुचिस्मिताः ॥
घर्मशीलाः सदाचाराः पतिव्रतपरायणाः ॥३१॥

હે વિશ્વાવસુ! ધર્મના સ્વભાવવાળીયો, સારા આચારવાળીયો, પતિના વ્રતને વિષે પરાયણ અને હંસતા મુખની એવ્હી કન્યાઓ હમણાજ "મનથકી ઉત્પન્ન કરીને આપો."* ॥ ૩૧ ॥

व्यासौवाच–श्रुत्वातुवचनं कस्य गन्धर्वाधि पतिस्तदा ॥
सन्निर्ममेऽद्भुताः कन्या दिव्यरूपामनोहराः३२

વ્યાસજી કેહે છે–હે ધર્મરાજા! ગંધર્વોનો અધિપતી વિશ્વાવસુએ, બ્રહ્મદેવનું આવ્હું વચન સાંભળીને મનને હરણ કરનારીયો, દિવ્યરૂપવાળીયો, અદ્ભુત અને સુંદર એવ્હી કન્યાઓ તેજ વખદ મનથી ઉત્પન્ન કરી. ॥ ૩૨ ॥

---

*કારણ જેમ ત્રૈવિદ્ય બ્રાહ્મણો પ્રમાણે ગોભુજાઓની પણ ઉત્પત્તી અયોની સંભવ છે એટલે પવિત્ર છે, તો તેવને સ્ત્રીયો પણ તેવીજ અયોની સંભવ પવિત્ર જોઈએ. કરીને બ્રહ્મદેવે વિશ્વાવસુ ગંધર્વને કહ્યું કે "કન્યાઓ મનથી ઉત્પન્ન કરીને આપો."

वणिग्भ्यस्तादुदुः कन्या गार्हस्थाश्रम सिद्धये ॥
दिव्य रूपावरारोहा सुकेश्यः कृश मध्यमाः ॥ ३३ ॥
અને તે સારા કેશવાળીયો, કૃશ છે મધ્યભાગ જેવનો અને સુંદર રૂપવાળીયો એવ્હી કન્યાઓ-ગૃહસ્થાશ્રમની સિદ્ધી થવા માટે વાણિયાઓને આપી. ॥ ૩૩ ॥

ऊवाच तान् ततो ब्रह्मा धर्मस्तु कथयाम्यहम् ॥
प्रातर्मध्यान्हयोस्नानं पितृणां तर्पणं तथा ॥ ३४ ॥
પછી બ્રહ્મદેવ સંપૂર્ણ ગોભુજ વાણિયાઓને કેહે છે-હે ભાઇયો? "તમે કયા ધર્મથી ચાલવું" તે સંપૂર્ણ તમારા ધર્મો હવે હું તમને કહું છું તે સાંભળો. તમે પ્રાત:કાલે અને મધ્યાન્હકાલે સ્નાન કરવું તેમજ પિતરોનું તર્પણ કરવું. ॥ ૩૪ ॥

नमस्कारेण मंत्रेण पञ्चयज्ञास्सदैवहि ॥
जात कर्मादि संस्कारान् ब्राह्मणा पुत्र वत्सदा ॥३५॥
સદાએ પંચમહાયજ્ઞ નમસ્કાર મંત્રે કરીને કરવા. અને તમને જાતકર્મ, નામકર્મ અને અન્નપ્રાશનાદિ સોળે સંસ્કારો ત્રૈવિધ બ્રાહ્મણો પોતાના પુત્ર સરખા કરસે. ॥ ૩૫ ॥

करिष्यन्ती भवद्भिस्तु सेवा कार्या निरन्तरं ॥
तेषां च गृह कृत्यानि तानि कार्याणि सर्वशः ॥३६॥
અને તમે ત્રૈવિધ બ્રાહ્મણોની સેવા નિરન્તર કરવી. તેવના ઘરના કામો જેટલા છે તેટલા સઘળાએ તમે કરવા. ॥ ૩૬ ॥

ग्रामाणि ब्राह्मणानां च रक्षणीयानि सर्वतः ॥
क्षेत्राणिसस्य युक्तानि गाश्च पाल्या विशेषतः ॥३७॥
હે ગોભુજ વાણિયાઓ! તમે બ્રાહ્મણોના ગામોનું સંરક્ષણ કરવું. અને અન્નતથા ઘાસ યુક્ત ખેતરોનું પણ સંરક્ષણ કરવું. તેમજ વિશેષે કરીને ગાયોનું સંરક્ષણ કરવું. ॥ ૩૭ ॥

व्यवहारस्तु कर्तव्यो निर्मलेनान्तरात्मना ॥
न लोभोन च मात्सर्यं न दंभो क्रोध एव च ॥३८॥

તમે નિર્મળ અંતઃકરણેથી વ્યવહાર (વેપાર) કરવો. લોભ કરવો નહી. કોઇનો મત્સર (ઇર્ષા) કરવો નહી. ઢોંગ કરવો નહી. ક્રોધ કરવો નહી. ॥ ૩૮ ॥

कौटिल्यं नच कर्तव्यं सत्यं वाच्यं सदैवही ॥
वंचनं वर्जनं तेषां गुरवस्तेन संशयः ॥ ३९ ॥

અને હે ગોભુજા વાણિયાઓ! તમે મોઢ ત્રૈવિધ બ્રાહ્મણોથી કપટ કરવું નહી. સદાએ તેવનાથી સત્ય બોલવું. તેવનાથી કદીએ પણ ઠગપણું કરવું નહી. કારણ તેમ તમારા ગુરૂ છે એમાં સંશય નથી. ॥૩૯॥

यः करोति नरोविप्रे द्रोहं कपटमेवच ॥
मयि विष्णौचरुद्रेच कृतंतेनैवहिंसनं ॥ ४० ॥

વળી જે મનુષ્ય ત્રૈવિધ મોઢ બ્રાહ્મણોનો દ્રોહ કરશે અને તેવથી કપટ કરશે-તે પુરૂષને મારી ( બ્રહ્માની ) વિષ્ણુની અને શિવજીની હિંસાનુ પાતક થશે ॥ ૪૦ ॥

अस्माकंब्राह्मणाः प्राणा स्वरूपाणिच ब्राह्मणाः ॥
यस्माद्वेदांश्चसाङ्गांश्च वहन्तिद्विजसत्तमाः ॥४१॥

કારણ કે આ ત્રૈવિધ બ્રાહ્મણો હમારા પ્રાણ છે. તેમજ આ બ્રાહ્મણો હમારા સ્વરૂપ છે. કારણ આ બ્રાહ્મણો અંગ સહિત એવા વેદોને ધારણ કરે છે. ( ભણે છે ) ॥ ૪૧ ॥

---

* ચાલુ અધ્યાયના ૬૪ મા શ્લોકથી ૬૬ સુધી પ્રભુએ, ગોભુજાઓને તેવનો ધર્મ કહી અંતમાં આ 'શીક્ષા આજ્ઞા' આપી કે તમે ત્રૈવિધ બ્રાહ્મણોનો દ્રોહ-ગર્વ-નાસ્તિકપણું ( તેવને નહી માનવું ) વિગેરે દુરાચારો કરશો અને હમારી આજ્ઞા પ્રમાણે નહી વર્તો-તો આ પ્રમાણનું તમારા માથે હમારી હિંસાનુજ પાતક ચોટશે. તેજ પ્રમાણે આજ ગ્રંથના ૩૦ મા અધ્યયના ૭૪ મા શ્લોકમા શ્રીરામચંદ્રજીએ પણ પુન વાણિયાઓને શુ 'આજ્ઞા-શિક્ષા' આપી છે! તે જુવો. આ કારણથીજ મોઢ વાણિયાઓ ઉપર ત્રૈવિધ બ્રાહ્મણોનો આટલો દૃઢ હક ચાલતો આવે છે અને હાલ પણ છે.

ब्राह्मणावेदसम्पन्नाः स्वधर्मनिरतास्सदा ॥
ज्ञातव्या विष्णुरूपास्ते रुद्ररूपा ममाप्यथ ॥ ४२ ॥

વેદ ભણેલા, પોતાના સ્વકર્મને વિષે રાત્ર દિવસ સદાએ તત્પર એવા આ બ્રાહ્મણોને તમે, વિષ્ણુરૂપ-રૂદ્રરૂપ અને મ્હારૂં ( બ્રહ્મરૂપ ) જાણજો ॥ ૪૨ ॥

एवंज्ञात्वाथवणिजं स्त्रैविद्यानां सदैवही ॥
अदम्भेनप्रकर्त्तव्या सवावृत्तिस्मदैवही ॥ ४३ ॥

હે ગોભુજા વાણિયાઓ ! તમે એવું જાણીને સદાએ આ ત્રૈવિધ બ્રાહ્મણોની સેવા અભિમાન છોડીને કરવી ॥ ૪૩ ॥

इत्याज्ञाप्यत्रयोदेवा ब्राह्मणालयपार्श्वतः ॥
वाह्यदुर्गेतु भृत्येभ्यो ददुर्वासगृहाणिच ॥ ४४ ॥

એ પ્રમાણે તીને દેવતાઓએ ગોભુજા વાણિયાઓને આજ્ઞા આપીને બ્રાહ્મણોના ઘરના બાજુમાં કોટના બહાર તેવને રેહેવાને ઘરો આપ્યા. ॥ ૪૪ ॥

षट्त्रिंशच्चसहस्राणि देवसद्मसमानिच ॥
वणिग्भिः कल्पितावासा स्तेपुसद्मसुभूपते ॥ ४५ ॥

વ્યાસજી કહે છે-હે ધર્મરાજા ! પછી તે વાણિયાઓ દેવતાઓના ઘરો સરખા છત્રીસ હજાર ઘરોમાં રેહેવા લાગ્યા. ॥ ૪૫ ॥

एवंतेब्राह्मणास्सर्वे वणिजश्च विशांपते ॥
स्थानं तत्र प्रचक्रुस्ते नगरं सुमनोहरं ॥ ४६ ॥

હે રાજા ધર્મ ? એ પ્રમાણે તે સર્વે બ્રાહ્મણો તથા વાણિયાઓએ મળીને પોતાના રેહેવા સારૂ સ્થાન કર્યું તેથી તે સુંદર અને મનોહર એવું નગર બન્યું. ॥ ૪૬ ॥

इतिश्रीस्कंदपुराणेपातालखण्डेधर्मारण्योपाख्यानेविवाहादि धर्मवर्णनम् नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

व्यासौवाच-एकदा धर्मराजोपि तपस्तेपेसुदारुणम् ॥
दिव्यवर्पसहस्रेण ततस्तुष्टशिवःस्वयम् ॥१॥

વેદવ્યાસજી કહે છે-હે ધર્મરાજા! એક સમયને વિષે **યમરૂપ** જે ધર્મ તે દેવતાઇ એક હજાર વર્ષ પર્યંત મહાઉગ્ર એવી તપશ્ચર્યા કરતા હવા. ત્યારે મહાદેવજી પ્રસન્ન થયા અને વે વરદાન આપ્યું તે કથા હું તમને કહુંછું તે સાંભળો. ॥ ૧ ॥

युधिष्ठिरौवाच-वसन्तिऽनिमिशास्वर्गे प्रशंसन्त्यन्वहंदिवं ॥
धन्यास्तेमनुजालोके ये धर्मारण्यवासिनः ॥२॥

વેદવ્યાસજીનું આ પ્રમાણનું વચન સાંભળી **ધર્મરાજા** પુછવા લાગ્યા-હે વેદવ્યાસજી ? સ્વર્ગની વડાઇ કરીને રોજ સ્વર્ગમાં રેહેનારાઓને ધન્ય છે! તેમજ ધર્મારણ્યમાં જે મનુષ્યો નિવાસ કરે છે તેવને પણ ધન્ય છે! ॥ ૨ ॥

तदहंश्रोतु मिच्छामि कथयस्व पितामह ॥
व्यासौवाच-धर्मराज नृप श्रेष्ठ कथयामितवानघ ॥३॥

તેવની કથા સાંભળવાની હું ઇચ્છા કરૂંછું. હે પિતામહ! આપ કૃપા કરીને મને કહો. ત્યારે **વેદવ્યાસજી** કહે છે-હે નૃપ શ્રેષ્ટ ધર્મરાજા! તે કથા હું તમારે આગળ કહુંછું તે સાંભળો. ॥૩॥

भ्रातृभि स्सहितो राजन् आकर्णय वरांकथाम् ॥
श्रुत्वा नश्यन्ति पापानि दिव्यां स्कंदपुराण जाम् ॥४॥

તમારા ભાઇયો સહવર્તમાન, સ્કંદપુરાણમાં કહેલી આ કથા સાંભળો. હે રાજા! જેના સાંભળવાથી પાપ દુર થાય છે. ॥૪॥

यागतिर्यज्ञ कर्तॄणां मुमुक्षूणांच यागतिः ॥
सागति स्सर्व जन्तूनां धर्मारण्य निवासिनां ॥५॥

મોક્ષની ઇચ્છા કરનારાઓની જે ગતી થાય છે અને જે ગતી યજ્ઞ કરનારાઓની થાય છે-તેજ ગતી ધર્મારણ્યમાં રેહેનારાઓની થાય છે. ॥ ૫ ॥

यत्र वैवस्वतो राजा तपस्तेपेसु दुष्करम् ॥
उद्देशेन महद्घोरं शिवस्यैकाग्र मानसः ॥ ६ ॥

એક સમયને વિષે યમરૂપ ધર્મરાજા, મહાદેવજી પ્રસન્ન થવા માટે, એક મનથી ભયંકર તપશ્ચર્યાનો આરંભ કરતા હવા. ॥૬॥

अयुतैः पञ्चभिर्वर्षे रूर्ध्व बाहु रुपस्थितः ॥
अङ्गुष्ठाग्रस्थिरो भूत्वा शिवां विद्यामुपासते ॥ ७ ॥

પાંચ હજાર વર્ષ પર્યંત ઉર્ધ્વબાહુ ( બેવે હાથ ઉચા ) કરીને ફક્ત જમણા પગના અંગુઠા ઉપરજ સ્થિર ઊભા રહી, શિવની પરમ વિદ્યાની ઉપાસના કરવા લાગ્યા. ॥ ૭ ॥

ततोवर्ष शतं दिव्यं धूम्रपान मुपस्थितम् ॥
अर्क पुत्रेण धर्मेण उपासितः शिवः स्वयम् ॥ ८ ॥

સૂર્યના પુત્ર યમરૂપ *ધર્મરાજ-પછી દેવતાઇ સો વર્ષ પર્યંત ધૂમ્રપાન કરી પોતે શિવની ઉપાસના કરવા લાગ્યા. ॥ ૮ ॥

देवेन्द्रेण श्रुतं तत्र देवसद्म निवासिभिः ॥
तपसा तप्यते धर्मो धर्मक्षेत्रे पुरेवरे ॥ ९ ॥

ધર્મારણ્ય ક્ષેત્રને વિષે-યમધર્મ આ પ્રમાણની તપશ્ચર્યા કરે છે એવું દેવતાઓ સહવર્તમાન ઇંદ્રરાજાએ સ્વર્ગમાં સાંભળ્યું. ॥૯॥

तदैव वदतीन्द्रोऽसौ राज्यार्थे सम्भविष्यति ॥
धर्मालयस्य स्थानेऽस्मिन् तप्यते चार्क नन्दनः ॥१०॥

તે વખતે ઇંદ્રરાજા દેવતાઓને કહેવા લાગ્યા-હે દેવતાઓ! ધર્મારણ્યને વિષે, સૂર્યનો પુત્ર યમરૂપ ધર્મ-મ્હારૂં રાજ્ય લેવા સારૂ તપશ્ચર્યા કરે છે. ॥ ૧૦ ॥

---

* અત્રે યમધર્મનો ભાવ છે. અને યમધર્મ-સૂર્યનાજ પુત્ર છે. પેહેલા અધ્યાયમાં પણ એવની કથા ગઇ છે. વિશેષ શંકા દૂર થવા સારૂ ૧૨ મો અધ્યાય વાચવો.

ऐन्द्रं पद समृध्यर्थं यति तव्यं महानघाः ॥
तपोहानिस्तुकेनैव जायते येन कर्मणा ॥ ११ ॥

હે દેવતાઓ ! ઇંદ્રનું પદ રાખવા માટે તમે પ્રયત્ન કરો. કે જે કર્મે કરીને તેની તપશ્ચર્યાની હાની થાય. ॥ ૧૧ ॥

तदुपायो महाकार्यः तप सो भ्रंशतेयमः ॥
इन्द्रेणेव तदाहूता सर्वानप्सरसो गणान् ॥ १२ ॥

ઇંદ્રરાજાએ એમ કહીને પછી સઘળી અપ્સરાઓને તેડી, અને કહેવા લાગ્યા–હે અપ્સરાઓ ? જેનાથી " યમધર્મ તપશ્ચર્યાથી ભ્રષ્ટ થાય " એવું તમે કામ કરો. ॥ ૧૨ ॥

इन्द्रौवाच-युष्माकमिह सर्वासां रूपौदार्य गुणाधिकम् ॥
आत्मानं मन्यते सुभ्रूः सातुगच्छतुभानुजम् ॥

ઇંદ્ર રાજા કેહે છે—તમો બધી અપ્સરાઓમાં જેને પોતાના રૂપનો અને ગુણનો ઘણો અભિમાન હોય તે અપ્સરા–ધર્મરાજાનુ તપ ભ્રષ્ટ કરવા જાવ! ॥ ૧૩ ॥

सम्भाशेऽप्सरसान् सर्वान् ऊर्वस्याद्या खिलान्तथा ॥
धर्मारण्येशुभेधर्मः तपस्तपति दारुणम् ॥ १४ ॥

જે શુભ ધર્મારણ્યમાં–ધર્મ મહા ભયંકર તપશ્ચર્યા કરે છે તેનો ભગ કરવા સારૂ તમે જાવ! એ પ્રમાણે ઇંદ્રરાજાએ ઉર્વશી આદી અપ્સરાઓને આજ્ઞા આપી. ॥ ૧૪ ॥

ममराज्याभिकाङ्क्षिसः ममसापत्न्यतामिह ॥
तपस्यन्ते पुरेरम्ये यत्क्षो भयतेवलात् ॥ १५ ॥

તે મ્હારો શત્રુ થઈ મ્હારા રાજ્યની ઇચ્છા કરે છે. અને ધર્મારણ્યમાં તપશ્ચર્યા કરે છે. તેથી મને મહાન્ ક્ષોભ થાય છે. ॥૧૫॥

धर्मं धर्मभ्रतां श्रेष्ठं तांवो मन्ये गुणाधिकाम् ॥
तस्यतद्वचनंश्रुत्वा सर्वाः कंपितकन्धराः ॥ १६ ॥

હે અપ્સરાઓ! ધર્મને ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા આ યમધર્મને હું જાણું છું. અને ગુણે કરીને અધિક એવી તમને પણ સર્વને હું જાણું છું. એ પ્રમાણેનુ ઇદ્રરાજાનું વચન સાભળી સર્વે અપ્સરાઓ પોતાના માથા હલાવવા લાગીયો. ॥૧૬॥

अस्माभिः शक्यते नैव धर्मस्यक्षोभकारणं ॥
परस्परं विलोक्यैव मानिनी मानवर्धिनी ॥ १७ ॥

અને અભિમાનવાળી તેમજ અભિમાનને વધારનારી એવી આ અપ્સરાએ આપસ આપસમાં પરસ્પર જોઇને ઇંદ્રને કેહેવા લાગીયો—હે રાજા ઇંદ્ર! ધર્મરાજાને જેથી ક્ષોભ પ્રાપ્ત થાય એવું કરવાને હમે અસમર્થ છિએ! ॥ ૧૭ ॥

उवाच सोर्वशीतासां करिष्येपाकशासन ॥
इन्द्रोवाच—अप्सरसांहि सर्वासां वराश्रेष्ठाऽसिभामिनी॥१८॥

તે અપ્સરાઓમાં ઊર્વશી નામની અપ્સરા ઇંદ્રને કેહેવા લાગી-હે રાજા ઇંદ્ર! તમારૂ કામ હું કરીશ. ત્યારે ઇંદ્ર કેહે છે-હે શ્રીરે! સર્વે અપ્સરાઓમાં તું એવીજ શ્રેષ્ટ છે. ॥ ૧૮ ॥

धीराणां पातनेह्येकानान्यावैत्वत्समामता ॥
ऊर्वश्युवाच—तमप्यद्यकरिष्यामि कामवाणक्षतातुरं ॥१९॥

વળી હે ઊર્વશી! ધીર પુરૂષોને પણ તપશ્ચર્યાથી ભ્રષ્ટ કરવા માટે તારે સરખી બીજી કોઇએ અપ્સરા નથી. એવું ઇંદ્રનુ વચન સાભળી ઊર્વશી કેહે છે-હે ઇંદ્ર! આજ વખતે હું જઈ મ્હારા કામબાણવે ;કરીને ધર્મરાજાને ઘાયલ (મ્હારા વશ) કરૂ છુ ॥૧૯॥

इत्युक्त्वा प्रजगामाथ यत्रैवैवस्वतोयमः ॥
मुनेस्तपप्रभावाच्च प्रशान्तं स्वापदाश्रमम् ॥ २० ॥

ઊર્વશી એ પ્રમાણે કહી-ત્યાં યમધર્મ તપશ્ચર્યા કરે છે તે આશ્રમને વિષે આવી તે પ્રાપ્ત થઈ. તે આશ્રમ કેવું છે! કે ઋષીયોના તપ પ્રભાવે કરીને શાન્ત અને પશુપક્ષીયોથી યુક્ત ॥૨૦॥

सापुंस्कोकिलमाधुर्या उर्वशीचविशारदा ॥
क्रोशमात्रस्थितातस्मात् अगायतवराप्सरा ॥ २१ ॥

આવ્હા ઋષીયોના આશ્રમને વિષે, કોકિલા સરખી મધુર કંઠવાળી અને ચતુર એવી ઊર્વશી અપ્સરઃ એક કોસ ( ગાઉ ) દુર ઉભી રહી સુંદર ગાયન કરવા લાગી. ॥ ૨૧ ॥

तद्गीतध्वानिमाकर्ण्य धर्मोविस्मित मानसः ॥
जगामयत्रतत्रास्ते साबलारुचिराम्बरा ॥ २२ ॥

તે અપ્સરાના ગાયનની ધ્વની સાંભળી ધર્મરાજ મહાન્ આશ્ચર્યને પામ્યા. અને જે ઠેકાણે સાર. વસ્ત્રો પેહેરેલી એવી આ અપ્સરા ઉભેલી હતી ત્યાં પોતે આવીને પ્રાપ્ત થયા. ॥ ૨૨ ॥

तांदृष्ट्वा प्राहचार्वङ्गीं धर्मः संस्तभ्य मानसा ॥
क्षोभणा यागतां दृष्ट्वा क्रोधामर्श समन्वितः ॥२३॥

સુંદર અંગવાળી એવ્હી આ અપ્સરા તપનુ ભંગ કરવા આવી છે એવ્હું જોઇ ક્રોધ અને ઈર્શાથી યુક્ત એવા ધર્મ પોતાના મનને સંભાળી તે અપસરા પ્રતિ કેહેવા લાગ્યા. ॥ ૨૩ ॥

जगादेदं ततो वाक्यं धर्मोहि वदतां वरः ॥
यस्माद्दुःखार्जितस्येह तपसो विघ्न कारणं ॥ २४ ॥

બોલનારાઓમાં ચતુર એવા ધર્મ કેહે છે-દુઃખે કરીને સંપાદન કરેલી એવી તપશ્ચર્યાનુ તું વિઘ્ન કરનારી છે. ॥ ૨૪ ॥

गानंतु त्रिविधं तत्र कृतं तैव मनोरमं ॥
मूर्छभिस्ताल संयुक्तं धर्मारण्येयमाग्रतः ॥२५॥

એવું યમધર્મનું વચન સાંભળી પુનઃ ઊર્વશીએ-મનને હરણ કરનારૂં. મૂર્છા (આલાપ) અને તાલયુક્ત એવું ત્રણ પ્રકારનુ, ધર્મારણ્યમાં યમધર્મ આગળ ગાયન કર્યું. ॥ ૨૫ ॥

तत्क्षणात्सहसाचैव धर्मराजो जितात्मवान् ॥
द्विमनोभूत्तदाजातो येनेदं धार्यते जगत् ॥ २६ ॥

જે ધર્મએ આ સંપૂર્ણ જગત્ ધારણ કરેલું છે, જેને આત્મા જીતેલો છે એવા છે તો એ પણ તેજ ક્ષણને વિષે ધર્મરાજા ઉદાસ મન થતા હવા. ॥ ૨૬ ॥

युधिष्ठिरौवाच-तदाश्चर्यमयंतात वाक्यंचाद्भुतकारकं ॥
धर्मधरांच पातालं धर्मेनाकंच सर्वशः ॥ २७ ॥

યુધિષ્ઠિર ધર્મરાજા-વેદવ્યાસજીથી પુછે છે-હે મહારાજ! આ યમ ધર્મનું વાક્ય મહા અદ્ભુત અને આશ્ચર્યમય છે. કારણ સંપૂર્ણ પૃથ્વી યમ ધર્મ વિષે છે. અને સ્વર્ગ પણ યમ ધર્મનેજ વિષે છે.॥૨૭॥

धर्मे चन्द्रार्कं नक्षत्र धर्मेच पवनोनलः ॥
धर्मे सर्वमिदं विश्वं सधर्मो व्यग्रतां कथं ॥ २८ ॥

ચંદ્ર, નક્ષત્ર, વાયુ, અગ્નિ અને સંપૂર્ણ જગત્ એ સર્વ ધર્મનેજ વિષે છે. પછી તે ધર્મ વ્યગ્રતાને કેમ પ્રાપ્ત થયા? ॥૨૮॥

एतत्सर्वं समाचक्ष्व संशयं छिन्धिमे प्रभो ॥
व्यासौवाच-पतनं साहसानांच नरकस्यैवकारणं ॥२९॥

હે વ્યાસજી! એ બધુંએ મ્હારા આગળ કહી મ્હારા સંશયને દુર કરો. ત્યારે વ્યાસજી કેહે છે-હે ધર્મરાજા! વિચાર કર્યા વગર જે સાહસ કરવો તે નર્કમાં પડવાનું કારણ થાય છે. ॥૨૯॥

मोहनंचैव सर्वेषां ब्रह्मणास्त्रीविनिर्मिता ॥
तावत्तपोऽपि यज्ञश्च तावद्दानं दयादमः ॥३०॥

સર્વ પ્રાણિમાત્રને મોહિત કરવા માટે બ્રહ્મદેવે સ્ત્રીને નિર્માણ કરી છે. તપ, યજ્ઞ, દાન, દયા અને ઇંદ્રિયોનું દમન ત્યારસુધીજ છે કે જ્યાં સુધી સ્ત્રીને જોઇ નથી. ॥ ૩૦ ॥

तावत्स्वाध्यायवृत्तंच तावच्छौचंक्षमाधृतिः ॥
यावदेवमृगाक्षीणां दृष्टिभिर्नावलोकितः ॥३१॥

વળી વેદાધ્યયન, શાસ્ત્રસંપન્ન, પવિત્રતા, ક્ષમા, અને ધૈર્ય પણ ત્યાં સુધીજ છે કે જ્યાં સુધી હરિણીની આંખો સરખી આંખોવાળી સ્ત્રી જોઇ નથી. ॥ ૩૧ ॥

तयाहृतोनरोपार्थ सकथं धैर्यतामिह ॥
वृथाचैवभवेत्तत्र धर्मोधर्मभृतांवर ॥ ३२ ॥

હે યુધિષ્ઠિર! તે સ્ત્રી થકી હત થએલો ( છેતાયલો ) પુરૂષ કેમ ધૈર્યને ધારણ કરશે? હે ધર્મને ધારણ કરનારાઓમાં શ્રેષ્ટ રાજા યુધિષ્ઠિર રે! તે ઠેકાણે ધર્મ વૃથા થાય છે. ॥ ૩૨ ॥

शुशोचयत्तदात्मानं ज्ञात्वातामिहचाप्सरां ॥
धर्मोवाच–कासिकस्मात्कुतोयाता त्वंतुपुत्रिश्चकस्यवै ॥३३॥

યમધર્મ–આંહી અપ્સરાને જાણીને આત્માનો શોક કરે છે. અને અપ્સરાને કહે છે–તું કોણ છે? ક્યાંથી આવી અને તું કોની કન્યા છે? ॥ ૩૩ ॥

मानुषीचासुरीवापि अमरीचाथकिङ्करी ॥
अप्सराचाथवायक्षी धर्मारण्यस्य देवता ॥ ३४ ॥

તું મનુષ્યની સ્ત્રી છે અથવા અસુરની છે અથવા દેવતાની છે અથવા દાસી છે, અપ્સરા છે, યક્ષની સ્ત્રી છે અથવા ધર્મારણ્યની ગ્રામ દેવતા છે શું? ॥ ૩૪ ॥

शक्तिर्वाप्रेरितावापि कस्यपुत्रीवदस्वमे ॥
सत्यंवदस्वमेसुभ्रु इत्याहचार्कनन्दनः ॥ ३५ ॥

તું દેવતાઓની મોકલેલી શક્તી છે શું ? તું કોની કન્યા છે. હે સુભ્રુ ! તું મ્હારે આગળ ખરૂં કહે. એ પ્રમાણે સૂર્યના પુત્ર યમધર્મ પૂછવા લાગ્યા. ॥ ૩૫ ॥

ऊर्वश्यउवाच-नमस्कृत्वाङ्घ्रि युगलं श्रुणुधर्मवचोमम ॥
स्वधर्मादविरोधेन भवामितवभामिनी ॥ ३६ ॥

ત્યારે ઉર્વશી અપ્સરા કહે છે-હે ધર્મ ! હું તમને નમસ્કાર કરૂંછું. તમે મ્હારૂં વચન સાંભળો. સ્વધર્મના વિરોધ વિના હું તમારી સ્ત્રી થાઉંછું. ॥ ૩૬ ॥

धर्मोवाच-किमिच्छासित्वंभद्रन्ते किंकार्यंतव भामिनी ॥
परस्त्रीविमुखोविद्धी दमामितववांछितम् ॥ ३७ ॥

ધર્મ કહે છે—હે સ્ત્રી તારૂં કલ્યાણ થાવ ! હે ભામિનીરે ! તારૂં શું કાર્ય છે ? તેતું મને કહે. તું મને પરસ્ત્રી વિમુખ ( પર સ્ત્રી સંગ રહિત ) જાણ. તું જે માગે તે તારૂં ઇચ્છિત હું આપુછું. ॥ ૩૭ ॥

ऊर्वश्य उ०-धर्मोतिष्ठतिसर्वंहि स्थावरंजंगमं विभो ॥
सधर्मोदुष्करत्वंहि तप्यतेतुकथंतपः ॥ ३८ ॥

ઊર્વશી કહે છે-હે પ્રભો ? સંપૂર્ણ સ્થાવર ( વૃક્ષ પાષાણાદિક ) અને જંગમ ( મનુષ્ય, પશુ આદી ) એ સર્વે ધર્મમાં રહે છે. તે ધર્મ પોતે કઠોર તપશ્ચર્યા કયાં કરોછો ? ॥ ૩૮ ॥

धर्मोवाच-ईशानस्य स्वरूपंहि दृष्टुमिच्छामि भामिनी ॥
निराहारोजितात्माच तन्मनस्कोजितेन्द्रियः॥३९॥

ધર્મ કહે છે—હે ભામિનીરે ? આહારનો પરિત્યાગ કરી આત્માને જીતી અને ઇંદ્રિયોનું દમન કરી અને શિવમાંજ મન રાખી, ઈશાન જે સદા શિવજી તેમનું સ્વરૂપ જોવાની હું ઇચ્છા કરૂંછું ॥ ૩૯ ॥

तपस्तप्येचतेनाऽहं शिवासहसदाशिवम् ॥
कस्मात्त्वमागतामद्रे कथयस्वयथातथम् ॥ ४० ॥

પાર્વતી સહુવર્તમાન સદાશીવજીની તપશ્ચર્યા હું કરૂંછું. હે સુભ્રુ ? તું કયાં આવી ? એ તારો સંપૂર્ણ વૃત્તાન્ત જે હોય તે મ્હારે આગળ કહે ॥ ૪૦ ॥

किंकार्यंकस्यहेतोश्च सत्यमाख्यातुमर्हसी ॥
ऊर्वश्य उ०–तवैवतपसाधर्म भयभीतो दिवस्पतिः ॥४१॥

તું કયા હેતુથી આવેલી છે–અને મ્હેં તારૂં શું કરવું ? એ સત્ય કહેવું તને યોગ્ય છે. ત્યારે **ઉર્વશી** કહે છે–હે ધર્મ ! તમારી તપશ્ચર્યાથી સ્વર્ગના પતી ઇંદ્રરાજા ભયભીત થયા છે ॥૪૧॥

तेनाऽहंनोदिताचात्र तपोविघ्नकरायवै ॥
इन्द्रासनभयाद्भीतः प्रेषितातेनवैयम ॥ ४२ ॥

હે યમધર્મ ! "મ્હારૂં ઇંદ્રાસન" જસે એવ્હા ભયથી ડરીને ઇંદ્રરાજાએ, તમારી તપશ્ચર્યામાં વિઘ્ન કરવા સારૂ મને આજ્ઞા કરી મોકલી છે. ॥ ૪૨ ॥

एतत्सत्यं मयै वोक्तं नान्यथाऽहं प्रवच्मिते ॥
तदा सत्यंवचःश्रुत्वा तोशितो रविनन्दनः ॥ ४३ ॥

એ મ્હેં સત્ય તમારે આગળ કહ્યું એમાં કંઇજ મિથ્યા નથી. ત્યારે સૂર્યના પુત્ર યમધર્મ–આવ્હું સત્ય વચન સાંભળી સંતોષ પામ્યા ॥ ૪૩ ॥

धर्मोवाच–उवाचैनां महाभागे वरदोऽहं भवामितेः ॥
यमोऽहं सर्वभूतानां दुष्टानां कर्मचारिणाम् ॥४४॥

ત્યારે ધર્મ, ઉર્વશીને કહે છે–હે મહાભાગ્યશાળી ? હું તને વરદાન આપુછું હું સર્વ ભૂત પ્રાણિ માત્રને અને દુષ્ટ કર્મ કરનારાઓને દંડ દેનારો યમ છું ॥ ૪૪ ॥

धर्मरूपोपि सर्वेषां मनुजानां जितात्मनाम् ॥
स धर्मोऽहं वरारोहे ददामि तव वांछितम् ॥ ४५ ॥

આત્મા જેણે જીતેલો છે એવા મનુષ્યોને હું **ધર્મરૂપ** છું. હે વરારોહે ઉર્વશી ? તે હું ધર્મ, તારા મનવાંછિતને આપુછું।।૪૫।।

इष्टंप्रार्थय कल्याणी शीघ्रंचैवाप्सरांवरे ॥
ઉર્વશ્ય ઉ૦–त्वया पदं महा भाग नाकाङ्क्षंवाकदाचन ॥
एतदिष्टतमंदेही सततं मनुजेश्वर ॥ ४६ ॥

હે અપ્પસરાઓમાં શ્રેષ્ઠ ! હે કલ્યાણી ઉર્વશીરે ! તારી જે ઇચ્છા હોય તે તું જલદી માગ ? ત્યારે ઉર્વશી કહે છે-હે મનુજેશ્વર ! હે મહાભાગ ધર્મ ? 'તમે કદીએ ઇંદ્રપદની ઇચ્છા ન કરવી' એ ઇચ્છિત વસ્તુ મને આપો ॥ ૪૬ ॥

एवमस्तु यमोव्रूवात् सत्यंवरयसद्वरम् ॥
वरं ददामि अन्यंवै गानेन तोषितो ह्यऽहम् ॥४७॥

યમધર્મ કહે છે—હું એમજ કરીશ ! એ સત્યવર દાનને તું ગ્રહણ કર અને તારા ગાયનથી સંતોષ પામેલો હું તને બીજુ પણ વરદાન આપુછું તેને તું ગ્રહણ કર. ॥ ૪૭ ॥

अस्मिन्स्थाने महत्क्षेत्रं मामकीयं महद्युते ॥
भूयाश्च सर्व पापघ्नं तीर्थंचाप्सरसंशुभम् ॥ ४८ ॥

હે મહા તેજસ્વી અપ્સરા ! આ મ્હારા ક્ષેત્રને વિષે-સર્વ પાપને દૂર કરનારૂ એવું **અપ્સરાતીર્થ** નામનુ તીર્થ થાવ ! ॥૪૮॥

अस्मिन्तीर्थेहुतंजप्तं पठितंचाक्षयं भवेत् ॥
दिनानि पञ्चवै धर्म वर्धमानं सरोमतम् ॥ ४९ ॥

આ તીર્થને વિષે પાંચ દિવસ પર્યંત હોમ કરે જપ કરે અથવા વેદનો પાઠ કરે તો વધતો એવો ધર્મ અક્ષય થાય. એવું આ સરોવર જાણ. ॥ ૪૯ ॥

नारीवापुरुपोवापि स्नानंकुर्यादतान्द्रितः ॥
आजन्म मरणान्तञ्च सर्वपापक्षयोभवेत् ॥ ५० ॥

સ્ત્રી હોય અથવા પુરૂષ હોય આળસ રાખ્યા વગર આ તીર્થમાં જો સ્નાન કરસે તો જન્મથી મરણપર્યંત કરેલા સર્વ પાપનો ક્ષય થસે. ॥ ૫૦ ॥

तथेत्युक्त्वासवैधर्मो मौनमाचष्ट संस्थितः ॥
उर्वशीचवरंलब्ध्वा नमस्कृत्य दिवंययौ ॥ ५१ ॥

એ પ્રમાણે કહી ધર્મ મૌન્યવૃત ધારણ કરતા હવા. ઊર્વશી પણ "ઘણું સારૂ" એમ કહી વરદાન ગ્રહણ કરી ધર્મને નમસ્કાર કરી સ્વર્ગને વિષે જતી હવી ॥ ૫૧ ॥

निवेदया मासततो यद्वेधर्मेण भाषितम् ॥
उर्वशी पूजितातत्र देवेन्द्रेण महात्मना ॥ ५२ ॥

અને ઊર્વશી અપ્સરાએ ધર્મે કહેલું કે "મને ઇંદ્રપદની ઇચ્છા નથી" એ સર્વ વૃત્તાન્ત ઇંદ્રરાજા આગળ નિવેદન કર્યો. ત્યારે ઇંદ્રરાજા પ્રસન્ન થઈ ઉર્વશીની પ્રશંસા કરવા લાગ્યા. ॥૫૨॥

गतासाऽप्सरसांलोके नमस्कृत्यदिवस्पतिम् ॥
ततोधर्मोमहाभाग तपस्तेपेयथाविधि ॥ ५३ ॥

ઉર્વશી પણ ઇંદ્રને નમસ્કાર કરી અપ્સરા લોકને વિષે જતી હવી. તદનંતર હે મહાભાગ યુધિષ્ઠિર! ધર્મ પણ યથાવિધી પુનઃ તપશ્ચર્યા કરવા લાગ્યા. ॥ ૫૩ ॥

इदमाप्सरसाख्यानं सर्वपाप प्रनाशनम् ॥
व्यासेनैव पुरा प्रोक्तं धर्मराज्ञे महात्मने ॥ ५४ ॥

વેદવ્યાસજીએ, મહાત્મા એવા યુધિષ્ઠિર રાજા આગળ કહેલું આ અપ્સરાતીર્થનુ આખ્યાન જે સાંભળે છે તેના સર્વ પાપ નાશ થાય છે. ॥ ૫૪ ॥

वन्ध्यत्वंच हरं चैव पुत्र पौत्र प्रवर्धनम् ॥
श्रृण्वन्ति शुद्धचित्तेन तेषां काम प्रदं भवेत् ॥५५॥

વળી આ આખ્યાન જો વંધ્યા સાંભળે તો વંધ્યત્વ જાય. અને પુત્રપૌત્રની વૃદ્ધી થાય તેમજ શુદ્ધ ચિત્તથી જે સાભળે તેના મનોર્થ પૂર્ણ થાય ॥ ૫૫ ॥

इतिं श्री स्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने
अप्सरातीर्थ वर्णनम् नाम अष्टमोऽध्यायः ॥८॥

વ્યાસૌવાચ– सवै धर्म तपस्तेपे शिवोद्वेग करं महत् ॥
सददर्श महादेवं जटाजूटं वृषध्वजम् ॥१॥

વેદવ્યાસજી, ધર્મરાજાને કેહે છે – હે રાજા! તે યમધર્મ, મહાદેવજીને ઉદ્વેગ કરનારી તપશ્ચર્યા પુન. કરવા લાગ્યા. ત્યારે ધર્મના તપથી પ્રસન્ન થઇ મહાદેવજી પ્રત્યક્ષ પ્રગટ થયા. ॥ ૧ ॥

नाग यज्ञोपवीतंच नाग भूषित विग्रहम् ॥
गज चर्म परीधानं व्याघ्रचर्मोत्तरीयकम् ॥ २ ॥

કે જેવે નાગનું યજ્ઞોપવીત ધારણ કરેલુ છે, નાગથીજ જેવનુ શરીર શોભે છે, હસ્તિચર્મ જેવે પરિધાન કરેલું છે અને વ્યાઘ્ર ચર્મ ઓઢેલું છે જેવે. ॥ ૨ ॥

पञ्चवक्रं दृशभुजं मुण्ड माला विभूषितम् ॥
भस्माङ्गं नीलकण्ठंच अर्धनारीधरं प्रभुम् ॥ ३ ॥

પાંચ છે મુખ જેવના, દસ છે હાત જેવના અને મુંડમાલાથી શોભાયમાન, સર્વાંગે ભસ્મ ધારણ કરી છે જેવે, નીલ છે કંઠ જેવનો અને અર્ધાંગને વિષે પાર્વતીને ધારણ કરેલા છે જેવે ॥ ૩ ॥

योगगम्यं महाकायं स्थिति प्रलय कारकम् ॥
तंदृष्टाच महाराज सूर्यपुत्रः प्रतापवान् ॥ ४ ॥

યોગાભ્યાસથી જાણવાયોગ્ય, મહાન્ છે શરીર જેવનું; જગત્ ની સ્થિતિ અને નાશ કરનારા, હે રાજા! સૂર્યના પુત્ર મહા પ્રતાપવાન્ એવા યમધર્મ, આ પ્રમાણે મહાદેવજીના દર્શન કરતા હવા ॥ ૪ ॥

एकचित्तः स्थिरो भूत्वा शिवंतुष्टाव यत्नतः ॥
धर्मउवा०–ईश्वराय नमस्तुभ्यं नमस्ते योग रुपिणे ॥५॥

યમ ધર્મ એક ચિત્તથી સ્થિર થઇને મહા યત્નથી શિવજી-ની સ્તુતિ કરવા લાગ્યા. યમ ધર્મ કહે છે—હે ઇશ્વિર! હે યોગ રૂપ! આપને નમસ્કાર કરૂં છું ॥ ૫ ॥

नमस्ते सर्वरूपाय भक्तिगम्यायते नमः ॥
नमस्ते तत्वरूपाय गुणरूप नमस्तुते ॥ ६ ॥

હે સર્વ રૂપ! હે ભક્તિથકી પ્રાપ્ત થનારા, હે તત્વ રૂપ અને ગુણ રૂપ આપને હું નમસ્કાર કરૂ છુ ॥ ૬ ॥

गुणातीत नमस्तुभ्यं नमस्ते जल रूपिणे ॥
नमस्ते रस रूपाय धातु रूप नमोस्तुते ॥ ७ ॥

હે ગુણથી વેગળા, હે જલ રૂપ હે રસ રૂપ હે ધાતુ રૂપ! આપને નમસ્કાર કરૂં છું ॥ ૭ ॥

नमस्ते ब्रह्म रूपाय विष्णु रूप नमोस्तुते ॥
नमस्ते काल रूपाय सृष्टि प्रलय कारिणे ॥ ८ ॥

હે બ્રહ્મ, વિષ્ણુરૂપ, કાલરૂપ અને હે સૃષ્ટિના પ્રલય કરનારા! આપને નમસ્કાર કરૂ છુ ॥ ૮ ॥

नमोनित्यायसौम्याय मृडायहरये नमः ॥
ब्रहतेचनमस्तुभ्यं नमोह्रस्ववाय वामने ॥ ९ ॥

હે નિત્ય હે સૌમ્ય હે મૃડ હે મહાનરૂપ હે ઠિંગણા વામન રૂપ! હુ આપને નમસ્કાર કરૂછુ. ॥ ૯ ॥

आतपाय नमस्तुभ्यं नमः शीतकराय च ॥
वर्षारूप नमस्तुभ्यं नमस्ते जलरूपिणे ॥ १० ॥

હે તેજરૂપ હે શીત કરનારા હે વર્ષા રૂપ અને હે જલરૂપ! આપને નમસ્કાર કરૂં છું. ॥ ૧૦ ॥

नमोउग्रायभीमाय शंभवे गुरवे नमः ॥
असंख्यातायवैतस्मै विश्वरूपाय शंभवे ॥ ११ ॥

હે ઉગ્રરૂપ હે ભયકરરૂપ હે શંભો હે અસંખ્યરૂપ હે વિશ્વરૂપ હે શંકર! આપને હું નમસ્કાર કરૂં છું. ॥ ૧૧ ॥

नमो भस्माङ्गलिप्ताय नमस्ते चंद्रशेखरे ॥
नमो गंगा वतम्साय हरये विश्वरूपिणे ॥ १२ ॥

સર્વાંગમાં ભસ્મ લેપન કરેલી છે, અને મસ્તકનેવીશે ચંદ્ર અને ગંગા ધારણ કરેલી છે જેવને એવા દુઃખ ને હરણ કરનારા, હે વિશ્વરૂપ! આપને નમસ્કાર કરૂં છુ. ॥ ૧૨ ॥

नमो नीलाय कृष्णाय अरुणायचते नमः ॥
इति स्तुतोऽमुना शंभुः धर्म राजेनयत्ततः ॥ १२ ॥

હે નીલરૂપ હે કૃષ્ણરૂપ હે આરક્તરૂપ! આપને નમસ્કાર અસો. આ પ્રમાણની ધર્મરાજે, મહાદેવજીની જ્યારે સ્તુતી કરી ॥ ૧૩ ॥

इडितोऽपि महद्भक्त्या प्रणम्य शिरसा शिवम् ॥
तुष्टो शंभु स्तदा भूप यमंच प्रत्युवाचह ॥ १४ ॥

ત્યારે મહાદેવજી પ્રસન્ન થઈને, હે ધર્મરાજા યુધિષ્ઠિર? શિવજી યમ ધર્મપ્રતી કહેવા લાગ્યા. ॥ ૧૪ ॥

वरंवृणु महाभाग यत्तेमनसिवर्तते ॥
यमउ०—यदि तुष्टोऽसिमे देव दयां कृत्वा ममोपरि ॥१५॥

હે મહાભાગ યમ ધર્મ! તમારા મનમાં આવે તે વરદાન માગો. ત્યારે **યમધર્મ** કહે છે-હે દેવ! જો કદી આપ પ્રસન્ન થયા છો તો મ્હારા ઉપર દયા કરીને. ॥ ૧૫ ॥

धर्मारण्ये सुरेशान मन्नाम्ना भव सर्वदा ॥
युगे युगे जगन्नाथ मन्नाम्ना तीर्थ मुत्तमं ॥ १६ ॥

હે દેવતાઓમાં શ્રેષ્ઠ પ્રભો? આ ધર્મારણ્યને વિષે મારા નામે કરીને આપ સ્થાપન થાવ.' અને હે જગતના નાથ! યુગ યુગને વિષે 'મારા નામનું ઉત્તમ તીર્થ થાવ.' ॥ ૧૬ ॥

प्रयागादधिकं चैव तवाग्रेच त्रिलोचन ॥
अस्मिन्तीर्थेचयः कूर्यात् जप होमार्चनादिकम् ॥१७॥

હે ત્રિલોચન સદાશિવજી! આ તમારે આગળ તીર્થ ને વિષે જે પુરૂષ જપ, હોમ, પૂજન કરશે તેને પ્રયાગ કરતાં પણ અધિક ફલની પ્રાપ્તી થશે. ॥ ૧૭ ॥

दान यज्ञ क्रिया वापि यः कूर्यात् श्रद्धयासह ॥
तत्सर्वं चाक्षयं लोके त्वत्प्रसादान्महेश्वर ॥ १८ ॥

દાન, યજ્ઞ અને ક્રિયા, જે શ્રદ્ધાથી કરસે. તે સર્વ આલોકને વિષે તમારા પ્રસાદે કરીને હેમહેશ્વર! અક્ષય થાવ. ॥ ૧૮ ॥

तवाग्रे सिद्धरुपोऽहं कुरुत्वं शशि शेखर ॥
येनाऽहंच सदासर्वैः पूजनीयोहि मानवैः ॥ १९ ॥

હે શશિશેખર! ( મસ્તક ઉપર ચંદ્ર ધારણ કરેલા ) તમારે આગળ મને સિદ્ધરૂપ કરો. કે જેથી હું સર્વ માનવોને પૂજનીય થાઉં. ॥ ૧૯ ॥

वरंदत्वा महेशानः तत्रैवान्तर धीयत ॥
तत्रप्रदेशे भूपाऽस्ति दिव्य लिङ्गं महद्भुतम् ॥ २० ॥

એહવું જ્યારે યમધર્મ એ માગ્યુ-ત્યારે મહાદેવજીએ "ઘણું સારૂ" એમ કહી વરદાન આપી અંતરધાન થયા, તેજ વખત તે પ્રદેશને વિષે દિવ્ય અને અદ્ભુત એહવું એક શિવલિંગ ઉત્પન્ન થયું. ॥ ૨૦ ॥

तंदष्ट्वाच सुरास्सर्वे मनुजाश्चैव सर्वशः ॥
साधु साध्विततिते सर्वे जल्पन्ति निमिषाद्विजाः ॥२१॥

હવે તે બધાએ દેવતાઓ, મનુષ્યો, અને બ્રાહ્મણો, અદ્ભુત એહવું શિવલિંગ તેહને ઘણું સારૂ થયુ! ઘણુ સારૂ થયું! એ પ્રમાણે તે સર્વે બોલવા લાગ્યા. ॥ ૨૧ ॥

लिङ्गस्य पश्चिमे भागे धर्मो स्वय मुपस्थितः ॥
स्मरणात्पूजनात्तस्य धर्म वृद्धि प्रजायते ॥ २२ ॥

આ લિંગના પશ્ચિમ ભાગને વિષે યમધર્મ પોતે સ્થાપન થયા. જેવના સ્મરણે કરીને અને પૂજન કરીને ધર્મની વૃદ્ધિ થાય છે. ॥ ૨૨ ॥

ब्रह्मेन्द्रेणैव यद्गम्यं सर्वेषां हृदये स्थितम् ॥
तिष्ठतेयच्चलिङ्गेतु स्वयं भुव मिति स्थितिः ॥ २३ ॥

બ્રહ્મ અને ઇંદ્ર એવનાથી પણ અગમ્ય ( મનથી જોવાને અશકય ) અને સર્વેના હૃદયમાં રહેનારા એહવા તે લિંગને વિષે સ્વયંભુવ ( પોતેજ ઉત્પન્ન થએલા ) સ્થિતી કરતા હવા. ॥ ૨૩ ॥

अधिकारं ततश्चक्रे भूतानांच नियन्त्रणे ॥
एतत्सर्वं समाख्यातं धर्मारण्य प्रवर्तनम् ॥ २४ ॥

ભૂત પ્રાણિ માત્રના નિયંતા ( સ્વામીપણું ) ના વિષે અધિકાર કરતા હવા. એ પ્રમાણે ધર્મારણ્યનું વર્નન મ્હેં સર્વે તમારે આગળ કહ્યું. ॥ ૨૪ ॥

भूतनाथंच संपूज्य व्याधिभिर्मुच्यतेजनाः ॥
भूतनाथंचतुर्दश्या पूजयन्तीहयेजनाः ॥ २५ ॥

યમધર્મની પ્રાર્થનાથી ઉત્પન્ન થયેલું જે શિવલીંગ તે "ભુતનાથ" નામે કરીને પ્રસિદ્ધ થયું. એ ભુતનાથ મહાદેવજીનું જે મનુષ્ય પુજન કરે છે, તે વ્યાધીથી મુક્ત થાય છે. ચઉદશને દીવસે "ભુતનાથ" નું જે પુજન કરે છે. ॥ ૨૫ ॥

न तेषामल्प मृत्युः स्यात् न रोगो न भयं क्वचित् ॥
न शत्रु पीडयेत्तस्य नच बालग्रहव्यथां ॥ २६ ॥

તેવને અલ્પ મૃત્યુ થતું નથી, રોગ તથા ભય થતો નથી અને શત્રુની પણ પીડા થતી નથી, તેવના બાલકોને બાલગ્રહ વ્યથા પણ થતી નથી. ॥ ૨૬ ॥

कूपे तु तर्पणं कुर्यात् धर्मेश्वर पुरे स्थिते ॥
तृप्तिं प्रयान्ति पितरो यावदा भूत संप्लवं ॥ २७ ॥

તે ધર્મારણ્યમાં આ કુવાને વિશે જે તર્પણ કરે છે, તેવના પિતરો, જ્યાર સુધી ભુત પ્રાણીમાત્ર છે, ત્યાર સુધી તૃપ્તીને પ્રાપ્ત થાય છે. ॥ ૨૭ ॥

भूतं भूतेन्हि संपूज्य सुस्नातो विजितेन्द्रियः ॥
साङ्गं रुद्रजपंकृत्वा व्याधिदोषैः प्रमुच्यते ॥ २८ ॥

શીવરાત્રીના દીવસે, જે મનુશ્ય સ્નાન કરીને ઇંદ્રીયોને જીતીને ભુતનાથ મહાદેવજીનું પુજન કરશે અને અંગ સહીત રૂદ્રનો જપ કરશે તે વ્યાધીથી અને દોષથી મુક્ત થશે. ॥ ૨૮ ॥

अमावास्यां सोमदिने व्यतीपातेचवैधृते ॥
पूर्णिमास्यांच संक्रान्त्यां श्राद्धंवाप्यां समाचरेत् ॥२९॥

સોમવારની અમાસને દીવસે, વ્યતીપાતમાં, વૈધૃતમાં, અને પુનેમે, સંક્રાતે, આ કુવા ઉપર જે શ્રાદ્ધ કરે છે. ॥ ૨૯ ॥

उत्कृष्ठाः पिण्डदानेन गयायां पितरोदिवी ॥
कूपे तर्पण मिच्छन्ति धर्मारण्ये विशुद्धये ॥ ३० ॥

તેવનાં પીતરો પીંડદાને કરીને સ્વર્ગ અને ગયાને વીષે ગમન કરે છે, અને સંપુર્ણ પિતરો ધર્મારણ્યને વીષે શુદ્ધ થવા માટે આ કુવાઅના તર્પણની ઇચ્છા કરે છે. ॥ ૩૦ ॥

पानीयमप्यत्र तिलैर्विमिश्रितं दद्यात्पितृणांप्रयतोमनुष्यः॥
श्राद्धंकृतं तेनसमाः सहस्रं रहस्यमेनं पितरोवदन्ती॥३१॥

જે મનુષ્ય રોજ તીલીયુક્ત પાણી પીતરોને અહીં આપે છે તેને "હજાર વર્ષ પર્યંત શ્રાદ્ધ કર્યું," એવું રહસ્ય પિતરો કેહે છે. ( ધર્મરણ્યમાં તિલતર્પણ કર્યાથી હજાર વર્ષ શ્રાદ્ધ કર્યાનું ફળ મળે છે. ) ॥ ૩૧ ॥

एकविंशतिरावृतिः गययांपिण्ड पातने ॥
धर्मवाप्यां सकृच्चैव पितृणां तर्पणेन तु ॥ ३२ ॥

ધર્મારણ્યમાં એકજ દીવસ આ કુવા ઉપર પિતરોનું તર્પણ કરે તો તે પુરૂષને, ગયાજીમાં એકવીસ વખત પીંડદાન કર્યાનું પુણ્ય મળે છે. ॥ ૩૨ ॥

शिवकूपान्तरालेच श्राद्धंकूर्या द्विचक्षणः ॥
धर्मेशात्पश्चिमेभागे धर्मवापीति विश्रुता ॥ ३३ ॥

જે પુરૂષ આ પ્રમાણે આ કુવા ઉપર શ્રાદ્ધ કરે અને ધર્મેશ્વર મહાદેવના પશ્ચીમ ભાગને વિશે વિખ્યાત જે§ ધર્મવાપી (વાવડી) છે. ॥ ૩૩ ॥

तत्र स्नात्वाच पीत्वाच तर्पिता पितृदेवताः ॥
श्राद्धं कुर्यान्महद्भक्त्या अक्षयं लभतेपदं ॥३४॥

---

અ કુવાને "શીવકુપ" એવુ કેહે છે. § આ ધર્મવાપી (વાવડી) બીજી છે.

તે ધર્મવાપીમાં જે સ્નાન કરે છે અને જલપાન કરે છે, પીતરોનું દેવતાઓનું તર્પણ કરે છે અને મહાભક્તીથી શ્રાદ્ધ કરે છે તે અક્ષય પદને પ્રાપ્ત થાય છે. ॥ ૩૪ ॥

त्रिसप्तवारं दत्तंच श्राद्धं येन गया तटे ॥
धर्मवाप्यां सकृत् श्राद्धे फलंतत्रयवाधिकम् ॥ ३५ ॥

જેણે એકવીસ વખત ગયા શ્રાદ્ધ કર્યું, તે ધર્મવાપીને વિષે તે એકજ વખત શ્રાદ્ધ કરે તો ગયાજીમાં એકવીસ વખત શ્રાદ્ધ કર્યાથી એક જવ માત્ર અધિક ફલ છે. ॥ ૩૫ ॥

नैकवर्णंच पानीयं धर्मवाप्यांनरेश्वर ॥
मासिपक्षेच ऋत्वद्रे वीपरीतंच जायते ॥ ३६ ॥

હે નરેશ્વર ધર્મ ? આ ધર્મવાપીનું પાણી વર્ષે વર્ષે, મહિને મહિને, પક્ષે પક્ષે, ઋતુ ઋતુને વિષે અનેક રંગનું. ॥ ૩૬ ॥

रक्तं कृष्णंच पीतंच नीलान्जन समप्रभम् ॥
अत्पदंगोदकाभंच जायतेच पृथक् पृथक् ॥३७॥

લાલ, કાળુ, પીળુ, સુરમા જેવું વાદળી રંગનું, અને ગંગાજલ જેવું એ પ્રમાણે જુદા જુદા રંગનું થાય છે. ॥ ૩૭ ॥

दशवर्ष सहस्राणि भागीरथ्यावगाहने ॥
तत्फलं कोटिगुणितं धर्मवाप्यां दिनत्रये ॥ ३८ ॥

દસ હજાર વર્ષ સુધી ગંગાજીમાં સ્નાન કરવાથી જે ફલ મળે છે, તે ફલ કરતા પણ કરોડ ગુણ અધિક ફલ, આ ધર્મવાપીમાં ત્રણ દિવસ સ્નાન કર્યાથી થાય છે. ॥ ૩૮ ॥

वर्हिपदोमिष्वात्ताश्च आज्यपाः सोमपास्तथा ॥
तृप्तिं प्रयान्ति परमां वाप्यांवैतर्पणेनतु ॥ ३९ ॥

બર્હિષદ, અગ્નિષ્વાત્તા, આજ્યપ અને સોમપ નામના પિતરો આ ધર્મવાપીમાં તર્પણ કર્યાથી તૃપ્તીને પ્રાપ્ત થાય છે ॥૩૯॥

कुरुक्षेत्रादिभिःक्षेत्रैः अयोध्यादिपुरिंतथा ॥
पुष्कराणिच सर्वाणि मुक्तिस्थानानियानिच ॥४०॥

કુરૂક્ષેત્રાદિક ક્ષેત્રો, અયોધ્યા આદિ લેને પુરીયો, પુષ્કરાદિતીર્થો અને બીજા પણ મુક્તિ આપનારા સ્થાનો. ॥ ૪૦ ॥

सर्वाण्यपीहतुल्यानिधर्म कूपोधिकोभवेत् ॥
मंत्रवेदास्तथायज्ञाः दानानि विविधानिच ॥ ४१ ॥

આ સર્વ સ્થાનોની તુલ્યતાને વિષે પણ ધર્મવાપીજ અધિક છે. મંત્ર, વેદ, યજ્ઞ અને નાના પ્રકારના દાનો એ સર્વ કરતાં ધર્મવાપી અધિક છે. ॥ ૪૧ ॥

अक्षयानिच जायन्ते दत्वाजप्त्वानरेश्वर ॥
अभिचाराश्रयेचान्ये सुसिद्धाऽथर्व वेदजा ॥ ४२ ॥

વેદવ્યાસજી કેહે છે–હે નરેશ્વર રાજા? આ ધર્મવાપીમાં જે દાન કરો અથવા જપ કરો તે સર્વ અક્ષય થાય છે, અને અથર્વણ વેદમાં કહેલા જારણ, વશીકરણ ઇત્યાદી મંત્રો તાત્કાલ સિદ્ધ થાય છે. ॥ ૪૨ ॥

ते सर्वे सिध्दिमायान्ति तस्मिन्स्थाने कृता अपि ॥
आदितीर्थे नृपश्रेष्ठ काजेशै रुपपादितम् ॥ ४३ ॥

આ સ્થાનને વિષે કરેલું સર્વે, સિદ્ધીને પ્રાપ્ત થય છે. હે નૃપ ષ ધર્મ? આ આદિતીર્થ–બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવજીએ ઉત્પન્ન કરેલું છે. ॥ ૪૩ ॥

सिध्दिस्थानं सुरम्यंच ब्रह्माद्येसुरसेवितं ॥
आबाल्येनाऽग्नि होत्रंच उपासंते द्विजन्मनः ॥४४॥

બ્રહ્માદિક દેવતાઓએ કરિને સેવિન એવું આ સિદ્ધિનુ સ્થાન કે જેને વિષે બાલપણામાથીજ બ્રાહ્મણો અગ્નિહોત્રનુ સેવન ( ઉપાસના કરે છે. ॥ ૪૪ ॥

यत्कार्यं पुरुपेणेर्हगाहस्थ मनुतिष्टता ॥
तत्फलं समवाप्नोतिवाप्यां वै सप्तभिर्दिनैः ॥ ४५ ॥

ગૃહસ્થાશ્રમમાં રેહેનારા પુરૂષ સંપૂર્ણ જન્મભર જે સાધન કરે તે સાધન, ફક્ત સાત દિવસ આ ધર્મવાપીમાં કર્યાથી સિદ્ધ થાય છે. ॥ ૪૫ ॥

वापी कूप तडागानिदेवता यतनानिच ॥
अन्नप्रदान आरामः इष्टापूर्तमिहोच्यते ॥ ४६ ॥

વાવ, કુવો, તળાવ, દેવતાઓના મંદિર બંધાવવા, અન્નછત્ર અને બગીચા કરાવવા, એ સર્વને ઇષ્ટાપૂર્ત, કહે છે. ॥ ૪૬ ॥

व्यासउवाच-अतः परंप्रवक्षामि धर्मारण्य निवासिनां ॥
यत्कार्यं पुरुपेणेहगार्हस्थमनुतिष्टता ॥४७॥

વેદવ્યાસજી. ધર્મરાજાને કહે છે-હે રાજા ? હવે હું તમારે આગળ, ધર્મારણ્યમાં રહેનારા ગ્રહસ્થાશ્રમીઓના કાર્ય (કૃત્ય) કહું છુ તે સાંભળો. ॥ ૪૭ ॥

उपकाराय यन्नृणां यच्चवर्ज गृहेसतां ॥
यथाच क्रीयते यत्ते यथावत्कथयामिते ॥ ४८ ॥

જે, મનુષ્યોના ઉપકાર માટે અને ઘરમાં રહેનારાઓને જેવર્જ અને જે કરવું તે હું તારે આગળ કહું છું તે સાંભળ. ॥ ૪૮ ॥

वत्सगार्हस्थमास्थाय नरः सर्वमिदं जगत् ॥
पुष्णातितेन लोकांश्च सजयत्यभिवान्छितान् ॥४९॥

હે વત્સધર્મરાજા ! જે મનુષ્ય ગ્રહસ્થાશ્રમમાં રહીને લોકોનુ પોષણ કરે છે તે પોતાના મનમાં ઇચ્છેલા અર્થને પ્રાપ્ત થાય છે. ॥ ૪૯ ॥

पितरो मुनयो देवाः भूतानिमनुजास्तथा ॥
कृमिकीटपतङ्गाश्च वयांसि विविधानिच ॥ ५०॥

પિતરો, મુનીયો, દેવતાઓ, ભુતો અને મનુષ્યો, તેજ પ્રમાણે, કૃમી, કીડા, પતંગીયા, અને પક્ષીયોએ બધાએ ગ્રહસ્થથી અન્ન વડે જીવે છે અને તૃપ્તીને પણ પ્રાપ્ત થાય છે. ॥ ૫૦ ॥

भूतानि चानुदिवसंपोष्याणि स्वतनुर्यथा ॥
तस्मात्स्नातः शुचिर्भूत्वा देवर्षिपितृतर्पणं ॥ ५१ ॥

પોતાના શરીરનું જેવું પોષણ કરીએ છીએ તેવુંજ રોજ ભુત પ્રાણી માત્રનુ પોષણ કરવું. વળી પણ ગ્રહસ્થાશ્રમીના ધર્મ એ છે કે નીત્ય સ્નાન કરવું પવીત્ર રહેવું, દેવ, ઋશી અને પીતર એવનુ તર્પણ કરવું. ॥ ૫૧ ॥

प्रजापतेस्तथैवाद्भिः कालेकुर्यात्समाहितः ॥
सुमनैर्दीप धूपैश्च देवानभ्यर्च मानवः ॥ ५२ ॥

તર્પણ કરતી વખતે, પ્રજા પતીનુ જલવડે તર્પણ કરવુ અને પુષ્પ, ધુપ, દીપ, એથી ગ્રહસ્તાશ્રમીએ (મનુષ્યે) દેવતાનુ અર્ચન કરવુ ॥ ૫૨ ॥

ततोग्रे तर्पणं कुर्यात् दद्याच्च बलय स्तथा ॥
नक्तंचरेभ्यो भूतेभ्यो बलि माकाशतो हरेत् ॥५३॥

પછી આગળ તર્પણ કરવુ. અને બલીયો આપવા. રાત્રીને વિષે ફરનારા ભૂતોને બલી આકાશમાં આપવો. ॥ ૫૩ ॥

पितृणां निर्वपेच्चैव दक्षिणाभिमुख स्थितः ॥
गृहस्थस्तत्परो भूत्वा सुसमाहित मानसः ॥ ५४ ॥

ગ્રહસ્થાશ્રમીએ મન સમાધાન રાખી તેજ કાર્યને વિષે તત્પર થઇને દક્ષિણ દિશા સામ્હે મોહું કરીને પિતરોનુ યજન કરવું. ॥ ૫૪ ॥

एवं गृह बलिं कृत्वा गृहे गृहपतिः शुचिः ॥
आप्यायनाय भूतानां कुर्यादुत्सर्ग मादरात् ॥५५॥

એ પ્રમાણે ગૃહબલી દઇને-ઘરનો પતી જે ગૃહસ્થાશ્રમી, તે પવિત્ર થઈને પોતાના ઘરને વિષે ભૂત પ્રાણિ માત્રનું પાલન થવા સારૂ આદરે કરીને ઉત્સર્ગ ( દાનાદિક ) કરે. ॥ ૫૫ ॥

श्वभ्यश्च श्वपचेभ्यश्च वायसेभ्यश्च एवहि ॥
आचम्यच ततः कुर्या त्प्राज्ञोद्वारावलोकनम् ॥ ५६ ॥

કુત્રાઓને, ચાંડાળોને, કાગડાઓને એ સર્વેને બલી આપીને હાથ પગ ધોઇ આચમન કરી બુદ્ધિમાન્ પુરૂષ બારણામાં ઉભો થઈ અતિથીની વાટ જુએ. ॥ ૫૬ ॥

मुहूर्तश्चाष्टमं भागं मुदीक्षेत् ह्यतिथि स्वयम् ॥
अतिथिं तत्र संप्राप्तं अन्नाद्यैर्चोदकेनच ॥ ५७ ॥

અડધી ઘડી સુધી ઉભા રહી અતિથીની વાટ જોવી, જો તેટલામાં અતિથી આવી ગયો તો તેનું અન્નથી અને જલથી સંતર્પણ કરવું. ॥ ૫૭ ॥

संपूजयेद्यथाशक्ति गन्ध धूपादिभिस्तथा ॥
निमित्त मतिथिं कृत्वा नैकग्राम निवासिनम् ॥५८॥

તેમજ ગંધ અને ધૂપવડે તેનું યથાશક્તી પૂજન કરવું. એક ગામમાં નિવાસ ન કરતો હોય અને અતિથીનો ઢોંગ પણ ન કીધેલો હોય તેવાને અતિથી સમજી પૂજવો. ॥ ૫૮ ॥

अज्ञातकुलनामानं तत्कालसमुपस्थितम् ॥
बुभुक्षुश्चागतंश्रान्तं याच मान मकिंचनम् ॥५९॥

જેનું કુલ તથા નામ જાણતા ન હોઈએ, ભોજન કાલને વિષે પોતેજ થઇને આવેલો હોય, ભૂકયો હોય, થાકેલો હોય, ગરીબ હોય અને માગનારો હોય. ॥ ૫૯ ॥

ब्राह्मणं प्राहुरतिथिं संपूज्यः शक्तितो बुधैः ॥
न पृच्छे त्तत्र वर्णंच स्वाध्यायं वाऽपि पण्डितः ॥६०॥

એ પ્રમણે લક્ષણ જેમાં હોય એવ્હા બ્રાહ્મણને અતિથી કહ્યો છે. એવ્હા અતિથીનું-જ્ઞાનવાન્ પુરૂષે યથાશક્તી પૂજન કરવું ત્યાં વર્ણનું અને ભણવાનુ તેને પૂછવું નહીં. ॥ ૬૦ ॥

शोभना शोभनाकारं तंमन्येत प्रजापतिम् ॥
अनित्यं हि स्थितोयस्मा त्तस्मादतिथिरुच्यते ॥६१॥

સુરૂપી હોય અથવા કુરૂપી હોય તેને પ્રજાપતીને ઠેકાણે માનવો. 'નિત્ય જે નથી રહેતો' તેને અતિથી એમ કહે છે ॥૬૧॥

अतिथिर्यस्यभग्नाशो गृहात्प्रतिनिवर्तते ॥
सदत्वादुःकृतं तस्मै पुण्य मादायगच्छति ॥ ६२॥

જેના ઘરથી અતિથી નિરાશ થઇને જાય છે-તે ઘરવાળાને ( તે અતિથી ) દુઃખ આપી પુણ્ય લઇને ચાલ્યો જાય છે ( એમ જાણવું. ) ॥ ૬૨ ॥

अप्यम्बु शाकदानेन यद्वाप्यश्नातिसस्वयं ॥
पूजयेन्न नरः शक्त्या तेनैवातिथि मादरात् ॥६३॥

શાક ખાઇને અથવા પાણી પીને અથવા જે કાંઇ ખાઇને આપણે રેહેતા હોઇએ તેજ પદાર્થથી મનુષ્યે યથાશક્તી આદરે કરીને અતીથીનુ પુજન કરવું. ॥ ૬૩ ॥

कुर्यान्चाह रहःश्राद्धं अन्नाद्यैर्नोदकेनच ॥
पितृनुद्दीश्यविप्रांश्च भोजयेत्प्रयतो नरः ॥ ६४ ॥

અન્નથી અથવા જળથી રોજરોજ શ્રાદ્ધ કરવું અને પિતૃરોના ઉદ્દેશે કરીને બ્રાહ્મણ ભોજન કરવું. ॥ ૬૪ ॥

अन्नस्याग्रन्तु चोधृत्य ब्राह्मणायोप पादयेत् ॥
भिक्षांहि याचतांदद्यात्परिव्राट्ब्रह्मचारिणां ॥ ६५ ॥

આગળથી અન્નકાઢીને. બ્રાહ્મણ ભોજન કરવું અને ભીક્ષા માગનારા એવા સન્યાસી અને બ્રહ્મચારી એવને ભીક્ષા આપવી. ॥ ૬૫ ॥

ग्रासप्रमाणं भिक्षास्य देयग्रास चतुष्टयं ॥
एवंगृहस्थ कर्माहुः हन्तकारं द्विजोत्तमाः ॥ ६६ ॥

યતીને અથવા બ્રહ્મચારીને ગ્રાસ ( એક કોળીઓ ) પ્રમાણ ભિક્ષા આપવી અથવા ચાર ગ્રાસ પ્રમાણ આપની. બ્રાહ્મણો, આ ગૃહસ્થના કર્મનેજ. "હતકાર" એ પ્રમાણે કેહે છે. ॥ ૬૬ ॥

भोजनं हन्तकारंच अग्रभिक्षामथापिवा ॥
अदत्वातु न भोक्तव्यं यथा विभव मात्मनः ॥६७॥

ભોજન હંતકાર અથવા આગળથીજ ભિક્ષા આપવી. પોતાનો જેવો વૈભવ હોય તે પ્રમાણે આપ્યા વગર ગૃહસ્થાશ્રમીએ ભોજન કરવું નહી. ॥ ૬૭ ॥

पूजइत्वातिथिः सर्वान् ज्ञातिबन्धुस्तथार्थिनः ॥
विकलान् बालवृद्धांश्च भोजयेचातुरांस्तथा ॥ ६८ ॥

સઘળા અતીથીયોનુ પુજન કરીને, જ્ઞાતીબન્ધુ તેજ પ્રમાણે અર્થીજનો ઘેલાઓ, બાલકો, વૃદ્ધો, અને આતુરો એઓને ભોજન કરાવવું. ॥ ૬૮ ॥

वान्छये क्षुत्परीतात्मा यद्यान्योन्यम किंचनाः ॥
कुटुंबिनो भोजनीया स्वसमं विभवेऽसति ॥ ६९ ॥

ભુક્યા તરસ્યા જે માગતા હોય, અથવા આપસઆપસનાં દરીદ્રી હોય, પોતાના સરખું વૈભવ ન હોય, એવા કુટુંબિયોને ભોજન કરાવવું ॥ ૬૯ ॥

श्रीमतां ज्ञाति मासाद्य योज्ञातिरवसीदती ॥
सीदतां यत्कृतं पापं तत्पापं ससमश्नुते ॥ ७० ॥

પૈસાવાળાની નાતમાં, જે ગરીબ લોકો દુઃખ પામે છે, અને દુઃખ પામતાં જે પાપ થાય છે તે પાપ દ્રવ્યવાન્‌ને લાગે છે. ॥૭૦॥

इतिश्री स्कंदपुराणे पातालखंडे धर्मारण्योपाख्याने
गृहस्थ धर्म कथनम् नाम नवमोऽध्यायः ॥९॥



व्यासौ उवाच-संप्राप्य धर्मवाप्यांच यः कुर्यात् पितृतर्पणं ॥
तृप्तिंप्रयान्तिपितरो यावदिन्द्राश्चतुर्दश ॥ १ ॥

વ્યાસજી કેહે છે-હે ધર્મ રાજા! પછવાડે ધર્મવાપીનુ જે તમને મહાત્મ્ય કહ્યું, તે ધર્મવાપીને પ્રાપ્ત થઇને જે મનુષ્ય પોતાના પીતરોનું તર્પણ કરશે, તેવના પીતરો ચઉદ ઇંદ્રપર્યંત તૃપ્તીને પ્રાપ્ત થશે. ॥ ૧ ॥

पितराश्चात्र सम्पूज्याः ख्यातायेच मुमुक्षवः ॥
पिण्डांश्च निर्वपेत्तेषां प्राप्यैतत्मुक्तिकाननम् ॥ २ ॥

મુક્તીની ઇચ્છા કરનારા વિખ્યાત એવા જે પિતરો-તેવનુ આ ઠેકાણે પૂજન કરવું. અને મુક્તી આપનારૂં જે વન-તે વનને વિષે એવને પિંડ આપવા. ॥ ૨ ॥

त्रेतायां दिवसै पञ्च द्वापरे त्रिदिने नतु ॥
एकचित्तेन्द्रियः शुद्धो दिन मेकं फलं कलौ ॥३॥

આ ધર્મારણ્યમાં ત્રેતાયુગને વિષે પાંચ દિવસમાં ફલની સિદ્ધી થતી હતી. દ્વાપર યુગને વિષે ત્રણ દિવસમાં થતી હતી અને કલિયુગમાં તો એક ચિત્તથી શુદ્ધ ઇંદ્રિયોવડે કરીને એકજ દિવસમાં ફલની સિદ્ધી થાય છે. ॥ ૩ ॥

लौल्याश्च मानवोलोके सम्पाप्तेच कलौयुगे ॥
परदार रता लोकाः स्त्रियोतिच पलाः पुनः ॥ ४ ॥

કલીયુગ પ્રાપ્ત થયો અસતા લોકો ચંચલ મનવાળા અને પર સ્ત્રીયો વિષે રત ( તત્પર ) તેમજ સ્ત્રીયો પણ અતી ચંચલ થઇયો છે. ॥ ૪ ॥

परद्रोह रताः सर्वे नरनारि जना स्तथा ॥
परदार रता नित्यं परनिन्दा परायणाः ॥ ५ ॥

કલીયુગમાં સ્ત્રીયો શું અને પુરૂષો શું સર્વે પારકાનો દ્રોહ કરનારા, અને પુરૂષો પરસ્ત્રીગમન કરનારા અને પારકાની નિંદા કરવામાં રાત્ર દિવસ તત્પર જાણવા. ॥ ૫ ॥

वंच द्रोही कृतघ्नश्च येच विश्वासघातकाः ॥
ते नरानरकंयान्ति यावचन्द्र दिवा करौ ॥ ६ ॥

ઠગનારા, દ્રોહ કરનારા, કૃતોપકારને ન જાણનારા અને જે વિશ્વાસઘાત કરનારા એવા પુરૂષો જ્યાં સુધી ચંદ્ર-સૂર્ય છે ત્યાર સુધી નર્કમાં પડે છે. ॥ ૬ ॥

परोद्वेग करानित्यं कलहं मित्र भेदनम् ॥
सर्वे ते शुद्धि मायान्ति काजेशाः स्वयमब्रुवन् ॥७॥

જે પુરૂપ પારકાને ચિંતા કરાવે છે, રોજ કલહ કરે છે અને મિત્રોમાં કુટ પડાવે છે-તે સર્વે આ ધર્મારણ્યમાં શુદ્ધીને પામે છે. એ પ્રમાણે બ્રહ્મા, વિષ્ણુ અને શિવજી પોતાના મુખથી કેહે છે.॥૭॥

एतदुक्तं महाभाग धर्मारण्यस्य वर्णनम् ॥
फलं चैवात्र सर्वाहि यदुक्तं शूलपाणिना ॥ ८ ॥

વ્યાસજી, ધર્મરાજાને કેહે છે-હે મહાભાગ ? એ પ્રમાણે મેહેં તમને ધર્મારણ્યનું મહાત્મ કહ્યું. જે પ્રકારે મહાદેવજીએ કહ્યું છે-તેજ પ્રકારે સર્વ ફલ આ ધર્મારણ્યમાં પ્રાપ્ત થાય છે. ॥ ૮ ॥

वाङ्मनः कायशुद्धोच परदार पराङ्मुखाः ॥
अद्रोहाश्च विशुद्धाश्च पितृ मातृ परायणाः ॥ ९ ॥

ધર્મારણ્યને વિષે નિવાસ કરનારા પુરૂષો કાયાના, વાણીના અને મનના પાપથી શુદ્ધ થાય છે. પરસ્ત્રીને વિષે ઇચ્છા રેહેતી નથી. કોઇનો દ્રોહ કરતા નથી. શુદ્ધ બુદ્ધી થઇ માતાપિતાની સેવામાં પરાયણ રેહે છે. ॥ ૯ ॥

अलौल्यालोभरहिताः दान धर्म परायणाः ॥
अस्तेयाश्च स्वधर्मज्ञाः स्वामिभक्ति रता भवेत् ॥१०॥

વળી પણ આ ધર્મારણ્યમાં વાસ કર્યાથી શું ફલ થાય છે ? કે મનુષ્ય લાલચી થતો નથી, લોભરહિત થાય છે, અને દાનધર્મમાં પરાયણ થાય છે. કોઇની ચોરી કરતો નથી. પોતાના ધર્મને જાણે છે. અને પોતાના સ્વામી (માલક)ની ભક્તીમાં તત્પર રેહે છે. ॥૧૦॥

पतिव्रता तुयानारी पति शुश्रूषणेरता ॥
अहिंसादि व्रतस्थाच स्वधर्म निरता सदा ॥११॥

(હવે પતીવ્રતા સ્ત્રીના લક્ષણ કેહે છે)-જે સ્ત્રી પોતાના પતીની સેવાને વીષે પરાયણ, અહીંસાદીવ્રત પાળનારી (હીંસા ન કરનારી) અને સદાએ પોતાના ધર્મને વિષે તત્પર. ॥ ૧૧ ॥

आर्ताते मुदित्ते हृष्टा प्रोशिते मलिना कृशा ॥
मृतेच म्रियते चैव सास्त्री ज्ञेयापतिव्रता ॥ १२ ॥

વળી જે સ્ત્રી, પોતાનો પતી દુખી હોય તો પોતે પણ દુઃખી, પોતાનો પતી હર્ષમાં હોય તો પોતે પણ હર્ષવાળી, ને પોતાનો પતી ગામ ગયેલો હોય તો પોતે મેલાવસ્ત્ર પેહેરે અને વ્રતાદિકે કરીને કૃશ (દુબળી). પતી મરી જાય તો પોતે તેના પાછળ મરે (સતી થાય) એવા લક્ષણવાળી સ્ત્રી પતીવ્રતા જાણવી. ॥ ૧૨ ॥

क्रीडां शरीर संस्कारं समाजोत्सव दर्शनं ॥
हास्यं परगृहे यानं त्यजेत्प्रोशित भर्तृका ॥ १३ ॥

જેનો પતી પરદેશ ગયેલો હોય તેને "પ્રોશિત ભર્તુકા" કહે છે. તેવના લક્ષણ કહું છું તે સાંભળો. ચોપટ વગેરે ન રમે, શરીરને તેલ અને સુગંધી મસાલો વગેરે ન લગાડે, મેળ તથા તમાસામાં ન જાય, ઉત્સવમાં ન જાય, હસે નહીં, પારકાને ઘેર ન જાય એટલા આચરણ જે સ્ત્રી ત્યાગે તેને પ્રોશીતભર્તૃકા કહીએ. ॥૧૩॥

तेषां फलमिदं राजन् नान्येषांहिकदाचन ॥
धर्मवापी समासाद्य दानं दद्याद्विच क्षणः ॥ १४ ॥

હે રાજા! એવાઓનેજ ધર્મારણ્યના પ્રાપ્તી થાય છે. બીજાઓને થતી નથી. જે વિચક્ષણ પુરૂષ આ ધર્મવાપીને પ્રાપ્ત થઇને દાન દે છે. ॥ ૧૪ ॥

कोटिघ्रावर्धते नित्यं श्रम्हणोवचनंयथा ॥
तिल धेनुंचयोद द्यात् धर्मेश्वर पुरःस्थितः ॥ १५ ॥

તેનું દાન કરોડગણું વધે છે, એ પ્રમાણે બ્રહ્મદેવનું વચન છે. ધર્મેશ્વર મહાદેવ આગળ તિલધેનુ (તિલ્લીનો ઢગલો જે આપેછે ॥૧૫॥

तिल संख्यानिवर्षाणि स्वर्ग लोके महीयते ॥
धर्मक्षेत्रंतु संप्राप्य श्राद्धं कुर्यादतिंद्रितः ॥ १६ ॥

તે પુરૂષ, આપેલી તિલધેનુમાં જેટલા તિલ્લીના દાણા છે, તેટલા વર્ષ સુધી સ્વર્ગલોકમાં વાસ કરે છે. જે પુરૂષ આળસને છોડી ધર્મક્ષેત્રને પ્રાપ્ત થઈ શ્રાદ્ધ કરે છે. ॥ ૧૬ ॥

तस्य संवत्सरं तावत् तृप्तास्युः पितरोध्रुवं ॥
ततोन्ये पूर्वजाः स्वर्गे येचान्ये नरकौ कसः ॥ १७ ॥

તેના પિતરો વર્ષ પર્યંન તૃપ્તીને પ્રાપ્ત થાય છે. તદનંતર તેના સ્વર્ગમાં ગયેલા પુર્વજો અને નર્કમાં પણ ગયેલા પીતરો. ॥૧૭॥

येचतीर्यक् समापन्नाः येच भूतादिसंस्थिताः ॥
तान् सर्वान् यजमानोवै श्राद्धं कुर्यात् यथाविधी ॥१८॥

જે પશુ યોનીને પ્રાપ્ત થયેલા, જે ભુત યોનીમાં ગયેલા છે તે બધાઓના, યજન કરનાર પુરૂષે યથાવીધી શ્રાદ્ધ કરવા. ॥૧૮॥

अन्नंप्राकिर्णनंयत्ते मनुष्यैः क्रियतेभुवी ॥
तेन वै तृप्तिमायान्ति ये पिशाचत्व मागताः ॥१९॥

જે ભુતયોનીને પ્રાપ્ત થયા છે તે ભુતો, મનુષ્યના જમતા જમતા જે અન્ન વેરાય છે તે અન્ન ખાઇને તૃપ્તીને પામે છે॥૧૯॥

यच्चाम्बु स्नान वस्त्रोत्थं भूमौपततिपुत्रक ॥
तेनयेतरुतां प्राप्ताः तेषां तृप्तिः प्रजायते ॥ २० ॥

હે પુત્ર ધર્મરાજ ! જે વૃક્ષયોનીને પ્રાપ્ત થએલા છે તે, સ્નાન કરીને વસ્ત્રમાંથી જે પાણીના બિંદુ પડે છે તે પીને તૃપ્ત થાય છે. ॥ ૨૦ ॥

यास्तु गन्धाम्बु कणिका पतन्तिधरणीतले ॥
ताभिराप्यायनं तेषां ये देवत्वकुलेगताः ॥ २१ ॥

જે દેવકુલને પ્રાપ્ત થએલા છે તેવની તૃપ્તી–ચંદન અને પાણીના છાંટા જે પૃથ્વીમાં પડે છે તેથી થાય છે. ॥ ૨૧ ॥

उध्धृतेष्वथ पिण्डेषु यच्चान्नकणिकाभुवि ॥
ताभिराप्यायनं तेषां येतीर्यक् त्वकुलेगताः ॥ २२ ॥

જે પશુ યોનીને પ્રાપ્ત થએલા છે તેવની તૃપ્તી–ઉઠાડેલા જે પિંડ તેના નીચે વેરાયલા જે અન્નના કણ તેનાથી થાય છે. ॥ ૨૨॥

येचादन्ताःकुलेबालाः क्रियायोग्याह्यसंस्कृताः ॥
विपन्नास्तेत्र विकिर संमार्जन जलाशिनः ॥ २३ ॥

જે દાંત વગરના બાળકો, જે ક્રિયાના અયોગ્ય જેવને સં-

સ્કાર નથી થયા એવ્હા જે મરેલા છે. તેવની તૃપ્તી-વિકરના પિંડ ઉપર છાંટેલા પાણીના બિંદુથી થાય છે. ॥ ૨૩ ॥

अन्यायो पार्जितैः द्रव्यैः श्राद्धंयत्क्रीयते नैरः ॥
तृप्यन्ति तेन चांडालाः पुष्कलादिपु योनिपु ॥ २४॥

અન્યાયથી જે ઉત્પન્ન કરેલું દ્રવ્ય તેનાથી જે મનુષ્ય શ્રાદ્ધ કરે છે, તે શ્રાદ્ધથી-ચાંડાલયોની માંગએલા તૃપ્તીને પ્રાપ્ત થાય છે. ॥૨૪॥

एव माप्यायनंवत्स वहुनामेकवान्धवैः ॥
श्राद्धंकुर्वद्भिरन्नाम्बु शाकैरपिहि जायते ॥२५॥

હે વત્સધર્મ ? ઘણા બધા મરેલા હોય અને તેવનો એકજ ભાઈ હોય અને તે જો શ્રાદ્ધ કરે, તો અન્નથી, જલથી અથવા શાકથી પણ શ્રાદ્ધ થાય છે. ॥ ૨૫ ॥

तस्मात्श्राद्धं नरोभक्त्या शाकैरपि यथाविधि ॥
कुरुतेकुर्वतः श्राद्धं कुलेकश्चिन्नसीदति ॥२६॥

તે કારણ સારૂ મનુષ્યે ભક્તીથી શાકે કરીને પણ યથાવિધી શ્રાદ્ધ કરવું. એ પ્રમાણે શ્રાદ્ધ કરે અથવા કરાવે તો તેના કુલમાં કોઈ દુઃખને પામે નહી. ॥ ૨૬ ॥

अन्यं विधिकृतं सर्वं पुण्येन वर्धते धृवं ॥
अकुर्वन्नरकेघोरे पच्यतेनात्रसंशयः ॥ २७ ॥

આ પ્રમાણે પુણ્યથી કરેલો અન્ય વિધી પણ નિશ્ચયે કરીને વધે છે, અને ન કરે તો ઘોર નર્કમાં પડે છે એમાં સંશય નહી.॥૨૭॥

यथापुण्यं तथा पापं कृतंकर्मशुभाशुभम् ॥
तत्सर्ववर्धतेनूनं धर्मारण्येनृपोत्तम ॥ २८ ॥

જે પ્રમાણે પુણ્ય તેજ પ્રમાણે પાપ અને કરેલા શુભ કર્મ તે બધાએ નિશ્ચયે કરીને ધર્મારણ્યમાં, હે રાજા ! વધે છે. ॥૨૮॥

कामिनां कामदंह्येयं योगीनां मुक्तिदायकम् ॥
सिद्धानां सिद्धिदंप्रोक्तं धर्मारण्यं तु सर्वदा ॥२९॥

વળી કામીયોના મનોર્થ પૂર્ણ કરનારૂં, યોગિયોને મુક્તિ આપનારૂં, સિદ્ધોને સિદ્ધી આપનારૂ આ ધર્મારણ્ય સદાએ કહ્યું છે. ।૨૯।

॥ इतिश्रीस्कंदपुराणेपातालखण्डे धर्मारण्योपाख्याने-
क्षेत्रफलवर्णनंनाम दशमोऽध्यायः ॥ १० ॥

---

व्यास उवाच-अतः परंप्रवक्ष्यामि गणेशोत्पत्तिहेतुकं ॥
सुरैः सर्वैश्च संप्रक्ता ऋषिभिर्मुनिभिस्तथा॥१॥

વ્યાસજી કેહે છે–હે ધમરાજા! હવે તમને ગણુપતીની ઉત્પત્તી કહું છુ તે સાંભળો. કે જે–ગણુપતીને ઋષીયો, મુનીયો, અનેદેવતાઓએ સ્થાપન કર્યા. ॥ ૧ ॥

धर्मारण्ये महाराज स्थापितो गिरिजासुतः ॥
तुन्दिलो वामनश्चैव नागयज्ञोपवीतकः ॥ २ ॥

હે મહારાજ! ધર્મારણ્યને વિષે, ગિરિજાના પુત્ર જે ગણુપતી તેવનુ સ્થાપન કર્યું. ગણુપતી કેવ્હા છે? કે દોંદવાળા, ઠીંગણા, અને નાગનુ જનોઇ પેહેરેલું છે જેવણે. ॥ ૨ ॥

सिद्धिबुद्धि कलत्रे द्वेलक्षलाभ सुताउभौ ॥
विक्रीणातिकुटुंबंयो मोदकार्थे सपातुकः ॥ ३ ॥

હવે જે ગણુપતી, પોતાની સીદ્ધી અને બુદ્ધી બે સ્રીયો તથા લક્ષ અને લાભ બે પુત્રો, એવું જે કુટુંબ તેને મોદક (લાડુ) માટે વેચે છે, તે ગણુપતી તમારૂ રક્ષણ કરો! ॥ ૩ ॥

दक्षिणस्याम्प्रतोल्यायां एकदन्तंच पीवरम् ॥
आद्यंचैव महोदवं स्वयंभूः सुरपूजितम् ॥ ४ ॥

ગામમાં દક્ષણ દીશામાં ફરવાના માર્ગમાં, એક દાંતવાળા અને માંસલ સર્વના પેહેલા, સર્વમાં મ્હોટા દેવ, દેવતાઓએ જેવનુ પુજન કરેલું એવા ગણપતી પોતાની મેળેજ પ્રકટ થયા. ॥૪॥

जटिलंवामनं चैव नागयज्ञोपवीतकम् ॥
अक्षंचैव महाकायं कुठारंच करे स्थितम् ॥ ५ ॥

જટા જેવને શોભે છે, વામનરૂપ, નાગનું જનોઈ પેહેરેલા, પાશ ( ફાસો ) જેવને ધારણ કરેલા છે, મ્હોટું છે શરીર જેવનું, હાતમાં કુહાડો છે જેવના. ॥ ૫ ॥

वंदेहं कमलंहस्तं सर्वविघ्न विनाशनम् ॥
रक्षणायच लोकानां नगराद्दक्षिणाश्रितम् ॥ ६ ॥

સર્વ લોકનું રક્ષણ કરવા સારૂ નગરથી દક્ષણ દીશામાં સ્થીત થયેલા અને હાતમાં કમળનું ફુલ છે જેવના, સર્વ વિઘ્નનો નાશ કરનારા એવા ગણપતીને હમે નમસ્કાર કરીએ છીએ. ॥ ૬ ॥

सुप्रसन्नं गणाध्यक्षं सिद्धिबुद्धि नमस्कृतम् ॥
सिंदूराभंसुरश्रेष्टं तीव्राङ्कुशधरं शुभम् ॥ ७ ॥

પ્રસન્ન છે મુખ જેવનું, ગણોના સ્વામી, સીદ્ધી અને બુદ્ધી જેવને નમસ્કાર કરે છે, સાંદુર સરખી કાંતી છે જેવની, દેવતા ઓમા શ્રેષ્ટ, શુભ અને તીવ્ર અંકુશને ધારણ કરના. ॥ ૭ ॥

शतपत्रैशुभै पुष्पैः अर्चितं ह्यमरादिभिः ॥
प्रणम्यच महद्भक्त्या तुष्टुवुस्तं सुरास्ततः ॥ ८ ॥

દેવતાઓએ કમળફુલથી જેવનુ પુજન કરેલું છે, ત્યારપછી સપુર્ણ દેવતા મ્હાભક્તીથી નમસ્કાર કરીને ગણપતીની સ્તુતી કરવા લાગ્યા. ॥ ૮ ॥

देवाउचुः-नमस्तेस्तुसुरेशान गणानांपतये नमः ॥
गजानन नमस्तुभ्यं नमोदेवाधिदेवता ॥९॥

દેવતાઓ કેહે છે-હે દેવોના સ્વામી! હે ગણોના પતી આપને નમસ્કાર અસો. હે ગજાનન ? તમને નમસ્કાર અસો. હે દેવોના પણ દેવતા! આપને નમસ્કાર કરીએ છીએ. ॥ ૯ ॥

भक्ति प्रियाय देवाय गणाध्यक्ष नमोस्तुते ॥
इत्येतैश्च शुभै स्तोत्रैः स्तूयमानो गणाधिपः ॥१०॥

હે ભક્તીથી પ્રીતીને પ્રાપ્ત થનારા, હે પ્રકાશ સ્વરૂપ, હે ગણોમાં શ્રેષ્ટ! આપને નમસ્કાર અસો. એ પ્રમાણે શુભ સ્તોત્રથી ગણપતીનું સ્તવન કર્યું. ॥ ૧૦ ॥

सुप्रीतश्च गणाध्यक्षः स्तुत्यावाक्यमथाब्रवीत् ॥
ગણેશઉ०-तुष्टोऽहंवोसुराद्यैव वांछितंच ददामिवः ॥११॥

આ પ્રમાણુની સ્તુતી થકી પ્રસન્ન થએલા ગણપતી, દેવતાઓને કેહેવા લાગ્યા-હે દેવતાઓ! તમારી સ્તુતીથી હું પ્રસન્ન થયો છું. તમારા મનમાં જે ઇચ્છા હોય તે માગો! હું તે તમને આપુ છું. ॥ ૧૧ ॥

વ્યાસઉ०-ततोब्रवीत्सुरास्सर्वे कुरुकार्यंचनःप्रभो ॥
धर्मारण्येच विप्राणां वणिक्जन निवासिनां ।१२।

વ્યાસજી કેહે છે-હે રાજા! ગણપતીનુ એવું વચન સાંભળી સંપૂર્ણ દેવતાઓ કેહેવા લાગ્યા-હે પ્રભો? જો આપ પ્રસન્ન થયા છો તો હમારૂં કાર્ય કરો, કે ધર્મારણ્યમાં રેહેનારા મોઢ બ્રાહ્મણોના અને મોઢ વાણિયાઓના ॥ ૧૨ ॥

ब्रह्मचर्यादियुक्तानां धार्मिकाणांतथाप्रभो ॥
वर्णाश्रमेतराणांच रक्षिताभवसर्वदा ॥ १३ ॥

તેમજ બ્રહ્મચર્ય પાળનારાઓના અને ધાર્મિકોના તેજ પ્રમાણે વર્ણાશ્રમધર્મથી ઇતર જે જન છે તેવના પણ સદાએ રક્ષણ-કરનારા આપ થાવ. ॥ ૧૩ ॥

त्वत्प्रसादान्महाभाग धनसौख्य युताद्विजाः ॥
सर्वे भवन्तु हे देव वणिजश्च महाबलाः ॥ १४ ॥

હે ગણરાજ! બ્રાહ્મણો અને વાણિયાઓ તમરા પ્રસાદે કરીને ધનવાન્ અને સુખી થાવ. ॥ ૧૪ ॥

रक्षितव्यंत्वयादेव यावच्चन्द्रार्क मेदिनी ॥
एवमस्त्विति सौब्रूयात् गणनाथो महेश्वरः ॥ १५ ॥

હે પ્રભો! જ્યા સુધી ચંદ્ર-સૂર્ય અને પૃથ્વી છે ત્યાર સુધી તમે રક્ષણ કરવું. એવું દેવતાઓનું વાક્ય સાંભળી ગણપતી કેહેવા લાગ્યા–ઘણું સારૂ એજ પ્રમાણે થશે ! ॥ ૧૫ ॥

देवाश्चहर्षमापन्नाः पूजितो सौगणाधिपः ॥
ततो देवा मुदायुक्ताः पुष्पधूपादि तर्पणैः ॥
येचान्ये मनुजालोके निर्विघ्नार्थंच पूजयेत् ॥१६॥

ત્યારે દેવતાઓએ હર્ષને પ્રાપ્ત થઇ ગણપતીનું પૂજન કર્યું–તેમજ મનુષ્યો પણ આ લોકને વિષે નિર્વિઘ્ન થવા માટે પુષ્પ-ધૂપ અને તર્પણથી ગણપતીનુ પૂજન કરો! ॥ ૧૬ ॥

विवाहोत्सव यज्ञेपु पूर्व माराधितो भवान् ॥
धर्मारण्योद्भवानांच प्रसन्नोभव सर्वदा ॥ १७ ॥

હે ગણપતી! વિવાહ-ઉત્સવ અને યજ્ઞને વિષે આપનું પહેલે આરાધન થાવ અને ધર્મારણ્યમા ઉત્પન્ન થએલાઓને આપ સદાએ પ્રસન્ન થાવ! ॥ ૧૭ ॥

इतिश्रीस्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने-
गणेशप्रस्थापनंनाम एकादशोऽध्यायः ॥११॥

વ્યાસ ઉ૦–शम्भोश्च पश्चिमेभागे स्थापितः कश्यपात्मजः॥
तत्रास्तियन्महत्क्षेत्रं रविक्षेत्रंतदुच्यते ॥ १ ॥

વ્યાસજી, ધર્મરાજાને કેહે છે–ધર્મેશ્વર મહાદેવના પશ્ચિમ ભાગને વિષે કશ્યપ ઋષીના પુત્ર સૂર્યનુ સ્થાપન થએલું છે. તે ઠેકાણે જે મહાક્ષેત્ર છે તેને **રવિક્ષેત્ર** કેહે છે. ॥ ૧ ॥

तत्रोत्पन्नौमहादिव्यौ रूपयौवन संयुतौ ॥
नासत्यावश्विनौदेवौ विख्यातौगदनाशनौ ॥२॥

તે ઠેકાણે હમાતેજસ્વી, રૂપ તથા તરૂણપણાથી યુક્ત અને રોગ નાશ કરનારા એવ્હા વિખ્યાત, દેદિપ્યમાન–**નાસત્ય** અને **અશ્વિની** એવા. બે દેવો ઉત્પન્ન થયા. ॥ ૨ ॥

યુધિષ્ઠિર ઉ૦–पितामह महाभाग कथयस्वप्रसादतः ॥
औत्पत्तिराश्विनौचैव मृत्युलोकेच तत्कथं॥३॥

ધર્મરાજા પુછે છે–હે મહાભાગ પીતામહ ! અશ્વીનીકુમારની ઉત્પત્તી મૃત્યુ લોકમાં કેમ થઇ ? એ કૃપા કરીને કહો. ॥ ૩ ॥

रविलोकात्कथं सूर्यो धरायामवतारितौ ॥
एतत्सर्वं प्रयत्नेन कथयस्वप्रसादतः ॥ ४ ॥

સુર્યનારાયણે સુર્યલોકમાંથી અશ્વીનીકુમારને પૃથ્વીમાં કાં ઉત્પન્ન કર્યા ? એ બધુએ પ્રયત્ને કરીને અને પ્રસાદે કરીને કહો ! ॥૪॥

यच्छ्रुत्वेदंमहाभाग सर्वं पापैःप्रमुच्यते ॥
વ્યાસ ઉ૦–साधुपृष्टंत्वया भूप बकुलार्ककथानकं ॥५॥

હે વ્યાસજી ! કે જે કથા સાંભળ્યાથી મનુસ્ય સર્વ પાપથી મુક્ત થાય છે, ત્યારે વેદવ્યાસજી કેહે છે–હે રાજા ! તમે બકુલાર્કની જે કથા પુછી તે ઘણુ સારૂ કર્યું. ॥ ૫ ॥

यच्छ्रुत्वा नरशार्दूल सर्वरोगात्प्रमुच्यते ॥

विश्वकर्मासुतासंज्ञा अंशुमान् रविणादृता ॥ ६ ॥

હે નર શાર્દૂલ ! જેના સાંભળ્યાથી મનુષ્ય સર્વ રોગથી મુક્ત થાય છે. સાંભળો રાજા ! પેહેલે, વીશ્વકર્માની સંજ્ઞા નામની કન્યા, કીર્ણવાન્ એવા સૂર્યનારાયણ પરણ્યા. ॥ ૬ ॥

संज्ञाच रविणंदृष्ट्वा निमीलयतिलोचने ॥

यतस्ततःसरोपोऽर्कः संज्ञांवचनमब्रवीत् ॥ ७ ॥

સંજ્ઞા, સુર્યનારાયણને જોઇને આંખો મીચવા લાગી, ત્યારે સૂર્યનારાયણજીને ક્રોધ ચઢયો અને સંજ્ઞાને કેહેવા લાગ્યા. ॥૭॥

सूर्य उ०–मयिदृष्टे सदायस्मात् कुरुषे अक्षिसंयमं ॥

तस्मात्जनिष्यतीमूढे प्रजासंयमनंयमं ॥ ८ ॥

હે મુર્ખ ! મ્હે તારે તરફ જોયું અસતાં સદાએ તું અક્ષિસમ-ચમન કેહેતા આંખો મીચે છે, તેથી પ્રજાને દંડ દેનારો "યમ" ( યમરાજા ) ને તું પ્રસવીસ. ॥ ૮ ॥

ततःसा चपलां दृष्टीं संज्ञाचक्रेभयाकुला ॥

विलोलित दृशींदृष्ट्वा पुनराहचतां रविः ॥ ९ ॥

ત્યારે સંજ્ઞા, સુર્યનાભથી વ્યાકુલ થઇને ચપલ ( ચંચળ ) દૃષ્ટીથી જોવા લાગી. ત્યારે ચંચળ દૃષ્ટીવાળી સંજ્ઞાને જોઇનિ, સુર્ય પુનઃ સંજ્ઞાને કેહેવા લાગ્યા. ॥ ૯ ॥

यस्माद्विलोलितादृष्टिः मयीदृष्टेत्वयाधुना ॥

तस्माद्विलोल तनयां यन्नदीं प्रसविश्यति ॥ १० ॥

હે સંજ્ઞા ! મ્હે તારે તરફ જોયું અસતાં તું ચંચળ દૃષ્ટી કરે છે એટલા સારૂ લેહેરવાળી કન્યા જે નદી તેને તું પ્રસવ કરીશ.॥૧૦॥

व्यास उवाच–ततस्तस्यास्तुसंजज्ञे भर्तृशापेन तेनवै ॥

यमश्च यमुनांचैव विख्याता सुमहानदीं॥११॥

તદનંતર સંજ્ઞા પોતાના પતીના શાપે કરીને **યમરાજ** અને વિખ્યાત એવી **યમુના નદી** એવોને ઉત્પન્ન કરતી હવી.॥૧૧॥

साचसंज्ञारवेस्तेजो महद्दुःखेन भामिनी ॥
असहन्तीच सावर्चे श्चिन्तयामास वै तदा ॥ १२ ॥

હવે તે સંજ્ઞાસ્ત્રી સૂર્યના તેજે કરીને મહાદુઃખને પ્રાપ્ત થતી હવી. સૂર્યનું તેજ સહન ન થવાથી ચિંતા કરવા લાગી. ॥ ૧૨ ॥

किंकरोमिक्कगच्छामी क्कगतायाश्चनिर्वृतिः ॥
भवेन्ममकथंभर्तुः कोपमर्कस्यनश्यति ॥ १३ ॥

હવે મ્હેં શું કરવું, ક્યાં જઉં, કયે ઠેકાણે ગઈ અસતા મ્હારૂં દુઃખ દુર થાય, અને શું કર્યુ અસતા મ્હારા પતીનો કોપ દુર થશે॥૧૩॥

इतिसाचिन्त्यबहुधा प्रजापतिसुतातदा ॥
साधुमेने महाभागा गमनं पितृसंसदी ॥ १४ ॥

એ પ્રમાણે, તે પ્રજાપતી ( વિશ્વકર્મા ) ની કન્યા સંજ્ઞા ઘણો વિચાર કરીને–બાપના ઘેર જઉં એ સારૂં છે. એવ્હો વિચાર કરી પિતાના ઘેરે જવાનો નિશ્ચય કર્યો. ॥ ૧૪ ॥

ततः पितृगृहंगन्तुं कृतबुद्धिर्यशस्विनी ॥
छायामयामात्मतनुः निर्ममेदयितारवेः ॥ १५ ॥

તદનંતર યશસ્વિની સંજ્ઞાએ પોતાના શરીરની છાયારૂપી બીજી સ્ત્રી નિર્માણ કરી. કે જે સૂર્યને અત્યન્ત વ્હાલી. ॥ ૧૫ ॥

तां प्रोवाचत्वयावत्से अहंभानौच वर्तिम ॥
तथा सम्यगपत्येषु वर्तितव्यंतथारवौ ॥ १६ ॥

સંજ્ઞા, **છાયા**ને કેહે છે–હે છાયા! જે પ્રમાણે હું સૂર્યને વિષે અને છોકરાઓને વિષે વર્તુ છુ–તેજ પ્રમાણે તું પણ સૂર્ય અને પુત્રોને વિષે વર્તજે. ॥ ૧૬ ॥

पृष्ठावापिनवाच्यंते यथावद्गमनंमम ॥
सैवास्मि नान्यासंज्ञेति वाच्यमेवंत्वयानघे ॥ १७ ॥

અને હે છાયા! સૂર્ય જો તને પૂછશે તો પણ તું મ્હારા મતની વાત કહીશ નહી, અને એજ કેહેવું કે હે સૂર્ય! તે સંજ્ઞા હુંજ છું. હું કાંઈ બીજી નથી. ॥ ૧૭ ॥

छायाउवाच–आकेशग्रहणादेवी आपाशाच्चवचस्तव ॥
करिष्येकथयिष्यामि तावत्सूर्यस्यसन्निधौ॥१८॥

એ પ્રમાણનું સંજ્ઞાનુ વચન સાંભળી છાયા કેહે છે—હે સંજ્ઞા! જ્યાં સુધી સૂર્ય મ્હારો ચોટલો ધરીને ખેંચશે નહીં અને જ્યાં સુધી ફાંસાથી મને બાંધશે નહીં ત્યાં સુધી તારૂ કહેલું સૂર્ય આગળ કહીશ, અને કરીશ. ॥ ૧૮ ॥

इत्युक्त्वासातदादेवी जगामभुवनं पितुः ॥
ददर्शतत्रत्वष्टारं तपसाधूतकिल्बिषम् ॥ १९ ॥

સંજ્ઞા, છાયાને એ પ્રમાણે કહી પોતાના પિતાના ઘેરે જતી હુવી. ત્યાં જઇને પોતાના પિતા વિશ્વકર્માને કેવો જોયો ? કે તપશ્ચર્યાના યોગે કરીને પાપ જેનાં ધોવાઈ ગએલાં છે. ॥ ૧૯ ॥

मानितावहुतेनापि पूजिताविश्वकर्मणा ॥
तस्थौ पितृगृहेसातु किंचित्कालमनिन्दिता ॥२०॥

વિશ્વકર્માએ કન્યાનું બહુ માન્ય કર્યું. મિષ્ટવાણીથી સંતોષને પમાડી. હવે તે સંજ્ઞા કઇ કાલપર્યંત પોતાના પિતાને ઘેરે રેહેતી હુવી. ॥૨૦॥

ततःप्राहसचार्वङ्गी पितानातिचिरोपिताम् ॥
दृष्ट्वाचतनयां प्रेम्णाबहुमानपुरस्सरम् ॥ २१ ॥

ઘણાકાલ સુધી કન્યા આપણે ઘેર રહી છે એવું જોઈ વિશ્વકર્મા પ્રેમે કરીને ઘણા માનથી સુંદર અંગવાળી કન્યાને કેહેવા લાગ્યા.॥૨૧॥

त्वांतुमेपश्यतोवत्से दिनानि सुबहून्यपि ॥
मुहूर्तेन समानिस्युः किन्तुधर्मो विलुप्यते ॥ २२ ॥

હે બાલે ! હે કન્યા ! તને મ્હેં જોતા જોતા ઘણા દિવસ પણ ચાર ઘડી સરખા થાય છે, પણ એમાં ધર્મનો નાશ થાય છે.॥૨૨॥

बान्धवेषु चिरंवासो न नारीणां यशस्करः ॥
मनोभग्नः पतीनान्तु भार्या पितृगृहे स्थिता ॥२३॥

પોતાના ભાઇયોના ઘરમાં ઘણા દીવસ રેહેવું એ સ્રીયોને યશ વધારનારૂ થતુ નથી. પોતાની સ્રી તેના પીતાના ઘેરે રહેતો પતીનો મનોરથ નાશ થાય છે. ॥ ૨૩ ॥

सात्वंत्रैलोक्यनाथेन भर्ता सूर्येणसंगता ॥
पितृगृहे चिरंकालं वस्तुं नार्हसि पुत्रिके ॥ २४ ॥

ત્રૈલોક્યનાથ જે સુર્યનારાયણ પતી તેવને સાથે રેહેનારી, તે તું પીતાના ઘરમાં ઘણા લાંબા. કાળ સુધી રેહેવાને હે કન્યા ! તું યોગ્ય નથી. ॥ ૨૪ ॥

तत्त्वंभर्तृ गृहंगच्छ दृष्टोऽहं पूजिताचमे ॥
पुनरागमनं कार्यं दर्शनाय शुभेक्षणे ॥ २५ ॥

તે તું પોતાના પતીના ઘેરે જા. મ્હેં તને જોઈ, મ્હેં તારૂં માન પણ કર્યું, શુભ પ્રસંગે તું મને દેખાવા સારૂં પુનઃ આવજે.॥૨૫॥

व्यासउवाच–इत्युक्त्वासा तदाक्षिप्रं तथेत्युक्त्वा च वैविभो ॥
पूजइत्वातुपितरं जगामाद्योत्तरान् कुरून्॥२६॥

વ્યાસજી, ધર્મરાજાને કેહે છે-હે પીલો ! તે સંજ્ઞા પિતાનું વચન સાંભળી 'ઘણું સારૂં' એ પ્રમાણે કહી તેજ વખત પોતાના પીતાનું પુજન કરીને ઉત્તર અને કુરૂદેશને વીષે ગમન કરતી હવી.॥૨૬॥

सूर्यताप मनिच्छन्ति तेजसस्तस्य नक्षती ॥
तपश्चचार तत्रापी वडवारूप धारिणी ॥ २७ ॥

सुर्यनो ताप सहन नथी थतो जेने अने तेजने सहन न करनारी एवी संज्ञा त्यां पण घोडीनुं रूप धारण करीने तपश्चर्या करवा लागी. ॥ २७ ॥

सा संज्ञा मिति मन्वानो द्वितीयायां दिवस्पतिः ॥
जनया मासतनयो कन्याचैकां मनोरमां ॥ २८ ॥

हवे सुर्यनारायण, आ म्हारी संज्ञाज स्त्री छे एवुं छायाने मानीने तेथी एक पुत्र अने* मनने हरण करनारी एवी एक कन्या उत्पन्न करता हवा. ॥ २८ ॥

छाया स्वकीयाऽपत्येपु यथास्वेश्वतिवत्सला ॥
तथा न संज्ञा कन्यायां पुत्रयोश्चान्व वर्तत ॥ २९ ॥

छाया पोताना छोकराओने वीषे जेवी प्रेमवती रेहेती हती तेवी, संज्ञाना कन्या अने पुत्र (यमराजा अने यमुनाजी) एवने विषे प्रेमवती रेहेती न्होती. ॥ २९ ॥

लालनाद्युपभोज्येपु विशेप मनुवासरं ॥
शनिस्तत्क्षान्त वानस्यां यमस्तस्य नचाक्षमत् ॥३०॥

रमाडवुं, अने खवडाववुं ए पोताना पुत्रोने वीषे छाया अधीक करती हती ते प्रमाणे संज्ञाना पुत्रोने वीषे न करे तो **शनी** ए वातने सहन करे पण यमराज कांई सहन करे नहीं.॥३०॥

ताडनाय ततः कोपात् पादस्तेन समुच्छ्रितः ॥
तस्मै पुनः क्षान्तमना नतु देहे निपातितः ॥ ३१ ॥

यमे ज्यारे आ वात सहन न करी त्यारे छायाने क्रोध चढयो अने यमने मारवाने लात उचली पण शान्त मन थइ यमना देहना वीषे कांई मारी नहीं. ॥ ३१ ॥

---

*शनीश्चर नामनो पुत्र अने तापी नामनी कन्या एवा बे संतानो सुर्यने छाया नामनी स्त्रीथी उत्पन्न थएला छे जेवना साग्र इतिहासो तापी पुराणादिकमां छे.

ततः सशापतं कोपात् छाया संज्ञासुतं विभो ॥
किंचित्प्रस्फुरमाणोष्ठी विचलत्पाणि पल्लवा ॥ ३२ ॥

વ્યાસજી કેહે છે—હે રાજા ! છાયાએ યમને લાત ન મારી પણ ક્રોધથી હોઠ જેના ફડફડી રહ્યા છે, હાથ જેના થરથરાઈ રહ્યા છે એવ્હી છાયા મહાન્ ક્રોધે કરીને સંજ્ઞાના પુત્ર યમને શાપ દેતી હવી. ॥ ૩૨ ॥

पितुःपत्नि ममर्याद जन्मान्तर्जायसे बलात् ॥
भुवितस्मादयं पादः तत्राद्यैव पतिष्यति ॥ ३३ ॥

કે, પિતાના સ્ત્રીની તુએ અમર્યાદા કરી તેથી બીજા જન્મને વિષે તું યમધર્મ થઈશ ત્યારે પેહેલેજ તારો પગ કપાઈ જશે.॥૩૩॥

इत्याकर्ण्यमःशापं मातादत्तंभयातुरः ॥
अभ्येत्यपितरंप्राह प्रणिपातपुरस्सरम् ॥ ३४ ॥

યમરાજ, માતાએ દિધેલો આવ્હો શાપ સાંભળી ભયાતુર થયા અને જલદી પિતાના કને આવ્યા, અને નમસ્કાર કરી કેહેવા લાગ્યા. ॥ ૩૪ ॥

तातैतन्महदाश्चर्यं न दृष्टमितिकेन चित् ॥
मातावात्सल्यमुत्सृज्य शापं पुत्रेप्रयच्छति ॥३५॥

હે પિતાજી ! એક મહાન્ આશ્ચર્ય એવ્હું થયુ છે કે કદીએ પણ કોઇએ જોયું નહીં હોય, કે માતા, પુત્રના પ્રેમનો ત્યાગ કરી પુત્રને શાપ આપે એજ મહાન્ આશ્ચર્ય છે. ॥ ૩૫ ॥

यथाशनौ समामाता नेयंमाता तथा मम ॥
निर्गुणेष्वपिपुत्रेषु नमाता निर्गुणाभवेत् ॥ ३६ ॥

જે પ્રમાણે શનીને વિષે માતા સમાન રેહે છે તે પ્રમાણે મ્હારે વિષે રેહેતી નથી. જો કધી પુત્ર નિર્ગુણી થાય તોપણ માતા કાઇ નિર્ગુણી થતી નથી. ॥ ૩૬ ॥

यमःस्यैतद्वचःश्रुत्वा भगवांस्तिमिरापहः ॥
छायासंज्ञामथाहूय प्रपृच्छक्कगतेतिच ॥ ३७ ॥

અંધઃકારને દુર કરનારા એવ્હા સૂર્યનારાયણ ભગવાન્-પોતાના પુત્ર યમરાજનું આવ્હું વચન સાંભળી, છાયારૂપ જે સંજ્ઞા તેને 'અરે તું ક્યાં છે! એ પ્રમાણે હાંક મારી..॥ ૩૭ ॥

साचाहतनयात्वष्टुः अहंसंज्ञा विभावसो ॥
पत्नीतवचयापत्या न्येतानिजानितानिमे ॥ ३८ ॥

ત્યારે વિશ્વકર્માની કન્યા સંજ્ઞારૂપ છાયા કેહેવા લાગી-તમારી સ્ત્રી જે હું તે મ્હેં આ પુત્રો ઉત્પન્ન કર્યા છે. એમાં વિષમભાવ નથી.॥૩૮॥

इत्थं विवस्वतः सातु बहुशः प्रच्छतोयदा ॥
सानाऽक्षेतदाक्रुद्धो भास्वान्तांशप्तुमुद्यतः ॥ ३९ ॥

એ પ્રમાણે—સૂર્યએ ઘણું પુછયું તોએ પણ જ્યારે છાયાએ ખરૂં કહ્યું નહીં ત્યારે સૂર્યનારાયણ ક્રોધને પ્રાપ્ત થઈ છાયાને શાપ દેવાને તૈયાર થયા. ॥ ૩૯ ॥

ततस्साकथयामास यथावृत्तं विवस्वते ॥
विदितार्थश्च भगवान् जगामत्वष्टुरालयम् ॥ ४० ॥

ત્યારે છાયા ઘણરાઈ અને ખરો વૃત્તાન્ત જે હતો તે સૂર્યના આગળ કહ્યો. ખરી વાત જ્યારે માલમ પડી ત્યારે સૂર્યનારાયણ પોતાના સસરાના ઘેરે ગયા. ॥ ૪૦ ॥

ततस्सपूजयामास त्वष्टात्रैलोक्य पूजितम् ॥
भास्वन्तं परयाभक्त्या निजगेहमुपागतम् ॥ ४१ ॥

તીને લોક જેનું પૂજન કરે છે, અતી તેજસ્વી અને પોતાના ઘેરે આવેલા એવ્હા સૂર્યને જોઇ વિશ્વકર્મા પરમભક્તીથી સૂર્યનું પૂજન કરતા હવા. ॥ ૪૧ ॥

संज्ञाचपृच्छते तस्मैकथयामासितत्ववित् ॥
आगताखलुमेवेष्म भवतःप्रेशितारवे ॥ ४२ ॥

સૂર્યએ પુછ્યું કે મ્હારી સ્રી સંજ્ઞા ક્યાં ગઇ ? ત્યારે તત્વને જાણનારા વિશ્વકર્મા કેહે છે-હે સૂર્ય ! સંજ્ઞા મ્હારે ઘેરે આવી હતી ખરી પણ મ્હેં તો પાછી તમારે ઘેરે મોકલી દીધી. ॥૪૨॥

दिवाकरः समाधिस्थो व्रडवारूपधारिणी ॥
तपश्चरंतीदद्रशे उत्तरेपु कुरुष्वथ ॥ ४३ ॥

ત્યારે સૂર્ય એ સમાધી લગાડી તો સમાધીમાં જોયું કે ઘોડિનુ રૂપ ધારણ કરીને ઉત્તર અને કુરૂ દેશને વિષે તપશ્ચર્યા કરી રહિ છે. ॥ ૪૩ ॥

असह्यमानसूर्यस्यतेज सापीडितासती ॥
वन्हेर्भोनिज रूपंतुछाया रूपंविमुच्यच ॥ ४४ ॥

સંજ્ઞાયે વિચાર કર્યો કે મને અહિં તપશ્ચર્યા કરતા સૂર્યયે જોઈ, તો તેજ વખદ સૂર્યના તેજથિ પીડા પામેલી સંજ્ઞા, છાયા રૂપને ત્યાંજ ( ઘેરેજ ) રેહેવા દઈ. ॥ ૪૪ ॥

धर्मारण्ये समागत्यतपस्तेपेसुदुष्करं ॥
छायारूपं शनिं दृष्ट्वायमंचान्यंचभूपते ॥ ४५ ॥

સંજ્ઞાધર્મારણ્યમાં આવીને મહાદુઃખ દેનારી તપશ્ચર્યા કરવા લાગી. હવે આ સર્વ વૃત્તાંત જ્ઞાનદૃષ્ટીથિ સૂર્યયે જોયો કે અરે ! આ તો છાયાનો પુત્ર શની છે અને યમ તો સંજ્ઞાનો છે. ॥૪૫॥

तदैवविस्मितः सूर्योदुष्टपुत्रमवेक्षच ॥
ज्ञानदृष्ट्या क्षणंध्यात्वा विदित्वातत्रकारणं ॥ ४६ ॥

તેજ વખદ સૂર્ય વિસ્મયને પ્રાપ્ત થયા અને દુષ્ટ પુત્રને જોઈ જ્ઞાનદૃષ્ટિથિ ક્ષણ માત્ર ધ્યાન કરીને સર્વ કારણને જાણિ ગયા. ॥૪૬॥

घृणिरुष्मादग्धदेहा तपस्तेपेपतिव्रता ॥
तस्मान्मेतेजसासाध्वि दुःखिताह्यभवत्सदा ॥ ४७ ॥

સૂર્ય કહે છે-અરે મારા કીરણુનિ ઉષ્માથિ બળેલા બળેલા દેહવાળી થઇ આ પતિવ્રતા તપશ્ચર્યા કરે છે અને મારા તેજથી સદાયે દુઃખિ થઇ ॥ ૪૭ ॥

पंचाशद्वायनेतीते ततः सूर्योअथागमत् ॥
प्रद्योतनोमहातेजाः भूमौशीघ्रंमनोजवः ॥ ४८ ॥

એમ વિચાર કરતા કરતા પચાસ દિવસ વિતિ ગયા ત્યારે સૂર્ય નારાયણુ કે જેવ મહાતેજસ્વી તેવ પોતે ઘોડાનુ રૂપ લઇને ધર્મા રણ્યમાં આવતા હતા. ॥ ૪૮ ॥

धर्मारण्येवरेपुण्ये यत्रसंज्ञास्थिताहिसा
आगतंतुरविंदृष्ट्वा वडवासमजायत ॥ ४९ ॥

પુણ્યને આપનારા એવા ધર્મારણ્યમાં-જઇ સંજ્ઞા તપ કરતી હતિ તઇ સૂર્યને આવેલા જોઇને સંજ્ઞાએ તાતકાલ ઘોડીનુ રૂપ ધારણુ કર્યું. ॥ ૪૯ ॥

सूर्यपत्नीतदासंज्ञा सूर्येणैककलाऽभवत् ॥
ताभ्यांचसहसंयोगात् घ्राणंघ्राणेनिवेश्यच ॥ ५० ॥

જયારે સૂર્યનિ સ્ત્રિ સંજ્ઞા સૂર્ય સાથે એકરૂપ થઈ ત્યારે બે-વેના સંચોગથિ એકનું નાક એકના ઉપર મુકર્યું. ॥ ૫૦ ॥

तदातौचसमुत्पन्नौनासत्यौयुगलौभुवी
प्रादुर्भूतंजलंतत्र दक्षिणेनखुरेणतु ॥ ५१ ॥

તેજ વખત બે અશ્વનીકુમાર નામના પૃથ્વીમાં વિખ્યાત પુત્રો ઉત્પન્ન થયા. અને ઘોડા ઘોડીના જમણા ખુરજે પૃથ્વીમાં ઘસાયા ત્યાંથિ જલનો એક પ્રવાહ ઉત્પન્ન થયો ॥ ૫૧ ॥

विदालितं भूमिभागं तत्रकुंडंसमुधृतम् ॥
द्वितीयंतुपुनःकुंडं पश्चाद्यच्चरणोद्भवम् ॥ ५२ ॥

તેનો એક કુંડ થતો હવો. અને પાછળના પગ ઘસાઇને જે જલનો પ્રવાહ ઉત્પન્ન થયો તેનો બીજો કુંડ થતો હવો. ॥ ૫૨ ॥

उत्तरेवाहिनी कांश्यां कुरुक्षेत्रेच वै नृप ॥
यथागंगापुरीसप्त फलंच मुनिनोदितम् ॥ ५३ ॥

હે રાજા ! કુરૂક્ષેત્રને વિષે અને કાશીમાં વ્હેનારા ગંગાજીનુ તથા સાતે પુરીયોનુ જે ફળ ઋષીયોએ કહ્યુ છે— ॥ ૫૩ ॥

तत्फलं समवाप्नोति सूर्यकुंडेन संशयः ॥
विधायस्नपनं विप्राः सर्वपापैः प्रमुच्यते ॥ ५४ ॥

તે ફલ આ ઉત્પન્ન થએલા કુંડને વિષે નાહાવાથી થાય છે એમા સંશય નથી બ્રાહ્મણો તથા જનો આ કુંડમાં સ્નાન કરસે તે સર્વ પાપથી મુક્ત થસે. ॥ ૫૪ ॥

नत्रिभोजायते देहेकुष्ट व्याधी कदाचन ॥
एतत्तेकथितंभूप सूर्यकुंडस्यचोद्भवम् ॥ ५५ ॥

હે રાજા ! વળી આ કુંડમાં સ્નાન કરનારના દેહમા કદીએ પણ કુષ્ટ વ્યાધી થતી નથી. હે રાજા ! એ પ્રમાણે મ્હે તારે આગળ સૂર્યકુંડની ઉત્પત્તીનુ કારણ કહ્યુ. ॥ ૫૫ ॥

तदाब्रह्मादयोदेवाः आगतास्तत्रभूपते ॥
दत्वासंज्ञां वरंशुक्रं चिन्तितादधिकं हितम् ॥ ५६ ॥

હે રાજા ધર્મ ! ત્યારે બ્રહ્માદિક દેવતાઓ ત્યા આવ્યા. અને મનમા ઇચ્છેલા કરતા પણ અધિક છે હિત જેમાં એવ્હું સુંદર અને શ્રેષ્ઠ વરદાન સંજ્ઞાને આપતા હવા. ॥ ૫૬ ॥

स्थापयित्वारविंतत्र वकुलाख्यं दिनाधिपम् ॥
वरमात्रात्तदासंज्ञा पूर्वरूपाभवद्विभो ॥ ५७ ॥

હે રાજા ! બ્રહ્માદિક દેવતાઓએ મળીને-દિવસના અધિપતી જે સૂર્યનારાયણ એવને બકુલાર્ક એ પ્રમાણનું નામ આપીને ત્યાં સ્થાપન કર્યા અને દેવતાઓના વરદાનથી સંજ્ઞા તેજ વખત પેહેલેસરખી થઈ ગઈ. ॥ ૫૭ ॥

स्थापितौ संज्ञयातत्र कुमारयुगलौ तथा ॥
एतत्तीर्थ फलंवक्ष्ये श्रृणुराजन्महामते ॥ ५८ ॥

હે મહાન્ બુદ્ધિમાન્રાજા ! સંજ્ઞાએ બે પુત્રોનું ત્યાં સ્થાપન કર્યું. હવે આ તીર્થનું ફળ તમને કહુંછું તે સાંભળો. ॥ ૫૮ ॥

आदिस्थानं कुरुश्रेष्ठ देवैरपिसुदर्लभम् ॥
रविकुंडेनरस्नात्वा श्रद्धायुक्तोजितेन्द्रियः ॥ ५९ ॥

હે કુરૂવંશમાં શ્રેષ્ટ રાજા ધર્મ ! આ આદિસ્થાન દેવતાઓને પણ ઘણું દુર્લભ છે. જે મનુષ્ય ઇંદ્રીઓને જીતી શ્રદ્ધાયુક્ત સૂર્ય કુંડમાં સ્નાન કરેતો ॥ ૫૯ ॥

तारयेत्सपितृन्सर्वान्महानरकगानपि ॥
श्रद्धयायत्पिबेत्तोयं सन्तर्प्य पितृदेवताः ॥ ६० ॥

તેજપુરૂષ મહાન નર્કમાં પણ ગએલા પિતરોને તારે કે જે પુરૂષ શ્રદ્ધાએ કરીને આજલવડે પિતરોનું અને દેવતાઓનું તર્પણ કરે.અને પોતે આ જલ પીએ તો તરી જાય એમાં સંશય નથી.॥૬૦॥

स्वल्पंवापिबहुश्चापि सर्वकोटिगुणं भवेत् ॥
सप्तम्यां रविवारेच ग्रहणेचन्द्र सूर्ययोः ॥ ६१ ॥

તેમજ રવીવાર સપ્તમીને દિવસે અને ચંદ્ર સૂર્ય ગ્રહણમાં થોડુ દાન કરે અથવા ઘણું દાન કરે તે બધુએ કરોડગણુ ફલને આપે છે. ॥ ૬૧ ॥

रविकुंडेचयेस्नाताः नतेवैगर्भगामिनः ॥
संक्रान्तौच व्यतीपाते वैधृतीपूत्तपर्वसु ॥ ६२ ॥

સંક્રાન્તી, વ્યતીપાત અને વૈધૃતીએ પર્વોને વિષે જે પુરૂષ રવીકુંડને વિષે સ્નાન કરે છે તે વને પુનઃ ગર્ભવાસ થતો નથી.॥૬૨॥

पूर्णिमास्या ममावास्यां चतुर्दश्यां सितासिते ॥
रविकुंडेच यः स्नातः क्रतु कोटि फलं लभेत् ॥ ६३ ॥

પુનમે અમાસે અને શુક્લપક્ષ, કૃષ્ણપક્ષની ચૌદસને દીવસે રવિકુંડમા જે સ્નાન કરે છે તે કરોડ યજ્ઞના ફલને પામે છે. ॥ ૬૩ ॥

पूजयेद्वकुलार्कंच एकाचित्तेन मानसा ॥
स याति परमं धाम यावद्वै तप्यते रविः ॥ ६४ ॥

જે પુરૂષ-એક ચીત્ત મનથી બકુલાર્કનુ પુજન કરે છે, તે પુરૂષ-જ્યાર સુધી સુર્ય તપે છે ત્યાર સુધી પરમ ધામને પ્રાપ્ત થાય છે. ॥ ૬૪ ॥

तस्य लक्ष्मी स्थिरानूनं लभते सन्ततिं सुखं ॥
अरिवर्गः क्षयं यान्ती प्रसादाच्च दिवस्पते ॥ ६५ ॥

અને તેને ઘેરે લક્ષ્મી સ્થિર થાય છે. તથા નિશ્ચયે કરીને સન્તતી અને સુખ પામે છે. સુર્યના પ્રસાદે કરીને તેના શત્રુ ઓનો પણ નાશ થાય છે. ॥ ૬૫ ॥

नाग्नेर्भयं तस्यहि स्यात् न व्याघ्रेषु नदन्तिषु ॥
न च सर्प भयं क्वापी भूतप्रेतादि शाकिनी ॥ ६६ ॥

અને તેને અગ્નીનો ભય રહેતો નથી. વ્યાઘ્રનો ભય થતો નથી, હાથીથી ભય થતો નથી તેમજ તેને સર્પ ભુત, પ્રેત, ડાકણ ઇત્યાદીથી કદીએ ભય થતો નથી. ॥ ૬૬ ॥

वाल ग्रहेपु सर्वेपु रेवती वृद्ध रेवती ॥
ते सर्वे नाश मायान्ती वकुलार्के नमस्कृते ॥ ६७ ॥

બકુલાર્કને નમસ્કાર કર્યો અસતા સર્વે બાલગ્રહ રેવતી તથા વૃદ્ધરેવતી એ બધાએ નાશને પામે છે ॥ ૬૭ ॥

गावस्तस्य विवर्धन्ते धन धान्य तथैवच ॥
अविच्छिन्नो भवेद्वंशो वकुलार्के नमस्कृते ॥ ६८ ॥

વળી પણ બકુલાર્કને નમસ્કાર કર્યો અસત્તા ગાયોની વૃદ્ધી ઘરમાં થાય છે, તેજ પ્રમાણે ઘર અને ધાન્યની વૃદ્ધી થય છે તથા અખંડ વંશ વધે છે ॥ ૬૮ ॥

काक वन्ध्याच या नारी अनपत्या मृत प्रजा ॥
वन्ध्याचैव कुरूपाच विप कन्याच या स्त्रियः ॥ ६९ ॥

જે સ્રીયો કાકવન્ધ્યા (એકજ વખત જણીને રહી જાય અને બીજી સન્તતી થાય નહી) અનપત્યા (જેને પુત્રજ થાય નહી કન્યાજ જણે) મૃતપ્રજા (સન્તતી થઇ થઇને મરી જાય) વન્ધ્યા (વાઝણી) કુરૂપી અને વિશકન્યા (ભાઇ વગરની) એવી સ્રીયો ॥૬૯॥

एतैर्दोपैः प्रमुच्यन्ते स्नात्वा कुंडेच पण्मुख ॥
सौभाग्य स्त्री सुताश्चैव रूपंचैवान्य सर्वशः ॥ ७० ॥

એ દોષોથી, રવીકુંડમા સ્નાન કર્યાથી મુક્ત થાય છે. અને હે સ્વામિ કાર્તિક! તે સ્રી સૈભાગ્ય, પુત્ર અને સારૂ રૂપ એ સર્વ પામે છે ॥ ૭૦ ॥

व्याधिग्रस्तोपि यो मर्त्यः पाण्मासंचेक मानसः ॥
रवि कुंडेच सुस्नातो सर्वे रोगात्प्रमुच्यते ॥ ७१ ॥

રોગી માણુસ પણ છ માસ એક ચિત્તથી જો રવી કુંડમાં સ્નાન કરે, તો સર્વ વ્યાધિથી મુક્ત થાય. ॥ ૭૧ ॥

नीलोत्सर्गं विधिर्यस्तु रविक्षेत्रेकरोतिवै ॥
पितर स्तृप्ति मायान्ति यावदाभूतसंप्लवं ॥ ७२ ॥
સુર્યકુંડને વીશે જે નીલોત્સર્ગ વીધી કરે છે (નીલ પરણાવે છે) તેના પીતરો, જ્યાર સુધી ભુતપ્રાણીમાત્ર છે ત્યાર સુધી તૃપ્તીને પ્રાપ્ત થાય છે. ।. ૭૨ ॥

कन्यादानं च यः कुर्यादस्मिन् क्षेत्रे च पुत्रक ॥
उद्वाहयतिपूतात्मा ब्रह्मलोके महीयते ॥ ७३ ॥
હે સ્વામિ કાર્તિક! આ ક્ષેત્રને વીષે જે કન્યાદાન કરે છે અને પરણાવે છે, તે પવીત્ર આત્મા ( પુરૂષ ) બ્રહ્મલોકને વીષે જાય છે ( વાસ કરે છે. ) ॥ ૭૩ ॥

धेनुदानं च शय्यां च विद्रुमंच हयस्तथा ॥
दासी महिशी घंटा च तिलाःकांचनसंयुताः ॥७४॥
ગોદાન તેમજ શૈય્યા, વીદ્રુમ નામના મણી, ઘોડો, દાસી, ભેંસ, ઘંટાનું અને સોના સહીત તિલ્લી ઈત્યાદીકનાં દાનો પણ સુર્યકુંડને વિષે બ્રહ્મલોક આપનારા થાય છે. ॥ ૭૪ ॥

धेनुं तिल मयिंदद्यात् अस्मिन् क्षेत्रे च भारत ॥
उपानहौ च छत्रं च शीत त्राणादिकं तथा ॥७५॥
હે રાજા ધર્મ! આ સુર્યકુંડને વિષે તિલધેનુનુ જે દાન કરે છે, જોડાઓ આપે છે, છત્ર આપે છે, તાહાડથી બચાવ થવા સારૂ ગોદડાં આપે છે તેને પણ મહાફલની પ્રાપ્તી થાય છે. ॥ ૭૫ ॥

लक्ष होमं तथा रुद्रं रुद्रातिरुद्र मेव च ॥
तस्मिन्स्थाने च यत्किंचित् देयानिश्रद्धयान्वितः ॥७६॥
લક્ષ હોમ તથા રૂદ્ર તેમજ અતીરૂદ્ર આ સ્થાનને વીષે જે કાંઇ થોડું ઘણું શ્રદ્ધાથી આપે તે ॥ ૭૬ ॥

एकैकस्य फलंतात वक्ष्यामि श्रृणु तत्वतः ॥
दानेन लभते भोगान् इहलोके परत्र च ॥७७॥

હે તાત ષણમુખ ! એકેકનું ફળ તમને કહું છું તે સાંભળો. દાન દીધાથી આ લોકને વિષે અને પરલોકને વીષે ભોગાદીકને પ્રાપ્ત થાય છે ( સુખ પામે છે. ) ॥ ૭૭ ॥

राज्यं च लभते मर्त्यः कृतोद्वाहंतु मानवः ॥
जपतो धर्मकामार्था न्प्राप्यते नात्र संशयः ॥७८॥

જે મનુસ્ય-કન્યાનો વીવાહ કરે તેને રાજ્યની પ્રાપ્તી થાય છે. અને જે મનુષ્ય જપ કરે છે તેને ધર્મ, અર્થ, અને કામ એ તીને પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી. ॥ ૭૮ ॥

पूजायां लभते सौख्यं भवेज्जन्म निजन्मनी ॥
रविवारे च संक्रान्तौ सप्तम्यर्क दिने तथा ॥ ७९ ॥

પુજા કર્યાથી જન્મ જન્મમાં સુખને પામે છે. રવીવારની સંક્રાંતીને દીવસે અને રવીવારની સાતમને દીવસે ॥ ૭૯ ॥

चंद्र सूर्य ग्रहे चैव स्नानं कुर्वन्तीये नराः ॥
भास्करं च नमस्कृत्य सोक्षयं फलमश्नुते ॥ ८० ॥

તેમજ, ચંદ્ર, સુર્ય, ગ્રહણમાં, આ સુર્ય કુંડમાં જે મનુશ્યો સ્નાન કરે છે, અને સુર્યનારાયણને નમસ્કાર કરે છે તે, અક્ષય ફળને પામે છે. ॥ ૮૦ ॥

स्मरन्ति वकुलार्कं च सप्तम्यां च रविर्दिने ॥
ज्वराद्यै शत्रु तश्चैव भयंनैव कदाचन ॥ ८१ ॥

જે પુરૂષ રવીવારની સાતમે બકુલાર્કનું સ્મર્ણ કરે છે તે પુરૂષને જ્વર અને શત્રુથી કધીએ પણ ભય થતો નથી. ॥ ૮૧ ॥

नचौराग्निभयंतस्यनाधयोव्याधयस्तथा ॥
युधिष्ठिर उ०-वकुलार्ककथंतात नामंवकुलपूर्वकम् ॥८२॥

અને તે પુરૂષને ચોર અને અગ્નીથી પણ ભય થતો નથી, મનની ચિંતાઓ થતી નથી. તેમજ રોગો પણ થતા નથી. ધર્મરાજા વેદવ્યાસજીથી પુછે છે—હે મહારાજ! સૂર્યનું 'બકુલાર્ક' નામ કેમ થયું? ॥ ૮૨ ॥

एतन्मेवदतांश्रेष्ठ तत्वमाख्यातुमर्हसि ॥
व्यास उ०-यदासंज्ञाचराजेन्द्र सूर्यार्थेचेकचेतसा ॥ ८३ ॥

હે બોલનારાઓમાં શ્રેષ્ઠ વેદવ્યાસજી! એનું કારણ મને કહો. ત્યારે વ્યાસજી કહે છે—હે રાજા ધર્મ! જ્યારે સંજ્ઞા સૂર્ય માટે એક ચિત્તથી— ॥ ૮૩ ॥

तस्थे वकुल वृक्षाधः तपस्तसं सुदुष्करम् ॥
प्रादुर्भावं पतेर्दृष्ट्वा वडवासमजायत ॥ ८४ ॥

બકુલવૃક્ષ (બોરસલી) ના નીચે મહા કઠોર તપશ્ચર્યા કરવા લાગી, ત્યારે તેજ સમયને વિષે બકુલ વૃક્ષના નીચે સૂર્ય પ્રગટ થયા. તેથીજ આ સ્થલનું નામ 'બકુલાર્ક' એ પ્રમાણે પ્રસિદ્ધ થયું. હવે સૂર્યને પ્રગટ થએલા જોઇને સંજ્ઞા તેજ વખદ ઘોડી થઈ ગઈ. ॥ ૮૪ ॥

अत्यन्तं गोपतिः शीतो वकुलस्य समीपतः ·
सुपुवेच तदा संज्ञा सुतौ दिव्यो मनोहरौ ॥ ८५ ॥

તે બકુલ વૃક્ષના નીચે સૂર્ય અત્યંત તાઢા થઇ ગયા ત્યારે, સંજ્ઞા—મનને હરણ કરનારા બે પુત્રો (અશ્વિનીકુમાર) ને ઉત્પન્ન કરતી હવી. ॥ ૮૫ ॥

ते नास्य प्रथमं प्रोक्तं वकुलत्वं नृपोत्तम ॥
कीर्तितं वकुलार्केति आख्यानं यः श्रृणोतिवै ॥८६॥

हे राजा! 'बकुल' शब्द पहेलो अने 'अर्क' (सूर्य) शब्द पछी ए बे मळी बहुलार्क ए प्रमाणेनुं नाम पड्युं. आ आख्यानने जे सांभळे छे ॥ ८६ ॥

सर्वं सौख्य मवाप्नोति व्याधिस्तस्य न पीड्यते ॥
निर्धन त्वंच कष्टंच भयंचापि महान्यपि ॥
एतैश्चान्यैर्महाराज स्मरणा देव मुच्यते ॥ ८७ ॥

ते सर्व सौख्यने पामे छे, व्याधी तेने पीडा करती नथी. कष्ट, महाभय अने बीजा पण दुःखोथी, हे राजा! बहुलार्कना स्मर्ण कर्याथी मुक्त थाय छे. ॥ ८७ ॥

इति श्रीस्कंदपुराणे पातालखण्डे धर्मारण्यो पाख्याने वकुलस्वामियशः कथनम् नाम द्वादशोऽध्यायः ॥१२॥

---

व्यास उ०–श्रृणुवत्सप्रवक्ष्यामि धर्मारण्ये नृपोत्तम ॥
एकदातु तपस्तप्तं विष्णुनामित तेजसा ॥१॥

वेदव्यासजी कहे छे—हे राजा हे पुत्र! सांभळो हु तमारे आगळ कहु छु. एक समयने विषे जेवना तेजनो अ तपार नथी एव्हा विष्णु भगवाने धर्मारण्यमां तपश्चर्या करी. ॥ १ ॥

सर्वे देव सरोनाम धर्मारण्येच विश्रुतः ॥
तत्र तेपे महाविष्णुः काननेचाथ पुत्रक ॥ २ ॥

तेज सरोवर **देवसरोवर** नामे करीने धर्मारण्यमां प्रसिद्ध थयुं के ज्यां महाविष्णुए तपश्चर्या करी. ॥ २ ॥

स्कंद उ०–वाजीमुखोहरिस्तत्रासिद्ध स्थाने महद्युते ॥
कथं देवसरोनाम पम्पाचम्पागया तथा ॥३॥

આ સિદ્ધ સ્થાનને વિષે ભગવાને ઘોડાનું મુખ ધારણ કરીને તપશ્ચર્યા કરી, એવી કથા સાંભળી આશ્ચર્યને પામેલા સ્વામિકાર્તિક, મહાદેવજીથી પુછે છે—કહો મહારાજ! આ દેવ સરોવર, પંપા સરોવર, ચંપારણ્ય અને ગયા એવ્હા જે શ્રેષ્ઠ સ્થાનો છે તેન્હુંજ આ શ્રેષ્ઠ કેમ થયું? ॥ ૩ ॥

वाराणस्याधिकं प्रोक्तं कस्मादश्वमुखोहरिः ॥

ईश्वर उ०—यत्र नारायणोदेवो तपस्तेपे सुदुष्करम् ॥४॥

કાશી કરતા પણ અધિક ફલ આ સરોવરનુ કહ્યું તેનું કારણ શું! અને ભગવાને ઘોડાનુ મુખ ધારણ કર્યું એનું કારણ શું? તે કહો. ત્યારે મહાદેવજી કેહે છે. જે ઠેકાણે નારાયણ ભગવાન્ અત્યંત કઠોર તપશ્ચર્યા કરવા લાગ્યા. ॥ ૪ ॥

दिव्यवर्ष सहस्राणि जातः अश्वानन शुभः ॥

मुखं च वाजिरूपं च लम्बोष्टं च सलोमकम् ॥५॥

ભગવાને દેવતાઇ સો વર્ષ તપશ્ચર્યા કરી–તેજ વખત ભગવાનનુ ઘોડા સરખું મુખ થઇ ગયું. સંપૂર્ણ ઘોડાના મુખ સરખોજ આકાર જેવના મુખનો લાંબા છે હોઠ જેવનાં અને સંપૂર્ણ મોઢા ઉપર વાળ છે જેવના ॥ ૫ ॥

शुभं जातं महादिव्यं तस्यतीर्थप्रभावतः ॥

स्कंद उ०—कारणंब्रूहिनोनाथ अश्वानन कथंहरिः ॥ ६ ॥

તે દેવ સરોવર નામના તીર્થના પ્રભાવે કરીને શુભ અને મહાન્ તેજસ્વી એવ્હું ભગવાનનુ મુખ થયું. ત્યારે સ્વામિ કાર્તિક પુનઃ પુછે છે–હે નાથ? ભગવાને ઘોડાનુ મુખ કેમ ધારણ કર્યું? એનુ કારણ મને કહો ॥ ૬ ॥

महारिपोश्चहन्तायो देव देवो जगत्पतिः ॥

यस्यनाम्ना महाभाग पातकानिबहून्यपि ॥ ७ ॥

હે ભગવાન્ સદાશિવજી ? જે પ્રભુ મહા શત્રુઓનો નાશ કરનાર, દેવના દેવ, જગતના પતી કે જેવના નામથી ઘણાએ પણ પાતકો ॥ ૭ ॥

विलीयन्ते तु वेगेन तमः सूर्योदये यथा ॥
श्रूयतेयस्य कर्माणि महापातक शान्तये ॥ ८ ॥

જેમ સૂર્યને ઉદય થયાથી અંધકાર નાશને પામે છે-તેમ સંપૂર્ણ પાતકો જલદી નાશ પામે છે. અને મહા પાપની શાન્તી થવા શારૂ જેવના કર્મો સાંભળે છે ॥ ૮ ॥

सर्वेशामेवजीवानां चराचरचतुर्विधम् ॥
प्राणरूपेणयोदेवः हयरूपः कथंभवेत् ॥ ९ ॥

સંપુર્ણ ભૂતપ્રાણી માત્રોના અને સ્થાવર, જંગમને તેજ પ્રમાણે સ્વેદજ ( પરશેવાથી ઉત્પન્ન થનારા, માકડ મચ્છરાદી જંતુઓ) ઉદ્ભીજ (બીજ બોયાથી ઉત્પન્ન થનારા ધાન્યાદીકો) અને અંડજ (ઇડાથી ઉત્પન્ન થનારા પક્ષેયો ) તથા જરાયુજ ( ઓર વીંટળાઇને ઉત્પન્ન થનારા મનુસ્યો ) એટલા બધાઓના પ્રાણરૂપે કરીને જે દેવ રહેનારા, તે દેવ ઘોડાના રૂપને કેમ ધારણ કરે ! ॥ ૯ ॥

सर्वेषामार्ति हंता च त्राणरूपः सुरानापि ॥
भक्तिगम्यो धर्मभाजो मखरूपः सदाशुचिः ॥१०॥

સંપુર્ણ જનોના દુઃખને દુર કરનારા, દેવતાઓના પણ પ્રાણરૂપ, ભક્તીથી પ્રાપ્ત થનારા, ધર્મનું સેવન કરનારા, યજ્ઞરૂપ, અને સદાએ પવીત્ર. ॥ ૧૦ ॥

गुणातीतोपि नित्योऽसौ सर्व गो निर्गुणस्तथा ॥
सृष्टसौ पालकोहन्ता अव्यक्तो सर्वदेहिनां ॥११॥

અને જે ગુણ થકી પણ વેગળા, સદાએ રહેનારા, અને

જે ભગવાન્ સંપુર્ણ ભુતપ્રાણીમાત્રમાં વાસ કરનારા, તેમજ ગુણથી (રજોગુણાદીકથી) વેગળા તેમજ જગતને ઉત્પન્ન કરનારા, જગતનું પાલન કરનારા અને જગતનો નાશ કરનારા, સંપુર્ણ દેહધારીમાં અપ્રગટ. ॥ ૧૧ ॥

अस्पष्टयोगो भोगी च योऽसौ देवै र्निगद्यते ॥
अणुस्थूलो महातेजो कस्मादश्वमुखो भवत ॥१२॥

જેવનો યોગ અપ્રગટ છે અને દેવતાઓએ, ભોગ લેનારા એવા કહ્યા છે, અણુ (પરમાણુ રૂપ) સ્થુલ (મહારૂપ) અને મહાન્ જેવનુ તેજ છે એવા ભગવાન અશ્વમુખ કાં થયા? ॥ ૧૨ ॥

यस्य रोमोद्भवा देवाः लता वृक्षादयो नगाः ॥
कल्पे कल्पे जगत्सर्वं जायते तस्य देहतः ॥१३॥

જેવના વાળથી સપુર્ણ દેવતાઓ, લતાઓ, વૃક્ષો, અને પર્વતો ઉત્પન્ન થાય છે. તેજ ભગવાનના દેહથી કલ્પ કલ્પને વીશે સંપુર્ણ જગત્ ઉત્પન્ન થાય છે. ॥ ૧૩ ॥

स एव विश्व प्रभवो स एवात्यय कारणं ॥
कम्बुना च हृता विद्या यज्ञाश्च प्रलयं गताः ॥१४॥

સંપુર્ણ જગત્ તે પ્રભુથીજ ઉત્પન્ન થાય છે, તેજ પ્રભુ જગતના નાશને પણ કારણ છે. જે સમયમાં શંખાસુર એ વેદોનુ હરણ કર્યું તે વખદે સંપુર્ણ યજ્ઞો નાશને પ્રાપ્ત થયા. ॥ ૧૪ ॥

अस्वाध्याय मयंविश्व जातं च वृषभध्वज ॥
तदासौ झश रूपेण प्राविशच्च महार्णवं ॥ १५ ॥

હે વૃષભધ્વજ, સદાશીવજી! તે સમયમાં સંપુર્ણ જગત્ વેદ ભણવાથી રહિત થયું; ત્યારે તેજ સમયમાં ભગવાને **મકરનુ** રૂપ ધારણ કરીને પોતે સમુદ્રમાં પ્રવેશ કર્યો. ॥ ૧૫ ॥

घाति तो दुष्ट दैत्योवै वेदार्थे तु कृत्योद्यमः ॥
कम्बुं हत्वा समानीतान् वेदान्दत्वा प्रजापतेः ॥१६॥

વેદ પ્રાપ્ત થવા સારૂ ઉદ્યમ કર્યો છે જેવે અને દૈત્યને માર્યો છે જેવે એવા પ્રભુ સમુદ્રમાં જઇ શંખાસુરને મારી, પાછા લાવેલા વેદો બ્રહ્મદેવને આપતા હવા. ॥ ૧૬ ॥

यदाक्षोणी निमग्नावै वारवारिधि मध्यतः ॥
तदासौ कूर्म रूपेण प्रविष्ठो जल सागरे ॥ १७ ॥

જે સમયમાં પાણીના નિધી જે સમુદ્ર તેમાં પૃથ્વી જ્યારે ડુબી ગઇ ત્યારે ભગવાને કૂર્મ (કછવો) રૂપ ધારણ કરીને સમુદ્રમાં પ્રવેશ કર્યો. ॥ ૧૭ ॥

रत्नगर्भा धृता येन पृष्ठ देशे च लीलया ॥
कृतं तेन सुखं सर्वं जगत्स्थावर जङ्गमम् ॥ १८ ॥

અને રત્નો જેના પેટમાં છે એવ્હી પૃથ્વીને પોતાની પીઠ ઉપર લીલાએ કરીને ધારણ કરતા હવા. આ પૃથ્વીને પીઠ ઉપર ધારણ કરવાથી સંપૂર્ણ જગત્–સ્થાવર અને જંગમ એને સુખ થતુ હતુ. ॥ ૧૮ ॥

स देवो विश्वरूपोवै कथं वाजिमुखो भवत् ॥
एतदाश्चर्य मतुलं कथयस्व प्रसादतः ॥ १९ ॥

તેજ દેવના દેવ જગત્ રૂપ પ્રભુ ઘોડાના મુખવાળા કેમ થયા ? એ મહાન્ આશ્ચર્યની વાત આપ કૃપા કરી મને કહો. ॥૧૯॥

हिरण्याक्षस्यहनने रूपं कृत्वा वराहजम् ॥
अवनाय महातेजो प्राविशज्जल सागरे ॥ २० ॥

હિરણ્યાક્ષને મારવા સારૂ મહા તેજસ્વી એવ્હા પ્રભુ **વરાહ** નુ રૂપ ધારણ કરીને પૃથ્વીનુ સંરક્ષણ કરવા સારૂ સમુદ્રમાં પ્રવેશ કરતા હવા. ॥ ૨૦ ॥

उद्धृताच महीसर्वा सशैल वन कानना ॥
धारिताच तदा तेन दंष्ट्राग्रेस्वेन लीलया ॥ २१ ॥

વરાહભગવાને સમુદ્રમાં પ્રવેશ કરીને-પર્વતો, વનો અને આરણ્યો સુદ્ધા સંપૂર્ણ પૃથ્વીને પોતાની લીલાએ કરીને દાઢના અગ્ર ભાગને વિષે ધારણ કરી. ॥ ૨૧ ॥

कृत्वा रूपंच वाराहं कपिलः शोकनाशनः ॥
सदेवो कथमीशोयं हयग्रीवा मुपस्थितः ॥ २२ ॥

એ પ્રમાણે વરાહ રૂપ ધારણ કરીને, શોકનો નાશ કરનારા કપિલભગવાને ઘોડાનુ મુખ કેમ ધારણ કર્યું ? ॥ ૨૨ ॥

प्रह्लादार्थे सुरेशान रूपं कृत्वा भयावहम् ॥
नारसिंव्हं महातेजं सर्वकष्ट निवारणम् ॥ २३ ॥

પછી પ્રભુએ પ્રલ્હાદનું રક્ષણ કરવા સારૂ સર્વ કષ્ટને નિવારણ કરતારૂ મહાતેજસ્વી અને ભયકર એવા નૃસિંહ રૂપને ધારણ કર્યું. ॥ ૨૩ ॥

पर्वताग्नि समुद्रस्थं रक्षितं भक्त मुत्तमम् ॥
हिरण्यकशिपुंदुष्टं घातितं रजनी मुखे ॥ २४ ॥

નૃસિંહ ભગવાને પ્રલ્હાદ ભક્તનુ પર્વત, અગ્નિ અને સમુદ્રથી સંરક્ષણ કર્યું અને દુષ્ટ એવો જે હિરણ્યકશિપુ એનો સંધ્યાકાળને વિષે નાશ કર્યો. ॥ ૨૪ ॥

राज्यासनेच संस्थाप्य प्रह्लादं सुर वन्दितम् ॥
एवमद्भुत कर्माणि कृत्वान्येवहि लीलया ॥ २५ ॥

પછી નૃસિંહ ભગવાને પ્રહ્લાદનુ, જેને દેવતા નમસ્કાર કરે એવ્હા રાજ્યાસન ઉપર સ્થાન કર્યું. એ પ્રમાણે નૃસિંહભગવાને પોતાની લીલાએ કરી અદ્ભુત કર્મો કર્યાં. ॥ ૨૫ ॥

एतदाश्चर्य जनकं वचनं तव दृश्यते ॥
हन्तावै सर्वदुष्टानां अश्व त्वं समुपागतम् ॥ २६ ॥

જે સર્વ દુષ્ટોનો નાશ કરનારા તે ઘોડાના મુખવાળા થયા એ તમારૂં વચન મહા આશ્ચર્ય કરનારૂં દેખાય છે ॥ २६ ॥

वैरोचन सुतस्याग्रे याचकोऽसौभवत्तदा ॥
यज्ञेनवति नवाधिक्ये बलिनायः समर्चितः ॥ २७ ॥

જે પ્રભુ **વામન** અવતાર ધારણ કરીને બલીરાજા આગળ ભિક્ષુક થયા, ત્યારે બલીરાજાએ નવ્વાણુંવા યજ્ઞમાં ભગવાનનું પુજન કર્યું. ॥ २७ ॥

दत्ता वसुंधरा तस्मै त्रिपदाकृतमेदिनी ॥
विश्वरूपेण देवे न पाताले क्षपितो बलिः ॥२८॥

બલીરાજાએ વામન ભગવાનને ત્રણ ડગલાં પૃથ્વી આપી, ત્યારે વામન ભગવાને વિશ્વરૂપ [વિરાટરૂપ] ધારણ કરીને ત્રણજ ડગલામાં સંપુર્ણ પૃથ્વી માપીને બલીરાજાને પાતાલમાં નાખ્યો. ॥२८॥

त्रिसप्तवारंये नैव क्षत्रिया नवनीतले ॥
हत्वाददच्च विप्रेभ्यो महीं सर्वां स्वमोजसा ॥२९॥

તેજ ભગવાને પરશુરામ અવતાર ધારણ કરીને પૃથ્વીમાં એકવીસ વખત ક્ષત્રીયો માર્યા, અને પોતાના તેજથી સંપુર્ણ પૃથ્વી બ્રાહ્મણોને આપી. ॥ २९ ॥

घातितो हैहयो राजा येनवैजनमोहतः ॥
ये नैव शिशु रूपेण घातिता दुष्टचारिणी ॥ ३० ॥

વળી પણ પરશુરામ ભગવાને, પોતાના બાપને મારનારો એવા હૈહયરાજાનો નાશ કર્યો. અને તેજ પ્રભુએ **રામચંદ્રાવતાર** ધારણ કરી બાળપણમાંજ અતિ દુષ્ટ એવી તાટિકા રાક્ષસીનો વધ કર્યો. ॥ ३० ॥

राक्षसीताटिकायेन कौशिकस्य प्रसादतः ॥
विश्वामित्रस्य यज्ञस्य विस्तारो स्वयमोजसा ॥ ३१ ॥

જે રામચંદ્રજીએ વિશ્વામિત્રના પ્રસાદે કરીને તાટિકા રાક્ષસી મારીને પોતાના તેજથી વિશ્વામિત્રના યજ્ઞનો વિસ્તાર કરતા હવા ॥૩૧॥

चतुर्दश सहस्राणि घातिता राक्षसाऽध्वरे ॥
हतासूर्पनखायेन त्रिशिराचनिपातितः ॥३२॥

વિશ્વામિત્રના યજ્ઞને વિષે ચઉદ હજાર રાક્ષસો જેવને માર્યા અને સૂર્પનખાના નાક અને કાન જેવને કાપ્યા ત્રિશીરા નામનો રાક્ષસ જેવને મર્યો. ॥ ૩૨ ॥

सुहृदं वालिनं हत्वा सुग्रीवेन समन्वितः ॥
कृत्वा सेतुं समुद्रे च रणे हत्वा दशाननं ॥३३॥

તેજ રામચંદ્રજીએ સુગ્રીવનો ભાઈ જે વાલી એને મારીને અને સુગ્રીવની સહાય્યતાથી સમુદ્રમાં સેતુ બાંધીને રણ [સંગ્રામ] ને વિષે રાવણને મારીને ॥ ૩૩ ॥

धर्मारण्ये समासाद्य ब्राह्मणा ननु शासयन् ॥
शासनं च द्विजातिभ्यः दत्वाग्रामाश्चतुर्विधाः ॥३४॥

તે રામચંદ્રજી ધર્મારણ્યમાં આવીને પ્રાપ્ત થયા અને ત્યાંના ત્રિવેદી મોઢ બ્રાહ્મણોને ધર્મ વિષયક શિક્ષણ દીધું, અને ચાર પ્રકારના ગામો આપીને તાંબાના પત્ર પર દાનાદીક સર્વ લખી આપ્યુ. ॥ ૩૪ ॥

तीर्थे च धर्म वाप्यांवै सुदानान्यथदत्तवान् ॥
साधूनां पालनायासौ निग्रहायदुरात्मनाम् ॥३५॥

અને ધર્મ વાપીપર નાના પ્રકારના સારા દાનો આપ્યા. સાધુઓનું પાલન કરવા સારૂ અને દુષ્ટોને દંડ દેવા સારૂ જે રામચંદ્રજીનો અવતાર છે. ॥ ૩૫ ॥

भूत्वावैशासितं विश्वं जगदेत चराचरम् ॥
अरण्येऽधिष्ठिता देव्यो श्रीमाता प्रमुखास्तथा ॥३६॥

તેજ રામચંદ્રજીએ અવતાર ધારણ કરીને આ ચરાચર જગતને શીક્ષા દીધી. ધર્મારણ્યમાં નિવાસ કરનારીઓ ત્યાંની અધિષ્ટાતા [માલક] શ્રીમાતા મુખ્ય જેમાં એવ્હી દેવીયોનું ॥૩૬॥

सीतयासहरामेण अर्चिताच विधानतः ॥
तीर्थे स्नानंतु तत्रैव पितृ देवांश्च तर्पयत् ॥ ३७ ॥

રામચંદ્રજીએ સીતાજી સહવર્તમાન્ વિધીએ કરીને પુજન કર્યું. ત્યાંજ પિતરોત૦ દેવતાઓનું તર્પણ કર્યું અને તીર્થસ્નાન પણ કર્યું. ॥ ૩૭ ॥

अनुष्ठितः पुराणज्ञो धर्मोवै कुरुसत्तम ॥
राज्ये विर्भीपणं स्थाप्य अयोध्या मगमत्पुनः ॥३८॥

હે કુરૂસત્તમ ધર્મરાજા! પુરાણ થકી જાણવામાં આવે એવ્હો ધર્મ આચરણ કરીને અને રાજ્યને વિષે વિભીષણને સ્થાપન કરીને રામચંદ્રજી પુનઃ અયોધ્યા પ્રતી ગમન કરતા હવા. ॥૩૮॥

एवमन्यानिकर्माणि कृतानिच धरातले ॥
सदैव लीलया कृत्वा कथं सोश्च मुखो भवत् ॥३९॥

રામચંદ્રજીએ પૃથ્વીમાં એવ્હા બીજાએ પણ કર્મો ઘણા કર્યા. સદાએ લીલાએ કરીને આવ્હા કર્મ કરનારા પ્રભુ થોડાના સુખવાળા કેમ થયા? ॥ ૩૯ ॥

देवक्यां वसुदेवाच्चयादवादन्वजायत ॥
पूतनाशकटश्चैव अघकेशी अरिष्टकः ॥ ४० ॥

તેજ પ્રભુ પોતે યાદવોના વંશમાં વસુદેવ દેવકીથી કૃષ્ણ થયા. ત્યાં પૂતના, સંકટાસુર, અઘાસુર, કેશી અને અરિષ્ટાસુર એવનો નાશ કર્યો. ॥ ૪૦ ॥

वकासुरो कंस दुष्टो जरासन्धो गजस्तथा ॥
कालयवन हन्ताच नरकासुर वै रणे ॥ ४१ ॥

તેમજ બકાસુર, દુષ્ટ એવ્હો કંસરાજા, જરાસંધ, કુવલયાપીડ હાથી, કાલયવન અને નરકાસુર એવને રણમાં જેવે માર્યા.॥૪૧॥

कन्या षोडश साहस्रं ओढातेन महात्मना ॥
गुणातीतं सदा शान्तं पञ्चात्मं पञ्च वर्जितम् ॥४२॥

જે પ્રભુ રજોગુણાદિકથી વેગળા, સદાસર્વદા શાન્તરૂપ, પૃથ્વી અપ, તેજ વાયુ અને આકાશ એ પાંચ તત્વરૂપ આત્મા છે જેવનો. અને પૃથીવ્યાદિ પંચ તત્વથી વેગળા એવ્હા પ્રભુ કૃષ્ણ મહાત્મા. તેવો સોળ હજાર કન્યાઓ પરણ્યા. ॥ ૪૨ ॥

परब्रह्म समाधिस्थं ज्ञान ध्यान परायणम् ॥
धारणा ध्येय संयुक्तं आसनात्सं यमाद्रतम् ॥४३॥

જે પ્રભુ પરબ્રહ્મ સમાધિસ્થ રેહેનારા જ્ઞાન અને ધ્યાન એમાં તત્પર, ધારણા અને ધ્યાન એનાથી યુક્ત આસન અને ઇંદ્રિયોનું સમયમન એમાં પણ તત્પર ॥ ૪૩ ॥

पञ्च पञ्चेति पञ्चेति पञ्च पञ्च मयं शुभम् ॥
स्वयं देवः स्वयं देवी स्वयमात्मास्वयं शिवः ॥४४॥

પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ તત્વ, પાંચ જ્ઞાનેન્દ્રિય [મુખનેત્ર નાસીકાદી] પાંચ કર્મેન્દ્રિય ( હસ્તપાદ, ગુદ," શિશ્નાદિ) પાંચતન્માત્રા, [રૂપતન્માત્રા, રસતન્માત્રા, ગંધતન્માત્રાદી] અને પંચપ્રાણ, એ બધુંએ પ્રભુ પોતેજ રૂપછે તેજ પ્રભુ પોતેજ દેવ છે પોતેજ દેવી છે પોતેજ આત્મા છે અને પોતેજ શીવ છે.॥૪૪॥

स्वयमेवापरंब्रह्म सकर्थंहयतां गतः ॥
धर्मग्लानी गतेसोऽपी कल्की विष्णुयशास्थिरः ॥४५॥

જે પોતેજ પરબ્રહ્મ તે ઘોડાના મુખને કેમ ધારણ કરતા હવા? ધર્મ જ્યારે નીર્બલ થયો ત્યારે સ્થિર છે યશ જેવનું એવા વિષ્ણુ ભગવાન્ કલ્કી [કલંકી] અવતાર ધારણ કરશે. ॥ ૪૫ ॥

म्लेंछस्य घातकोदेवो हयारूढो महीतले ॥
इतश्चेतश्चधावन्तः सततो अरिसूदनः ॥ ४६ ॥

શત્રુનો નાશ કરનારા, તેમજ મ્લેછોનો ઘાત કરનારા, દેવ કલકી ભગવાન્ ઘોડા ઉપર બેસીને પૃથ્વીમાં આમતેમ ફરશે અને મ્લેછોનો નાશ કરશે. ॥ ૪૬ ॥

रूपंकृत्वावनित्राता सकथन्तुहयाननः ॥
अत्याश्चर्य मयंतात भवता यत्प्रकाशितं ॥ ४७ ॥

આ પ્રમાણનુ કલકી રૂપ ધારણ કરીને પૃથ્વીનુ સંરક્ષણ કરનારા ભગવાન્ ઘોડાના મુખવાળા કેમ થયા એ અતી આશ્ચર્યની વાત છે, કે જે હે તાત! આપે મારે આગળ કહી. ॥ ૪૭ ॥

वंचनंचसुरादीनां हयाननकथं हरिः ॥
एतदाचक्ष्वमेब्रह्मन् कारणं कल्पनोदितं ॥ ४८ ॥

ધર્મરાજા, વેદવ્યાસજીને કહે છે-હે બ્રહ્મન્ વેદવ્યાસજી! પ્રભુએ દેવતાઓને ઠગી અશ્વમુખ કેમ ધારણ કર્યું? એ કલ્પનાએ કરીને કહેલું સર્વ કારણ, આપ મ્હારે આગળ કહો. ॥ ૪૮ ॥

વ્યાસ ઉ૦–हयग्रीवस्यचरितं श्रुणुष्वेकाग्रमानसः ॥
पुरादेवैः पृथिव्यांच प्रारब्धं यज्ञमुत्तमं ॥४९॥

ધર્મરાજાનું આવું વચન સાંભળી, વેદવ્યાસજી ધર્મરાજાને કહે છે—હે રાજા! હયગ્રીવ ભગવાનનુ ચરિત્ર તું એક ચિત્તથી સાંભળ. પેહેલે-દેવતાઓએ પૃથ્વીમાં ઉત્તમ પ્રકારના યજ્ઞનો આરંભ કર્યો. ॥ ૪૯ ॥

वेधाचामंत्रयन्सर्वान् देवानिन्द्र पुरोगमान् ॥
समवाये सुराणांच विष्णवा गमन कांक्षया ॥५०॥

તે યજ્ઞમાં બ્રહ્મદેવે સંપુર્ણ ઇંદ્રાદિક દેવતાઓને આમંત્રણ કર્યું અને તે દેવતાઓના સમાજમાં વિષ્ણુ ભગવાન્ પણ આવે એવી ઇચ્છાથી, વિષ્ણુ ભગવાનને આમંત્રણ કર્યું. ॥ ૫૦ ॥

देवैश्चसर्वै स्तत्रापि कल्पितं देवयाजनं ॥
सोत्कंठा स्त्वमराः सर्वे विष्णुदर्शन लालसा ॥५१॥

સંપુર્ણ દેવતાઓ, વિષ્ણુ ભગવાનના દર્શનની લાલચથી હર્ષને પ્રાપ્ત થયા સતા ત્યાં દેવતાઓનું યજન કર્યું, પરંતુ વિષ્ણુ ભગવાન કંઇ આવ્યા નહિ. ॥ ૫૧ ॥

वैकुण्ठेपिगतास्सर्वे क्षीराब्धाववनीतले ॥
न दृश्यते च तै स्सर्वै नाकपाताल भूतले ॥ ५२ ॥

ત્યારે સંપૂર્ણ દેવતાઓ વિષ્ણુ ભગવાનને જોવાને વૈકુંઠમાં ગયા—ત્યાં પણ ભગવાન્ દેખાયા નહીં ત્યારે ક્ષીરસાગરમાં ગયા, ત્યાં પણ ભગવાન્ દેખાયા નહીં. પૃથ્વીમાં આવીને જોયા—ત્યાં પણ દેખાયા નહીં. સંપૂર્ણ દેવતાઓએ સ્વર્ગ, પાતાલ અને ભૂતલમાં ભગવાનને જોયા પણ ભગવાન્ કંઇએ દેખાયા નાહ. ॥ ૫૨ ॥

मोहाविष्टानरास्सर्वे इतश्चेतश्चधावतः ॥
नैवदृष्टंतदातैस्तु ब्रह्मरूपंजनार्दनम् ॥ ५३ ॥

સંપૂર્ણ જનો મોહને પ્રાપ્ત થઇ આમ તેમ દોડવા લાગ્યા, પરંતુ બ્રહ્મરૂપ સાક્ષાત્ જનાર્દન ભગવાન્ તેવને કાંઈ દેખાયા નહિ.॥૫૩॥

विचारयन्तिते सर्वे देवा इन्द्र पुरोगमाः ॥
क्यातोसौ महाविष्णुः केनोपायेन दृश्यते ॥५४॥

ઇંદ્રાદિક બધાએ દેવતાઓ મળીને વિચાર કરવા લાગ્યા કે વિષ્ણુભગવાન્ કયાં ગયા અને કયા ઉપાયે આપણને દેખાશે ? ॥૫૪॥

प्रणम्य शिरसादेवं वागीशं वदतां वरम् ॥
देवगुरोमहाधार कथयस्वप्रसादतः ॥ ५५ ॥

ત્યારે બધાએ દેવતા મળી, બોલનારાઓમાં શ્રેષ્ટ, વાણીના સ્વામી એવા બૃહસ્પતિ પ્રતિ મસ્તક વડે નમસ્કાર કરી પ્રાર્થના કરવા લાગ્યા—હે દેવગુરો! હે હમને મહા આધારરૂપ! આપ કૃપા કરીને હમને કહો કે વિષ્ણુ ભગવાન્ ક્યાં છે? ॥ ૫૫ ॥

क्षणंध्यात्वा स्वमात्मानं धिषणा कथितोहरिः ॥
वृहस्पतिरु०-न जाने केन कार्येण योगारूढो महाप्रभुः ॥५६॥

ત્યારે બૃહસ્પતિ ક્ષણમાત્ર ધ્યાન કરીને, દેવતાઓને ભગવાન્ બતાવ્યા. અને કહેવા લાગ્યા—કે હે દેવતાઓ! નથી જાણવામાં આવતું કે કયા કાર્ય માટે મહાપ્રભુ વિષ્ણુ સમાધિસ્થ થયા છે.॥૫૬॥

योग रूपो भवद्विष्णुः योगीशो हरिरच्युतः ॥
तत्र सर्वे गता देवाः यत्र देवो जगत्पतिः ॥ ५७ ॥

નાશ રહિત, યોગીયોના સ્વામી ભગવાન્ વિષ્ણુ યોગ રૂપ થયા છે [સમાધી લગાડી છે] એવું બૃહસ્પતિનું વચન સાંભળી સંપૂર્ણ દેવતાઓ—જે ઠેકાણે ભગવાને સમાધી લગાડી હતી ત્યાં જઇને પ્રાપ્ત થયા. ॥ ૫૭ ॥

तदा दृष्टो महाविष्णुः ध्यानस्थोऽसौजनार्दनः ॥
धन्वा कृष्य समाकारं सशरं दैत्य सूदनम् ॥ ५८ ॥

ત્યારે દેવતાઓએ, ભગવાન્ સમાધીમાં બેઠા છે એવા જોયા, તે કેવા? કે દૈત્યોને મારનારા અને જનનું પાલન કરનારા એવા ભગવાનને, ધનુષ્યમાં બાણ ચઢાવીને તે ધનુષ્યને ખેંચેલો છે અને સમાધી લાગી છે એવા જોયા. ॥ ૫૮ ॥

समाधिस्थं ततो दृष्ट्वा बोधोपायं प्रचक्रमे ॥
आहूताच तदावम्री इदंवचनमब्रवीत् ॥ ५९ ॥

સમાધી લાગી છે એવા જોઇને ભગવાનને જગાડવા સારૂ ઉપાય કરવા લાગ્યા. અને તેજ વખતે ઉધઇને તેડીને આ વચન કેહેવા લાગ્યા. ॥ ૫૯ ॥

देवाऊचुः-गुणभक्षं कुरुष्वेवं ये नासौ वुध्यते हरिः ॥
कृत्वर्थिनोचवैद्देवाः प्रभुं जानी महेवयम् ॥ ६० ॥

દેવતાઓ કહે છે—હે ઉધઈ! તુ ધનુષ્યની દોરી ખાઇજા. કે જેથી ભગવાન્ જાગે ! અને યજ્ઞની ઇચ્છા કરનારા હમે દેવતાઓ તે હમને યજ્ઞનો વિભાગ મળે. ॥ ૬૦ ॥

वम्रिका उ०-निद्राभङ्गंकथाछेदं दम्पत्योः प्रीतिभेदनं ॥
शिशुमातृविभेदंच कुर्वाणो नरकंव्रजेत् ॥६१॥

ઉધઇ, દેવતાઓને કહે છે-હે દેવતાઓ! નિદ્રાનો નાશ કરવો કથા (હરીકીર્તન) નો ઉચ્છેદ કરવો (તોડી નાખવુ) સ્ત્રી પુરૂષની પ્રીતી તુટે એ ભેદ કરવો, માતા અને બાલક એવની પ્રીતી તોડવવી એવા કામ કરનારાઓ નરકમાં જાય છે. ॥ ૬૧ ॥

योगारूढोजगन्नाथः समाधिस्थो महाबलः ॥
विमन्युश्चकथंदेवाः विधि नैव करोम्यहम् ॥ ६२ ॥

પુનઃ ઉધઈ, દેવતાઓને કહે છે-હે દેવતાઓ! કહો કે, યોગમાં સ્થિતી કરનારા જગતના નાથ સમાધીમાં રહેનારા મહા બલવાન્ અને ક્રોધ રહીત એવા ભગવાનને હું કેમ જગાડુ? ॥૬૨॥

ब्रह्मा उ०-भवतां सर्वभक्षंच देवकार्य मनादरात् ॥
कर्तव्यंचत्वयाचक्र्या यज्ञसिद्धिर्यथाभवेत् ॥६३॥

ત્યારે બ્રહ્માદેવ, ઉધઇને કહેવા લાગ્યા-હે ઉધઈ રે! તુ એ દેવોનુ કાર્ય અનાદર કર્યું તેથી તમે સર્વ વસ્તુ ખાનારી થાવ! હે ઉધઈ! હજી પણ તમને કહું છુ, કે જેથી યજ્ઞની સીદ્ધી થાય એવું કાર્ય તમે કરવું. ॥ ૬૩ ॥

વ્યાસ ઉ૦–वम्री शप्तास्तदावत्स ऊचुर्वै पुनरेवताः ॥
दुःखसाध्यो जगन्नाथः प्रलयानल कोविभुः ॥६४॥

વેદવ્યાસજી–ધર્મ રાજાને કહે છે, હે રાજા! હે વત્સ! જ્યારે બ્રહ્માદીક દેવતાઓએ ઉધઇને આ પ્રમાણુનો શાપ દીધો, ત્યારે ઉધઈ પુનઃ (દેવતાઓથી) કહેવા લાગી. હે બ્રહ્માદીક દેવો! પ્રલય કાળના અગ્ની સરીખા તેમજ નીગ્રહાનુગ્રહ સમર્થ એવા જગતના નાથ મહા દુઃખથી સાધ્ય થાય છે. ॥ ૬૪ ॥

सकथं लालयेद्ब्रह्मन् अस्माभिस्सुर पूजितः ॥
વમ્રિકા ઉ૦–यज्ञभागो यदीदास्ये तदाकार्यं करोम्यहं ॥६५॥

એવા ભગવાનને હું કેમ જગાડુ? પાછી ઉધઇ કહે છે–હે દેવો! જો કદી આજથી તમે હમને યજ્ઞનો વિભાગ આપો તો હમે આ કાર્ય કરીએ. ॥ ૬૫ ॥

देवाऊचुः–यज्ञांशं दापइस्यामि कुरुध्वं वो वचोमम ॥
सत्यमुक्तंच विधिना वम्रिकार्यै समाश्रिता॥६६॥

ત્યારે દેવતાઓ કહેવા લાગ્યા—હે ઉધઈ! હમે યજ્ઞનો ભાગ તને અપાવીશું, માત્ર તુ હમારૂ આટલુ કાર્ય કર. એ પ્રમાણે બ્રહ્મદેવે જ્યારે ખરૂ કહ્યું, ત્યારે ઉધઇ પોતે (ભગવાનના ધનુષ્યની) દોરીને ખાવાના કાર્યનો આરંભ કરતી હવી. ॥ ૬૬ ॥

गुण भक्षादिकंकर्म तयासर्वंकृतं नृप ॥
યુધિષ્ઠિર ઉ૦–अशक्याबोधनेदेवाः गुणभङ्गसमाधिषु ॥
एतदाश्चर्यदेवेषु सत्यं सत्यवतीसुत ॥६७॥

વેદવ્યાસજી, ધર્મ રાજાને કહે છે–હે રાજા! પછી તે ઉધઇએ ધનુષ્યની દોરીનુ ભક્ષણુ કરવાનુ કાર્ય કર્યુ. ધર્મરાજા પુછે છે, હે વ્યાસજી! ભગવાનની સમાધીને વીષે ધનુષ્યની દોરી તોડીને

ભગવાનને જગાડવા માટે દેવતાઓ અસમર્થ થયા, એ મહા આશ્ચર્યની વાત છે! હે સત્યવતીના પુત્ર! એનુ ખરૂ કારણ કહો. ॥૬૭।

વ્યાસ ઉ૦–व्यग्रचित्ताःसुराभूप आकृष्टुर्हरिकार्मुकः ॥
नजानेकेनकार्येण विष्णुमायाविमोहिताः ॥६८॥

વ્યાસજી કહે છે–હે ધર્મ રાજા? બધા દેવતાઓએ ભગવાનની માયાથી મોહને પ્રાપ્ત થઈને કેહેવા લાગ્યા–નથી જાણવામાં આવતુ કે કયા કાર્ય માટે ભગવાને સમાધીમાં ધનુષ્યની દોરી ખેંચી છે! એ પ્રમાણે બધાએ દેવતા વ્યગ્રચિત્ત થતા હવા ॥ ૬૮ ॥

गुणभक्षेकृतेतस्मिन्तत्क्षणादेवचोत्थितम् ॥
ज्याघातात्कोटिभिस्सार्धंशीर्षं छित्वादिगन्तरम् ॥६९॥

ઉધઈએ ભગવાનના ધનુષ્યની દોરી ખાધી. ખાતા ખાતા જ્યારે ધનુષ્યના મૂળ ઉપર આવી ત્યારે તેજ ક્ષણમાં ધનુષ્યનો આઘાત થઇ તેથી ભગવાનનુ મસ્તક કપાઈ દિશાન્તરમાં જતુ રહ્યુ. ॥ ૬૯ ॥

गतशीर्षेचतद्देवाः भृशमुद्विग्नमानसाः ॥
धावन्तःसर्वतोदेवाः तेशीर्षस्यावलोकने ॥७०॥

જ્યારે ભગવાનનું મસ્તક ગયું ત્યારે તે સંપૂર્ણ દેવતાઓ અત્યન્ત ઉદાસ મનના થયા. અને ભગવાનનુ મસ્તક ધુંડવા માટે દસે દિશાઓમાં દોડવા લાગ્યા. ॥ ૭૦ ॥

नपश्यन्तितदाशीर्षं ब्रह्माद्यास्त्रिदशा नृप ॥
दुःखाकुलाश्चते सर्वे ज्ञानिनस्तेप्यचिन्तयत् ॥७१॥

હે રાજા! જ્યારે બ્રહ્માદિક દેવતાઓએ ભગવાનનુ મસ્તક ન જોયું ત્યારે દુઃખાકુલ થઇને જ્ઞાનીયો પણ વિચાર કરવા લાગ્યા. ॥ ૭૧ ॥

त्वष्टत्वमसिदेवानां कार्यकर्ता सदाविभोः ॥
शीघ्रेणैवकुरुष्वत्वं वक्रंवैशार्ङ्ग धन्विनः ॥ ७२ ॥

બધાએ દેવતાઓએ વિચાર કરીને વિશ્વકર્માને તેડયા. અને કહેવા લાગ્યા-હે વિશ્વકર્મા ! તમે સદાસર્વદા દેવતાઓના કાર્ય કર નારા છો. માટે તમે જલદીથી ભગવાન્ નુ મસ્તક કરો (ધુંડીલાવો) ॥૭૨॥

नमस्कृत्यतदातस्मैतस्थेसोदेवसंसदी ॥
उवाचपरयाभक्त्या ब्रह्माणंकमलोद्भवम् ॥ ७३ ॥

દેવતાઓની સભામાં વિશ્વકર્મા પરમ ભક્તીથી બ્રહ્મદેવને નમસ્કાર કરીને કેહેવા લાગ્યા. ॥ ૭૩ ॥

त्वष्टोवाचतदादेवान् यज्ञभागंहिनास्तिमे ॥
तत्कुरुध्वंमहाभाग ततोहंप्रकरोमितत् ॥ ७४ ॥

હે દેવો ! મને યજ્ઞનો વિભાગ મળતો નથી જો આજથી મને યજ્ઞનો વિભાગ આપો તો હું આ કામ કરૂ છુ. ॥ ૭૪ ॥

ब्रह्मोवाचतदातंतु मखेभागस्तवास्तुवै ॥
सोमंचलभसेनित्यं देवैस्सह महामखे ॥ ७५ ॥

ત્યારે બ્રહ્મદેવ, વિશ્વકર્માને કેહેવા લાગ્યા—હે વિશ્વકર્મા ! આજથી તને યજ્ઞનો વિભાગ મળશે અને મ્હોટા મ્હોટા યજ્ઞોમાં દેવતાઓ સહર્તમાન્ તું અમૃતપાન કરીશ. ॥ ૭૫ ॥

तच्छ्रुत्वा वचनं त्वष्टा पुनरे वाभ्य भाषत ॥
आनयन्तु हरेः शीर्षं शरीरे सं दधा म्यहम् ॥ ७६ ॥

બ્રહ્મદેવનુ આવુ વચન સાભળી, વિશ્વકર્મા પુન. કહેવા લાગ્યા-લાવો તે ભગવાનનુ મસ્તક કયાં છે હું લગાડી દઉ અને સજીવન કરૂ. ॥ ૭૬ ॥

तच्छ्रुत्वा नास्ति तच्छीर्षं त्रिपुलोकेपुवीक्षितं ॥
उपायोन्यो विधेयोद्य यथा भवति तच्छिरः ॥ ७७ ॥

બ્રહ્મદેવ, વિશ્વકર્માનુ આવુ વચન સાંભળી કહેવા લાગ્યા હે વિશ્વકર્મા ? હમે તીને લોકમાં મસ્તક ધુંડ્યુ પણ ભગવાનનુ મસ્તક કંઇ મળતુ નથી. માટે બીજો કોઈ ઉપાય કરો, કે જેથી ભગવાનનુ મસ્તક થાય. ॥ ૭૭ ॥

किं करो मीति चिंतार्तः त्वष्टातूष्णीं स्थित स्तदा ॥
परिचिन्त्य पुनःप्राह ब्रह्माणं जगतो गुरुं ॥ ७८ ॥

બ્રહ્મદેવનુ આવ્હુ વચન સાંભળી, વીશ્વકર્મા મનમાં વિચાર કરવા લાગ્યા કે હવે મ્હારે શું કરવું ! એ પ્રમાણે ચીંતા કરી સ્તબ્ધ થતા હવા. અને પુનઃ બ્રહ્મદેવ પ્રતી કહેતા હવા. ॥ ૭૮ ॥

याज्ञीयोयं हयः स्वामिन् तच्छीर्षं संदधाम्यहं ॥
स्वामीवै देव देवस्य विष्णो रमित तेजसः ॥ ७९ ॥

હે સ્વામિન્ ! જેવના તેજનો અંત પાર નથી એવા વિષ્ણુ ભગવાન્ના દેહ સાથે આ યજ્ઞના ઘોડાનુ માથુ કાપીને લગાડુ છું. ॥ ૭૯ ॥

तच्छ्रुत्वा वचनं त्वष्टुः शक्रादिप्राहतंप्रति ॥
कुरुकार्यं महाबाहो यथा विष्णुः प्रसीदति ॥ ८० ॥

વિશ્વકર્માનુ આવુ વચન સાંભળી, ઇંદ્રાદિક દેવતાઓ વિશ્વ-કર્માને કહેવા લાગ્યા—હે મહાબાહો ! વિશ્વકર્મા ! જેથી વીષ્ણુ ભગવાન્ પ્રસન્ન થાય એવ્હુ કાર્ય તમે કરો. ॥ ૮૦ ॥

व्यास उ०—अथास्यं त्वरितःच्छित्वा याज्ञीयस्य हयस्यच ॥
संधानं कृतवान्त्वष्टा हरेः कण्ठेअसृक्स्रवे ॥८१॥

વેદવ્યાસજી, ધર્મ રાજાને કહે છે,–હે રાજા ! વિશ્વકર્મા આ પ્રમાણે બ્રહ્મદેવનુ વચન સાંભળી તરતજ તે યજ્ઞના ઘોડાનુ માથુ કાપી, રૂધિર જે કંઠમાંથી ગળે છે તે કંઠને ઘોડાનુ મસ્તક ( વિશ્વકર્માએ ) લગાડ્યુ અને લગાડતા માત્રજ ॥ ૮૧ ॥

लंबोष्टं दीर्घदंतं च कराल वदनं तदा ॥
जातं विष्णो र्महाराज हयग्रीवस्ततो भवत् ॥ ८२ ॥

લાંબા છે હોઠ જેવના અને મોટા છે દાંત જેવના તેમજ ભયંકર છે મુખ જેવનુ એવા વિષ્ણુભગવાન્ હયગ્રીવ (ઘોડાના મુખવાળા) થયા. ॥ ૮૨ ॥

तं तदा तुष्टुवुर्देवा इंद्राद्या सकला विभो ॥
पराक्रमैश्च विविधैः स्मारय न् चरितंस्वकं ॥ ८३ ॥

હે રાજા! તે સમયમાં સંપુર્ણ ઇદ્રાદિક દેવતાઓ ભગવાનના નાના પ્રકારના ચરિત્રો સ્મર્ણ કરાવતા સતા સ્તુતી કરવા લાગ્યા. ॥૮૩॥

देवाऊचुः–नमस्तेस्तु जगद्बीज नमस्ते कमलापते ॥
नमस्तेस्तुसुरेशान नमस्तेकमलेक्षण ॥ ८४ ॥

હે લક્ષ્મી ના પતી, હે જગત્‌ના કારણરૂપ, હે દેવતાઓના સ્વામી, હે કમલનેત્ર ભગવાન! આપને નમસ્કાર કરિએ છીએ.।૮૪॥

यज्ञोयज्ञपतिर्यज्वा हव्यंहोताहुतं तथा ॥
त्वदर्थन्हपतेदेव अतःशरण मागताः ॥ ८५ ॥

યજ્ઞ આપ છો, યજ્ઞના પતી પણ આપ જ છો, યજ્ઞકરતા પણ આપજ છો ઘૃત આપનું સ્વરૂપ છે; હોમનારા પણ આપ જ છો તેમજ હુતદ્રવ્ય પણ આપ જ છો હે દિવસના પતી પ્રભો! એટલાજ સારૂ હમે તમારા શરણે આવ્યા છિએ. ॥ ૮૫ ॥

वासवाग्निर्यमश्चैव नैरृतोयादसांपतिः ॥
वायुःकुवेर ईशान दिक्पालस्तव कारणम् ॥ ८६ ॥

ઇદ્ર, અગ્નિ, યમ, નિઋતિ, વરૂણ, વાયુ, કુબેર અને ઈશાન એ દસે દિશાનું પાલન કરનારા તમેજ કારણ રૂપ છો. ॥ ૮૬ ॥

लोकपाल स्वरूपत्वं चार्कश्च उष्णदीधितिः ॥
त्वमग्निर्वरुणश्चैव त्वंचकालक्षयंकरः ॥ ८७ ॥

બધાએ લોકપાલ આપનું સ્વરૂપ છે, આપ સૂર્ય છો, આપના ઉષ્ણ કીર્ણ છે. અગ્ની અને વરૂણ આપ છો અને કાલનો ક્ષય કરનારા પણ આપજ છો. ॥ ૮૭ ॥

गुणास्त्रयस्त्वमेवाऽसि गुणहीनस्त्वमेवहि ॥
गुणाढ्यस्त्वं गदा पाणे गोसा सर्वेपु जन्तुपु ॥८८॥

હે પ્રભો! રજોગુણ, તમોગુણ અને સત્વગુણ એ તમે જ છો. હે પ્રભો! ગુણહીન પણ તમેજ છો, ગુણને વિષે વ્યાપ્ત પણ તમે જ છો. હે ગદાધર પ્રભો! સર્વે પ્રાણી માત્રને વિષે સંરક્ષણ કરનારા તમે જ છો. ॥ ૮૮ ॥

तीर्थस्योत्पादने तत्र तपस्तेपे तुवै तदा ॥
धर्मारण्ये ततो गत्वा हयग्रीवो जनार्दनः ॥८९॥

આ પ્રમાણે દેવતાઓએ સ્તુતી કરીને-તીર્થને ઉત્પન્ન કરવા માટે તપશ્ચર્યા કરવા લાગ્યા. તદનંતર હયગ્રીવ ભગવાન્-સહવર્તમાન્ ધર્મારણ્યમાં આવ્યા. ॥ ૮૯ ॥

तपसोर्थे महाभाग विधिनासह भारत ॥
न शक्यं केन चित् कर्तुं आत्मनात्मैव तुष्टवान् ॥९०॥

હે મહાભાગ ધર્મ! હયગ્રીવ ભગવાન્-બ્રહ્મદેવ સહવર્તમાન્ તપશ્ચર્યા કરવા સારૂ આત્માથીજ આત્માને વિષે સંતોષ પામતા હવા. કે જે તપ કોઇપણ કરવાને સમર્થ થાય નહિ. ॥ ૯૦ ॥

ब्रह्मापि तपसायुक्तः तेपेवर्षशतत्रयम् ॥
उद्याने परमंविष्णो मायामोह विनाशिने ॥९१॥

એહ્ના ભગવાન્‌ના પ્રિયવનને વિષે-તપશ્ચર્યાથી યુક્ત બ્રહ્મદેવ તીનસો વર્ષ તપ કરતા હવા. ॥ ૯૧ ॥

यज्ञार्थ सतद्वातुष्टो देवदेवो जगत् पतिः ॥
ब्रह्मन्नमुह्यते क्वापि ममभायाप्यदुस्सहा ॥ ९२ ॥

દેવના દેવ, જગતના પતિ એવ્હા હયગ્રીવ ભગવાન-યજ્ઞ માટે બ્રહ્મદેવ પર પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે-હે બ્રહ્મદેવ! મ્હારી માયા દુસ્સહ છે તો પણ મ્હારા ભક્ત કધીએ મોહને પ્રાપ્ત થતા નથી. ॥ ૯૨ ॥

ततोलब्धवरोब्रह्मा हृष्टचित्तोजनार्दनः ॥
उवाच मधुरांवाचं सर्वेषां हितकारिणीम् ॥ ९३ ॥

તદનંતર વરપ્રાપ્ત થયો છે જેવને એવ્હા બ્રહ્મદેવ અને પ્રસન્ન ચિત્ત એવ્હા ભગવાન-સર્વેનું હિત કરનારી એવ્હી મધુર મધુર વાણી કહેવા લાગ્યા. ॥ ૯૩ ॥

अत्रैवच महत्क्षेत्रं पुण्यं पाप प्रनाशनम् ॥
विधिविष्णुमयं चैतद्भवत्वेवनसंशयः ॥ ९४ ॥

કે, આ ઠેકાણે પાપને દૂર કરનારૂં બ્રહ્મા-વિષ્ણુમયક્ષેત્ર થાવ! એમાં સંશય નહિ. ॥ ૯૪ ॥

तथेत्युक्त्वा तदाविष्णुः जगामाऽदर्शनं विधिः ॥
स्थापयित्वा विधिस्तत्र तीर्थंचैव त्रिलोचनं॥९५॥

એ પ્રમાણે કહી બ્રહ્મદેવ-મુક્તેશ નામના મહાદેવનું સ્થાપન કરી વિષ્ણુ સહવર્તમાન્ અંતર્ધાન થતા હવા. ॥ ૯૫ ॥

मुक्तेशं नामदेवस्य मोक्षतीर्थं मरिन्दम ॥
गतःसोपिसुरश्रेष्ठः स्वस्थानंसुरसेवितम् ॥ ९६ ॥

હે શત્રુને દમન કરનારા ધર્મરાજા! મહાદેવજી પણ મુક્તેશ નામના મોક્ષતીર્થપ્રતિ પોતાના સ્થાનને વિષે જતા હવા. કે જે સંપૂર્ણ દેવતાઓનું સેવેલું સ્થાન છે. ॥ ૯૬ ॥

तत्रप्रेतादिवंयान्ति तर्पणेचकृतेसति ॥
अश्वमेधफलंस्नाना त्प्राप्यतेजलपानतः ॥ ९७ ॥

હે ધર્મરાજા! તે તીર્થને વિષે તર્પણ કર્યું અસતા પ્રેતો સ્વર્ગમાં જાય છે. અને સ્નાન કરવાથી તેમજ જલપાન કરવાથી અશ્વમેધયજ્ઞના ફલની પ્રાપ્તી થાય છે. ॥ ૯૭ ॥

पुष्कर त्रयक्षेत्रस्य गङ्गासागर सङ्गमे ॥
द्वारवत्यां मुक्तिक्षेत्रे तथा उदधिसङ्गमे ॥ ९८ ॥

પુષ્કર આદી લઇ ત્રણ ક્ષેત્રને વિષે તેમજ ગંગા અને સમુદ્રના સંગમને વિષે, મુક્તીને આપનારી એવી દ્વારિકાને વિષે તેમજ નદી અને સમુદ્રના સંગમને વિષે સ્નાન કરવાથી જે ફ્લની પ્રાપ્તી થાય છે ॥ ૯૮ ॥

तत्फलं समवाप्नोति मानवश्चैक भावतः ॥
कार्तिक्यांदेवसरसि लभतेफलमुत्तमम् ॥ ९९ ॥

તે ફ્લની પ્રાપ્તી આ તીર્થમાં એક ભાવથી સ્નાન કરવાથી થાય છે. કાર્તિક માસમાં દેવસરોવરમાં જે ઉત્તમ ફ્લની પ્રાપ્તી થાય છે તે ફ્લની પ્રાપ્તી આ મોક્ષતીર્થમાં સ્નાન કરવાથી થાય છે. ॥૯૯॥

कार्तिक्यां कृत्तिकायोगे मुक्तेशंयस्तु पूजयेत् ॥
स्नात्वादेवसरे रम्ये नत्वादेवं जनार्दनम् ॥ १०० ॥

કાર્તિક માસના કૃત્તિકા નક્ષત્રમાં જે પુરૂષ આ દેવ સરોવરમાં સ્નાન કરીને જનાર્દનભગવાન્‌ને નમસ્કાર કરીને મુક્તેશ્વરનું પૂજન કરશે ॥ ૧૦૦ ॥

यःपश्येद्द्वित्रिनेत्रंच सर्वपापैः प्रमुच्यते ॥
भुक्त्वाभोगान्यथाकामं विष्णुलोकं सगच्छति ॥१०१॥

અને દર્શન કરશે તે સર્વ પાપથી મુક્ત થશે અને યથેચ્છ મનોર્થને ભોગવીને વિષ્ણુલોકને વિષે જશે. ॥ ૧૦૧ ॥

अपुत्राकाकवन्याच यास्त्रीचैवमृतप्रजा ॥
एकाम्बरेण सुस्नातौ पतिपत्न्यौ यथाविधि ॥ १०२ ॥

જે સ્ત્રીને પુત્ર ન થતો હોય, જે સ્ત્રી કાકવન્ધ્યા હોય, જે સ્ત્રીની પ્રજા મરી મરી જાય તે સ્ત્રી પતિસુદ્ધા એક વસ્ત્ર પહેરીને જો આ તીર્થમા યથાવિધિ સ્નાન કરે ॥ ૧૦૨ ॥

तद्दोषंनाशयेत्तत्र पूजनात् शिवधर्मयोः ॥
मुक्तेश्वरं समासाद्यप्राप्यते सत्फलंशुभम् ॥ १०३ ॥

તો તે દોષોથી મુક્ત થાય. મુક્તેશ્વર મહાદેવ કને આવીને જે તેવનું અને ધર્મેશ્વરનું પૂજન કરે છે તે સારા ફલને પ્રાપ્ત થાય છે. ॥ ૧૦૩ ॥

निधायवंशपात्रेच फलमन्नंयथोदितम् ॥
याद्द्याद्ब्राह्मणेशुद्धे वन्ध्यादोषात्प्रमुच्यते ॥ १०४ ॥

જે સ્ત્રી વાસડાની છાબડીમાં ફળ અને અન્ન ભરીને આ તીર્થ ઉપર પવિત્ર બ્રાહ્મણને દાન કરે તો તે સ્ત્રી વન્ધ્યત્વ દોષથી મુક્ત થાય. ॥ ૧૦૪ ॥

मुक्तेशादेन्द्रदिग्भागे कुंडंदेवविनिर्मितं ॥
तिलपिंडस्तु कर्तव्य स्तत्रप्रेत विमुक्तये ॥ १०५ ॥

મુક્તેશ્વર મહાદેવના પુર્વદિશાને વિષે દેવતાઓએ નિર્માણ કરેલો કુંડ છે, ત્યાં પ્રેતની મુક્તી થવા માટે તિલના પીંડદાન કરવા જેથી-॥ ૧૦૫ ॥

उद्धरेत्सकलान् प्रेतान् महारौरवगानपि ॥
देवसरंमहारम्यं सेवितं जन्तुभिस्सदा ॥ १०६ ॥

મહા રૌરવ નર્કમાં ગએલા પ્રેતોનો ઉદ્ધાર થાય છે. એવું દેવસરોવર મહા રમણીય અને જંતુઓ વડે સદા સેવિત—॥૧૦૬॥

युधिष्ठिर उ०—कीदृशंच सरस्तात तस्मिन्स्थाने यथाविधिम्॥
स्वरूपं सकलं चैव कथयस्व यथातथम् ।१०७।

ધર્મરાજા, વેદવ્યાસજીથી પુછે છે–હે તાત વેદવ્યાસજી! તે સ્થાનને વિષે તે કયું સરોવર? તેનું સંપુર્ણ સ્વરૂપ જેમ હોય તેમ યથાવિધી આરે આગળ કહો. ॥ ૧૦૭ ॥

व्यास उ०—साधुसाधुमहाप्राज्ञ धर्मपुत्रयुधिष्टिर ॥
यस्यापिकीर्तनान्नूनं सर्वपापैः प्रमुच्यते ।१०८।

ત્યારે વેદવ્યાસજી કહે છે–હે ધર્મપુત્ર યુધિષ્ટિર! હે મહા બુદ્ધિમાન્! તમે ઘણું સારૂં પુછયું; આ દેવસરોવરના કીર્તને કરીને પણ મનુષ્ય સર્વ પાપથી નિશ્ચય મુક્ત થાય છે ॥ ૧૦૮ ॥

मानसरःसमंतीर्थं यत्रदेवावसन्तिही ॥
अति स्वच्छतरं शान्तं गङ्गाजलसमप्रभं ॥ १०९ ॥

"માનસ" સરોવરના તુલ્ય આ દેવસરોવર જાણુનો. કે જે ઠેકાણે દેવતાઓ વાસ કરે છે. અત્યંત નિર્મળ અને શાન્ત [તાઢુ] વર્ણમાં ગંગાજળ સરખું ॥ ૧૦૯ ॥

पद्मिनीपुष्पगंधाढ्यं छन्नंपद्मैश्च तत्पयः ॥
कमलेन्दिवरैश्चैव सङ्कीर्णसर मुत्तमम् ॥ ११० ॥

કમલીનીયો તેમજ બીજા પુષ્પોના સુગંધથી વ્યાપ્ત અને કમલના પત્રોથી આચ્છાદીત થએલું છે પાણી જેનું ઇંદીવર નામના કમલોથી વ્યાપ્ત એવું તે ઉત્તમ પ્રકારનું સરોવર—॥૧૧૦॥

वटप्लक्षसमायुक्त मश्वत्थाम्रैश्चवेष्टितम् ॥
रक्तोत्पलेन पुष्पेन पद्मरागेण भूषितम् ॥ १११ ॥

કે જેના ચારે તરફ વડ, પીપળી તેમજ પીપળો અને આંબા

નાં વિગેરે ઝાડો લાગેલાં છે તેજ પ્રમાણે લાલ કમળના પુષ્પોની અને પદ્મરાગમણીઓથી શોભાયમાન ॥ ૧૧૧ ॥

अशोकैश्चैवकासारं सर्व पापविनाशनम् ॥
अनादिनिधनोद्भूतं कृतं वै ब्रह्मणापुरा ॥ ११२ ॥

અશોક (આસોપાલા)ના વૃક્ષથી શોભાયમાન એવું તે સરોવર સર્વ પાપને દુર કરનારૂ, હે રાજા! તું જાણજે. જે આજસુધી ન થએલું અને થશે પણ નહિ એવું આ સરોવર બ્રહ્મદેવે પહેલે નિર્માણ કર્યું. ॥ ૧૧૨ ॥

अनूपमंच ह्यन्येषां सरसां नृपसत्तम ॥
विधिनाकुरुते यस्तु नीलोत्सर्गं स्वशक्तितः ॥ ११३ ॥

હે રાજાઓમાં શ્રેષ્ઠ ધર્મ! બીજા સરોવરની ઉપમા જેને ન દેવાય એવું આ સરોવર છે. આ સરોવરમાં પોતાની શક્તી પ્રમાણે વીધીથકી જે નીલોત્સર્ગ [નીલ પરણાવવી] કરે છે-૧૧૩॥

प्रेतोनैवकुलेतस्य धाताच स्वयमब्रवीत् ॥
कन्यादानंच येकुर्युः विधिना तत्र भूपते ॥ ११४ ॥

તેના કુળમાં કોઈ પ્રેત થતો નથી એ પ્રમાણે બ્રહ્મદેવે પોતાના મુખથી કહ્યું છે. હે રાજા! આ ઠેકાણે જે પુરૂષ વિધીથી કન્યાદાન કરે છે-૧૧૪ ॥

ब्रह्मलोके सवैयाति यावदिन्द्राश्चतुर्दश ॥
गवांचैवगृहंदासी मेषीशैय्यादिकं तथा ॥ ११५ ॥

તે પુરૂષ ચૌદ ઇંદ્રના રાજ્ય સુધી બ્રહ્મલોકમાં વાસ કરે છે. અને જે પુરૂષ-ઘર, દાસી, ગાય, શૈય્યા, મેંઢી-॥ ૧૧૫ ॥

ददन्नेवतु विप्रेभ्यो सोऽक्षयं स्वर्गमश्नुते ॥
इदंदेवसरोनाम महात्मंशिवसन्निधौ ॥ ११६ ॥

ઈત્યાદિનું જે દાન કરે છે, તે પુરૂષ અક્ષય સ્વર્ગના સુખને ભોગવે છે. આ દેવસરોવરનું મહાત્મ મહાદેવજી આગળ જે સાંભળે છે–॥ ૧૧૬ ॥

कुलेवैतस्यन प्रेताः सुखसम्पत्तिरेवच ॥

व्यास उ०–एतत्सर्वं समाख्यातं अश्वाननस्यकारणम् ॥
प्रभावंतस्यतीर्थस्य सर्वपापप्रनाशनम् ॥११७॥

તેવના કુળમાં પ્રેત થતા નથી, સુખ અને સંપત્તિ પ્રાપ્ત થાય છે. વ્યાસજી કહે છે હે રાજા! આ પ્રમાણે મ્હેં તમારે આગળ ભગવાને ઘોડાનું સ્વરૂપ કેમ ધારણ કર્યું? એનું કારણ કહ્યું અને સર્વ પાપને નાશ કરનારૂં એવું તીર્થનું મહાત્મ પણ કહ્યું. ॥ ૧૧૭ ॥

इति श्रीस्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने देवसरमहात्मे त्रयोदशोऽध्यायः ॥ १३ ॥



व्यास उ०–श्रृणुपार्थ महाबाहो धर्म मूर्ते ररिन्दम ॥
स्थानेचस्थापिताशक्तिः काजेशैश्चैवभूपते ॥१॥

વેદવ્યાસજી કહે છે—હે મહાબાહો ધર્મમૂર્તિ, શત્રુને નાશ કરનારા હે ધર્મરાજા! સાંભળો કે તે ધર્મારણ્યમાં ક એટલે વિષ્ણુ **અજ** એટલે બ્રહ્મદેવ અને ઇશ એટલે મહાદેવજી એ ત્રણે દેવતાઓ મળી-**શક્તી** (દેવી)નું સ્થાપન કર્યું. ॥ ૧ ॥

श्रीमाता भट्टारिकाच शान्तानन्दापुरेवरे ॥
रक्षणार्थं द्विजानांच वणिजानां तथैव च ॥ २ ॥

હવે તે શ્રેષ્ઠ મોહેરકપુરમાં-શાંતા, આનન્દા અને શ્રીમાતા ભટ્ટારિકા, બ્રાહ્મણો તથા વાણીઆઓના રક્ષણ માટે સ્થાપન કર્યાં.॥૨॥

छत्राख्या च सुरैस्सर्वैः न्यस्तास्थानस्यपश्चिमे ॥
तत्रास्ते च सरश्चैव कूपंचैवाग्रतो ततः ॥
वनमध्य स्थिता साचरक्षणार्थं द्विजन्मनाम् ॥ ३ ॥

તે સ્થાનની પશ્ચિમ દિશામાં દેવતાઓએ છત્રા નામની દેવી, વનમાં રહેનારા બ્રાહ્મણોના રક્ષણ માટે સ્થાપન કરી, કે જ્યાં એક સરોવર અને તેને આગળ એક કૂપ પણ છે. ॥ ૩ ॥

असुराणांनिहन्त्री च त्रिशूलवरधारिणी ॥
सिंहारूढासुस्वरूपा वारुणीपानदर्पिता ॥ ४ ॥

અસુરોનો નાશ કરનારી, સુંદર ત્રિશૂલને ધારણ કરનારી અને સુંદર છે સ્વરૂપ જેનું, સિંહ ઉપર બેઠેલી અને વારૂણી મદિરાના પાનથી લાલ થયાં છે નેત્ર જેનાં ॥ ૪ ॥

खड्ग घण्टाधरा देवीस्तुयमाना सुरैस्सदा ॥
माहिषाख्यंकरेवामे गृहीत्वा घातितं तथा ॥ ५ ॥

ખડ્ગ અને ઘંટા ધારણ કરી છે જેને તેમજ દેવતાઓ સદાએ સ્તવન કરે છે જેનું અને ડાબા હાથથી મહિષાસુર પકડીને મારેલો છે જેને ॥ ૫ ॥

रक्षणार्थं महावीर्या विप्राणां च पुरे सदा ॥
रक्तवर्णाम्बराढ्या च पीनोन्नत पयोधरा ॥ ६ ॥

ધર્મારણ્યમાં બ્રાહ્મણોના સંરક્ષણ માટે મહાપરાક્રમી માતાએ લાલવસ્ત્ર પહેરેલું છે—માંસલ અને ઉંચા છે સ્તન જેના ॥ ૬ ॥

उद्यतादित्यबिम्बाभा मदाघूर्णितलोचना ॥
बन्धूका भासवर्णा च सुरासुर नमस्कृता ॥ ७ ॥

ઉદયને પામેલા સૂર્યના બિંબ સરખી કાંતી છે જેની, મદે કરી લાલ છે નેત્ર જેના બન્ધૂક (બપોરિયાના) પુષ્પ સરખો છે આભાસ જેનો તેમજ દેવતાઓ અને દૈત્યો નમસ્કાર કરે છે જેને ॥૭॥

एवमेषा महादिव्या पश्चिमे स्थापिता भुवि ॥
रक्षणार्थं च जन्तुनां स्थानकस्य निवासिनाम् ॥८॥

હે રાજા! એ પ્રમાણેની છત્રા દેવીનું સ્થાન, ધર્મારણ્યમાં રહેનારા જીવોની રક્ષા માટે પશ્ચિમ દિશામાં સ્થાપન કર્યું. ॥ ૮ ॥

सा देवी नृप शार्दूल स्तुता सम्पूजिता सदा ॥
ददातिसकलाभिष्टान्वरितंनृपसत्तम ॥ ९ ॥

હે રાજા! તે છત્રાદેવીનું પૂજન કર્યું અસતા સદાએ તે દેવી તરત જ સંપૂર્ણ ફળને આપે છે. ॥ ૯ ॥

तस्मिन्सरसिनृपते कृत्वास्नानादितर्पणम् ॥
पिण्ड दानादिकं सर्वं अक्षयं चैव जायते ॥ १० ॥

હે રાજા! તે સરોવરને વિષે સ્નાન, તર્પણ અને પિંડદાન કર્યું અસતા અક્ષય થાય છે. ॥ ૧૦ ॥

कूपेक्षिप्त्वातु पुष्पाणि धूप दीपादिकं तथा ॥
तस्यनो बाधते व्याधि नाशमायान्तिशत्रवः ॥११॥

અને તે સરોવર આગળના કૂપને વિષે ધૂપ-દીપ અને પુષ્પ નાખ્યાથી તે પુરૂષને રોગ બાધા કરતો નથી અને શત્રુઓ નાશ પામે છે. ॥ ૧૧ ॥

बलिदानादिकं तत्र कुर्याद्भूपस्वशक्तितः ॥
विनाशाय च शत्रूणांवृद्ध्ये सुखसम्पदां ॥ १२ ॥

હે રાજા! શત્રુનો નાશ થવાને, સુખ અને સંપદાની વૃદ્ધી થવાને યથા શક્તીથી તે કુપ આગળ બલિદાન કરવું. ॥ ૧૨ ॥

इति श्रीस्कंदपुराणे पातालखंण्डे धर्मारण्योपाख्याने
छत्रा महात्मेः चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

---

व्यास उ०-आनंदा स्थापिताचैव शक्रा शाचमनोरमा।
रक्षणार्थं द्विजातीनां माहात्म्यं श्रुणुतत्वतः ॥ १ ॥

વેદવ્યાસજી કહે છે—હે રાજા! બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરે બ્રાહ્મણના રક્ષણ માટે, મનને હરણ કરનારી ઇંદ્રના અંશથી ઉત્પન્ન થએલી આનંદા નામની દેવીનું સ્થાપન કર્યું તેનુ મહાત્મ કહુ છું તે સાંભળો. ॥ ૧ ॥

शुक्लाम्बरधरादिव्याकनका भरणैर्युता ॥
सिंहारूढा चतुर्हस्ता त्रिशूल वर धारिणी ॥ २ ॥

જે આનંદા દેવીએ ધોળુ વસ્ત્ર પહેરેલુ છે સોનાના ઘરેણાઓએ કરીને યુક્ત, સિંહપર બેઠેલા, ચાર હાથવાળા અને ત્રિશૂલ જેવે લીધેલુ છે. ॥ ૨ ॥

मुक्ताहार लतोपेता अत्युन्नत पयोधरा ॥
साधकेभ्यः प्रयच्छन्ति मंत्रपूर्णा मृतानन्नं ॥ ३ ॥

મોતીઓના હારથી યુક્ત, અતી ઉંચા છે સ્તન જેના, સાધકોની ઇચ્છિા મંત્રોથી પૂર્ણ કરનારી, અમૃત છે મુખમાં જેના. ॥૩॥

अक्षमालासिहस्ता च गदातोमरधारिणी ॥
दिव्यरूपा मनोरामा रक्षयन्तीपुरंसदा ॥ ४ ॥

અક્ષમાલા ધારણ કરનારા તરવાર છે હાથમાં જેવના, ગદા અને તોમરને ધારણ કરનારા, દિવ્ય છે રૂપ જેવનુ મનને હરણ કરનારા અને સદાએ ધર્મારણ્યનું રક્ષણ કરનારા. ॥ ૪ ॥

तत्र जप्तं हुतं दत्तं ध्यातंच नृपसत्तम ॥
अस्याग्रेच कृतंकर्म सर्वं चाक्षयकारकं ॥ ५ ॥

હે રાજા! તે ઠેકાણે જપ કરેલો, હોમ કરેલો, દાન દીધેલું, ધ્યાન કરેલું અને આ દેવી આગળ સર્વ કર્મ કરેલું અક્ષય થાય છે. ॥૫॥

सात्विकी राजसी चैव तामसी च त्रिधोदिता ॥
त्रिधाशक्तीचसानन्दा स्थितातस्मिन्पुरेवरे ॥ ६ ॥

સાત્વિકી, રાજસી અને તામસી એ પ્રમાણેની તીનપ્રકારની શક્તી આનંદા દેવી નામે કરીને, તે ધર્મારણ્યને વિષે સ્થાપન થયા.॥૬॥

पूजयेयुश्चतांविप्रा कर्पूरागरुचन्दनैः ॥
भोजनैर्पायसैः शुभ्रैःमध्वाज्यसितयासह ॥ ७ ॥

હવે બ્રાહ્મણો-સેત, ઘી અને શર્કરા, તથા દુધપાકના ભોજનથી તેમ જ અગરૂ, ચંદન કર્પુરથી તે દેવીનું પુજન કરતા હવા. ॥૭॥

चम्पकैर्जातिपुष्पैश्च शतपत्रैऋतुद्भवैः ॥
चण्डिकापूजनेनैव परंनिर्वाणमाप्नुयुः ॥ ८ ॥

ચંપાના પુષ્પો, જાઇના પુષ્પો અને ઋતુમાં ઉત્પન્ન થનારા કમલોથી ચંડિકા જે આનંદા દેવી એનું પૂજન કરીને અત્યંત આનંદને પ્રાપ્ત થતા હવા. ॥ ૮ ॥

तत्रैकाग्र मनोभूत्वा मंत्रंजप्त्वा विधानतः ॥
दशांशं जुहुयात्तत्र पायसंमधुसर्पिशा ॥ ९ ॥

તે ઠેકાણે જે પુરૂષ એકાગ્ર મનથી વિધીએ કરીને મંત્રનો જપ કરશે અને દૂધ, મધ, તથા ઘીથી દશાંશ હોમ કરશે ॥ ૯ ॥

तस्योद्देशेन तुष्टयर्थं ब्राह्मणानांच भोजनैः ॥
त्रिदिने त्रिगुणा वृद्धिस्तस्मिन्स्थाने नृपोत्तम ॥१०॥

હે રાજા! તે આનન્દાદેવીને સંતોષ પમાડવા માટે જે પુરૂષ ત્રણ દિવસ તગણા બ્રાહ્મણ ભોજન (પહેલે દિવસે ત્રણ બીજે દિવસે નવ અને ત્રીજે દિવસે સત્તાવીસ) કરશે ॥ ૧૦ ॥

साधकस्य भवेन्नूनं धनदारादि सम्पदा ॥
नहानिर्नचरोगश्च नशत्रुर्नच दुष्कृतम् ॥ ११ ॥

તે સાધક પુરૂષને નિશ્ચયે કરીને ધન, સ્ત્રી ઈત્યાદી સમ્પદા પ્રાપ્ત થશે અને તેને હાની, રોગ, શત્રુ અને દુષ્કૃત એ બાધા કરવાના નથી. ॥ ૧૧ ॥

गावस्तस्यविवर्धन्ते धनधान्यादि संकुलम् ॥
नशाकिन्योभयंतस्य नचराज्ञश्चवैरिणः ॥ १२ ॥

તે પુરૂષની ગાયો વૃદ્ધિને પ્રાપ્ત થશે. ઘર, ધન, ધાન્યથી યુક્ત થશે. શાકિની, રાજા અને વૈરી એથી ભય થવાનો નથી.॥૧૨॥

नचव्याधी भयंतस्य सर्वत्र विजयी भवेत् ॥
विद्याश्चतुर्दशास्तेन पठिताइव भासते ॥
सूर्यवद्द्योतते भूमौ आनन्दामाश्रितोनरः ॥ १३ ॥

તેમજ તેને વ્યાધીનો ભય થવાનો નથી. સઘળે ઠેકાણે જયની પ્રાપ્તી થશે. ચૌદે વિદ્યા ભણ્યો છે શું ? એવો ભાસ થશે. આનંદાદેવીનો આશ્રય કરનાર પુરૂષ પૃથ્વીને વિષે સૂર્ય સરખો તેજસ્વી થશે. ૧૩

इतिश्री स्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने
आनन्दामहात्मे पञ्चदशोऽध्यायः ॥१५॥

---

व्यास उ०—दक्षिणे स्थापिता तत्र शान्तादेवी महाप्रभो ॥
चित्राम्बर धराराजन् वनमाला विभूषिता ॥१॥

વેદવ્યાસજી કહે છે—હે રાજા તે ધર્મારણ્યના દક્ષિણ દિશાને વિષે મહા તેજસ્વી એવી શાન્તા દેવીનુ સ્થાપન કર્યું. કે ચુંદડી જેને ધારણ કરેલી છે વનમાલા જેને શોભે છે. ॥ ૧ ॥

तामसी सा महाराज मधुमत्ता मनस्विनी ॥
विष्णुना तत्रविन्यस्ता शिवपत्नी मनोरमा ॥ २ ॥

હે રાજા ! એવ્હી તામસી, મધુએ કરીને મત્ત, મનસ્વિની, મનને રમણ કરનારી, શિવની પત્ની એ પ્રમાણુની શાન્તાદેવીનું

વિષ્ણુએ સ્થાપન કર્યું. ॥ ૨ ॥

चतुर्हस्तामहारम्या मेघश्यामामनोहरा ॥
कृष्णाम्बरधरादेवी व्याघ्रयानोपरिस्थिता ॥ ३ ॥

ચાર હાત છે જેના, મેઘ સરખી શામ મનને હરણ કરનારી કાળું વસ્ત્ર પેહેરેલું, મહાતેજસ્વી અને વાઘ ઉપર બેઠેલી. ॥ ૩ ॥

घंटा त्रिशूलहस्ताच अक्षमालाकमण्डलुं ॥
अलंकृत भुजादेवी सर्वदेवनमस्कृता ॥ ४ ॥

ઘંટા, ત્રિશૂલ, અક્ષમાલા, કમંડલુ એથી શોભાયમાન છે ભુજાઓ જેની અને સર્વ દેવતાઓ નમસ્કાર કરે છે જેને ॥

धनधान्य सुतान्भोगान्भक्तेभ्योया प्रयच्छति ॥
पूजयेत्कमलैर्दिव्यैःकपुरी गरुचन्दनैः ॥ ५ ॥

ભક્તોને ધન, ધાન્ય, પુત્ર, અને ભોગ આપનારી એવ્હી શાન્તા દેવીનુ કર્પુર, અગરુ, ચંદન અને શોભાયમાન કમલો એથી જો પુજન કરે. ॥ ૫ ॥

तस्योद्देशेन तत्रैव भोजयेत् द्विजसत्तमान् ॥
कन्याश्च पूजयेत्तत्र खाद्यैराभरणैस्तथा ॥ ६ ॥

અને તે ઠેકાણે શાન્તા દેવીના ઉદ્દેશે કરીને બ્રાહ્મણ ભોજન કરે અને ખાવાના પદાર્થોથી તથા આભરણોથી કન્યાઓનુ પુજન કરે ॥૬॥

कुमार्याः पूजनेनैव प्रीताचार्ध पिनाकिनी ॥
धूपैर्दीपैः फलैः रम्यैः सुराः सर्वाः समन्वितैः ॥ ७ ॥

તેમજ કુમારીકાઓનુ પુજન કરે તો તેથી, અર્ધ પિનાકિની શાન્તા દેવી પ્રસન્ન થાય તેમજ ધુપથી દીપથી રમણીય ફળોથી અને સંપુર્ણ સુરાઓએ કરીને યુક્ત ॥ ૭ ॥

मांसैश्च विविधै दिव्यैः पशु कुक्कुटकादिभिः ॥
महामांसैःसुरामिश्रैः कल्माषे र्वटकैस्तथा ॥ ८ ॥

દિવ્ય એવહા નાના પ્રકારના માંસોથી, પશુ ( બકરા ) થી કુકડીઓથી તેમજ સુરા મિશ્ર મહામાંસો (નરમાંસો)થી, ચણાઓ અને વડાઓથી. ॥ ૮ ॥

ओदनैःकृसरान्नैश्च पूजयेत्सुसमाहितः ॥
स्तुति पाठेन तत्रैव शक्तिस्तोत्रैर्मनोहरैः ॥ ९ ॥

ભગની ખિચડીથી જે પુરૂષ પૂજન કરે છે અને દેવીના મનોહર એવા સ્તુતી પાઠ કરે છે. ॥ ૯ ॥

पुराणोक्तैश्च मंत्रैश्च पौरुषैर्नपसत्तम ॥
तस्यारिः क्षयमाप्नोति सर्वत्र विजयीभवेत् ॥ १० ॥

હે રાજા ! પુરાણના તથા વેદના મંત્રોથી જે સ્તુતી કરે છે તેના શત્રુઓનો ક્ષય થાય છે. અને તેને સર્વત્ર જય પ્રાપ્ત થાય છે.॥૧૦॥

रणे राजकुलेद्यूते लभतेजयमंगलम् ॥
गानं नृत्यंच वाद्यंच तस्मिन्स्थाने समाचरेत् ॥ ११ ॥

રણ (સંગ્રામ) ને વિષે, રાજકુલમાં તેમજ જુઓ રંભામાં તેનો જય થાય છે અને તે ઠેકાણે જે પુરૂષ ગાયન કરે, નાચે, વાજા વગાડે ॥ ૧૧ ॥

तस्यसौख्यमनन्तंच पुत्रपौत्रप्रवर्धनम् ॥
प्रसादाज्जगदम्बायाः मनुष्याणां नृपोत्तम ॥
अपर्णायाः प्रभावेण जयरूपोहिसर्वदा ॥ १२ ॥

તેને અનંત સુખની પ્રાપ્તી થાય. હે રાજા ! જગદંબાના પ્રસાદે કરીને તે પુરૂષને પુત્ર પૌત્રની પણ વૃદ્ધિ થાય. અને અપર્ણા જે શાન્તા દેવી એના પ્રભાવે કરીને સદાએ જયરૂપ થાય. ॥૧૨॥

इतिश्री स्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने शान्तादेवी महात्मे षोडशोऽध्यायः ॥१६॥

વ્યાસ ઉ०–सौम्यांशाच महाराज स्थापिताकुलमातृका ॥
श्रीमातासाप्रसिद्धाच महात्मंश्रुणुतत्वय ॥१॥
હે રાજા ! ઉત્તર દિશાને વિષે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરે પ્રસિદ્ધ એવા કુલ દેવી જે શ્રીમાતા તેવનું સ્થાપન કર્યું. તેવનું પ્રસિદ્ધ મહાત્મ કહું છું, તે સાંભળો. ॥ ૧ ॥

कुलमातामहाशक्तिः तत्रास्तेनृपसत्तम ॥
कुमारीब्रह्मपुत्रीसा रक्षार्थं विधिनाकृता ॥ २ ॥
હે રાજા ! મહા શક્તીરૂપ કુમારી બ્રહ્મદેવની કન્યા જે સર્વની રક્ષા માટે બ્રહ્મદેવે ઉત્પન્ન કરેલી એવી કુલ માતા ત્યાં છે. ॥ ૨ ॥

स्थानमाताचसादेवी श्रीमातासाविधानतः ॥
त्राणरूपा द्विजातीनां निर्मिताचत्रयीतनु ॥ ३ ॥
મહા પ્રકાશવાન્, તે સ્થાનની માતા, શ્રી માતા છે નામ જેવનું તેવને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરે બ્રાહ્મણોની રક્ષા કરવા માટે નિર્માણ કર્યાં. ॥ ૩ ॥

कमण्डलु धरादेवी घंटाभरणभूपिता ॥
अभयं चाक्षमालाच शुभासौम्यामहाद्युतिः ॥ ४ ॥
શાન્ત રૂપ, મહાતેજસ્વી, કલ્યાણ રૂપ, વરદ હસ્ત છે જેનો અક્ષમાલા ધારણ કરી છે જેને. કમંડલુને ધારણ કરનારી, ઘંટા છે હસ્તમાં જેના, નાના પ્રકારના આભુષણોથી શોભાયમાન. ॥૪॥

कुमारी ह्यादिमाताच स्थानत्राण करापरा ॥
दैत्यघ्नीकामदाचैव मायामोह विनाशिनी ॥ ५ ॥
કુમારિકા, આદિ માતા, સ્થાનનુ ( મોઢેરાનુ ) રક્ષણ કરનારા શ્રેષ્ટ રૂપ, દૈત્યોનો નાશ કરનારા, માયા અને મોહનો પણ નાશ કરનારા એવા. તે આદિ માતા. ॥ ૫ ॥

भक्तिगम्याचसादेवी कुमारी ब्रह्मपुत्रिका ॥
रक्ताम्बर धरासाच दिव्याभरणभूपिता ॥ ६ ॥

ભક્તીથી વશ થનારા, તેજસ્વી, બ્રહ્મ દેવની કન્યા, કુમારી, લાલ વસ્ત્ર ધારણ કરનારી, સુંદર આભરણોથી શોભાયમાન. ॥૬॥

चन्द्रावनिनला भासा सुरासुर नमस्कृता ॥
ॐकाराचैवसाकारा ब्रह्मविष्णवीश निर्मिता ॥ ७ ॥

ચંદ્ર, પૃથ્વી અને અગ્નિ સરીખી કાન્તીવાળી, દેવતા અને દૈત્ય નમસ્કાર કરે છે જેને, પ્રણવ રૂપ, સા કાર, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરે નિર્માણ કરેલી. ॥ ૭ ॥

ऋपयः सिद्धयक्षाश्च सुरपन्नगमानवाः ॥
प्रणमन्ति सदातांच ददातिमनसेप्सितम् ॥ ८ ॥

સિદ્ધ, યક્ષ, દેવતા, સર્પ અને માનવો સદાએ નમસ્કાર કરે છે જેને તેમજ ઇચ્છિત ફળને આપનારી. ॥ ૮ ॥

पालयन्ती च तत्स्थानं विप्रैर्देवैरधिष्ठितं ॥
यथौरसान्सुतान्माता रक्षयन्ती यथाविधि ॥ ९ ॥

જે પ્રમાણે માતા પુત્રોનું પાલન કરે તેજ પ્રમાણે બ્રાહ્મણોથી, દેવોથી વ્યાપ્ત ધર્મારણ્યનુ પાલન કરનારી. ॥ ૯ ॥

उपद्रवास्तु सर्वेपां नाशयंती च सर्वदा ॥
यथाघोरं तमश्चैव नश्यति भास्करोदये ॥ १० ॥

જે પ્રકારે સુર્યનો ઉદય થયો અસતા ઘોર અંધકારનાશને પ્રાપ્ત થાય છે તે પ્રમાણે સદાએ સર્વનો ઉપદ્રવ નાશ કરનારી. ॥ ૧૦ ॥

तथा विघ्नान्यपहरेत् ब्रह्मपुत्रि यशस्विनी ॥
हेमंते शिशिरे प्राप्ते पूजयेज्जगदम्बिकां ॥ ११ ॥

તેજ પ્રમાણે સંપુર્ણ વિઘ્નોને શ્રી માતા નાશ કરે છે. હેમંત ઋતુ અને શિશિર ઋતુ પ્રાપ્ત થઈ અસતા જગદમ્બાનુ પુજન કરવું. ॥ ૧૧ ॥

स्नापयेद्वन्हि तप्तैश्च पानीयैश्च मनोहरैः ॥
तिलैरामलकैस्सार्धं दिव्यैश्च कुसुमान्वितैः ॥ १२ ॥

સુગંધી પુષ્પોથી યુક્ત તિલી અને આમળાથી ભગવતીનુ અંગ મર્દન કરી સુંદર ઊના જળ વડે સ્નાન કરાવવું. ॥૧૨॥

परिधाप्यारुणैः शुभ्रैः दुकुलैश्चमनोरमैः ॥
अनुप्रलेपयेतद्देवी श्रीखंडैरक्षतान्वितैः ॥ १३ ॥

લાલ, ધોળા મનને હરણ કરનારા વસ્ત્રો પેહેરાવીને ગંધાક્ષત સમર્પણ કરવા. ॥ ૧૩ ॥

मृगनाभ्यादिभिश्चैव कृष्णागरुविमिश्रितैः ॥
कर्दमैरर्चयेद्देवीं कुंकुमैर्जातिपुष्पकैः ॥ १४ ॥

કસ્તુરી, કેસર, કૃષ્ણાગરૂ, ચંદન, કંકુ અને જાઇના ફુલ એ ભગવતીને સમર્પણ કરવા. ॥ ૧૪ ॥

तथातांकरवीरैश्च नानावर्णैसितासितैः ॥
चम्पकैःकेतकी दिव्यैः जपामध्यान्ह संज्ञितैः ॥ १५ ॥

તેજ પ્રમાણે ભગવતીને ધોળા અને લાલ કરેણના ફુલ, ચંપાના ફુલ, કેવડો, જાવાના ફુલ તેમજ બપોરિયાના ફુલો ચઢાવવા. ॥ ૧૫ ॥

दमनैश्च महापुष्पैः बिल्वपत्रै रखण्डितैः ॥
पलाशकुसुमैःपूज्या प्रसन्नाभक्तवत्सला ॥ १६ ॥

દવણો, કમલ, અખંડિત બિલ્વપત્ર અને પલાશના ફુલ એથી પ્રસન્ન અને ભક્તવત્સલ એવા જગદમ્બાનુ પૂજન કરવું. ॥૧૬॥

तस्योद्देशेनकर्तव्यं कुमारी विप्रभोजनं ॥
एकाग्रमानसोभूत्वा नियमीच दृढव्रतः ॥ १७ ॥

નિયમ રાખનાર, દ્રઢવ્રતી, એકાગ્રમન થઇને ભગવતીના ઉદ્દેશે કરીને કુમારિકા અને બ્રાહ્મણ જમાડવા. ॥ ૧૭ ॥

स्तोत्रंवैचण्डिकायास्तु दुष्टदैत्य निवर्हणम् ॥
श्रावयेच्चैवतत्रापि भवानीं जगदम्बिकाम् ॥ १८ ॥

દુષ્ટ દૈત્યોના નાશવાળુ ચંડિકાનુ સ્તોત્ર ભવાની જગદમ્બાને સંભળાવવું. ॥ ૧૮ ॥

सातुष्टाचवरंदद्यात्स्थापिता पूजितास्तुता ॥
अपुत्रोलभते पुत्रान् विद्यांभार्यां सुखं तथा ॥ १९ ॥

શ્રી ભગવતીનું સ્થાપન કરી પૂજન અને સ્તવન કર્યું અસતા, ભગવતી પ્રસન્ન થઇ વરદાન આપે છે. અપુત્રીને પુત્ર પ્રાપ્ત થાય છે. વિદ્યા, સ્રી અને સુખ એ જગદમ્બાની કૃપાથી પ્રાપ્ત થાય છે.।૧૯।

अन्तेच परमंस्थानं यत्सुरैरपि दुर्लभम् ॥
प्राप्नोतिपुरुषोनित्यं श्रीमातायाप्रसादतः ॥ २० ॥

શ્રી માતાના પ્રસાદે કરીને તે પુરૂષ નિત્ય, દેવતાઓને પણ દુર્લભ એવા પરમ સ્થાનને અંતે પ્રાપ્ત થાય છે. ॥ ૨૦ ॥

इतिश्री स्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने
श्रीमातामहात्मे सप्तदशोऽध्यायः ॥ १७ ॥

---

रुद्र उ०–श्रुणुस्कंदमहाप्राज्ञ अद्भुतंच कृतंतया ॥
स्थाने दुष्टोमहादैत्यः आगतो विघ्नकारकः ॥१॥

મહાદેવજી, સ્વામિ કાર્તિકને કહે છે—હે સ્કંદ ! સાંભળો,

કે તે દેવીએ એક મહા અદ્દભુત કામ કર્યું. કે તે સ્થાનમાં એક મહા દુષ્ટ દૈત્ય વિઘ્ન કરનારો આવ્યો. ॥ ૧ ॥

हतोतयामहादेव्या महादुष्टोऽसुरस्तदा ॥
तदास्थानायकाविप्राः प्रहृष्टास्तेनकर्मणा ॥ २ ॥

ત્યારે જગદમ્બાએ તે દુષ્ટનો નાશ કર્યો. તે સમયે ધર્મારણ્યના બ્રાહ્મણો જગદમ્બાના આ કર્મથી મહાન્ હર્ષને પ્રાપ્ત થયા. ॥ ૨ ॥

स्कंद उ०–कोसौदुष्टो महादैत्यो हतेतस्मिन्पुरेवरे ॥
हे प्रभो ब्रह्मपुत्र्यास्तु कस्माज्जातश्च संगरः ॥ ३ ॥

હે પ્રભો શીવજી! મહા દુષ્ટ એવો કયો તે દૈત્ય? અને ધર્મારણ્યમાં બ્રહ્મદેવની કન્યા ભગવતી એનાથી કાં સંગ્રામ થયો? ૩

शिव उ०–एतत्सर्वं समाचक्ष्व विस्तरेण महद्युते ॥
एकदा च महादुष्टः कर्णाटाख्यो महासुरः ॥ ४ ॥

હે મહા તેજસ્વી શીવજી! આ બધુંએ વિસ્તારે કરીને મારે આગળ કહો. ત્યારે મહાદેવજી કહે છે–હે પુત્ર? એક સમયમાં મહાદુષ્ટ કર્ણાટ નામનો મહા અસુર–॥ ૪ ॥

आगतोसौ समीपेतु धर्मारण्ये सुशोभने ॥
विघ्नं करोति दुष्टोसौ दम्पत्योः सततं भुवि ॥ ५ ॥

ધર્મારણ્યના સમીપમાં આવીને, બ્રાહ્મણોના સ્ત્રી–પુરૂષના જોડાઓને વિઘ્ન (નાશ) કરવા લાગ્યો. ॥ ૫ ॥

धर्मारण्यस्य संभूतां वसतां च द्विजन्मनां ॥
अपहरन्महादुष्टोः दम्पत्योः सततं भुवि ॥ ६ ॥

તે મહાદુષ્ટ દૈત્ય, ધર્મારણ્યની પૃથ્વીમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણોના જોડાઓને હરણ કરવા લાગ્યો. ॥ ૬ ॥

महाघोरतरंकर्म कुर्वन्तास्मिन्पुरेवरे ॥
तत्रोद्विग्नाद्विजाः सर्वे त्रासयन्तः दिशोदश ॥ ७॥

એ પ્રમાણે ધર્મારણ્યમાં મહાઘોર કર્મ કરવા લાગ્યો ત્યારે આ ત્રાસથી ઉદ્વેગને પ્રાપ્ત થયેલા બ્રાહ્મણો એ રાક્ષસને દસે દિશામાં જોવા લાગ્યા. ॥ ७ ॥

न पश्यन्तीच तंदुष्टं उद्विग्नाश्चबभूवुते ॥
श्रीमाता च वरादिव्या ब्राह्मी सौम्या वरप्रदा ॥ ८ ॥

જ્યારે તે દુષ્ટને કંઇએ પણ ના જોયો ત્યારે બ્રાહ્મણો મહા ઉદ્વિગ્ન થયા અને વિચાર કરવા લાગ્યા કે તેજસ્વી, બ્રહ્મદેવની સૌમ્યકન્યા, વરને આપનારી શ્રીમાતા આપણા દુઃખને દુર કરશે. ૮

नाशयिष्यतितंदुष्टं प्रसन्नासामहद्युतिः ॥
एकचित्तास्तु सुस्नाताः जितेन्द्रियाश्चतन्मनाः ॥
मीलितास्तु गतास्तत्र यत्र ब्रह्म कुमारिका ॥ ९॥

મહા તેજસ્વી, પ્રસન્ન વદન એવી જગદંબા તે દુષ્ટોનો નાશ કરશે, એવો વિચાર કરી; જીતેંદ્રિય અને એકચિત્ત, ભગવતીમાંજ છે મન જેવનું એવાં બ્રાહ્મણો સ્નાન કરીને સઘળાએ-ખટ્ટા થઇને, જ્યાં શ્રીમાતા હતાં ત્યાં જઇને પ્રાપ્ત થયા. ॥ ९ ॥

पूजयित्वार्चितामाता चंदनाद्य सुशोभनैः ॥
पुष्पैर्धूपैश्चनैवेद्यैः भक्तियुक्तै स्तदानृप ॥ १० ॥

હે રાજા! ચંદન, પુષ્પ, ધુપ, દીપ, નૈવેદ્યથી ભક્તી પૂર્વક શ્રીમાની પૂજા કરીને ॥ ૧૦ ॥

स्तुतिमारे भिरेतत्र वाङ्मनः कायकर्मभिः ॥
एकचित्ता महाराज ब्रह्मपुत्री पुरस्थिताः ॥ ११ ॥

હે રાજા! તે સંપૂર્ણ બ્રાહ્મણો કાયા, વાચા અને મનથી એકચિત્ત થઇને ભગવતી આગળ સ્તુતીનો આરંભ કરતા હવા. ૧૧

विप्राऊचुः–नमस्तेब्रह्मपुत्रित्वां नमस्तेब्रह्मचारिणी ॥
नमस्तेजगतांमातु र्नमस्ते सर्वगे सदा ॥१२॥

બ્રાહ્મણો કહે છે–હે બ્રહ્માની પુત્રી! તમને નમસ્કાર અસો. હે બ્રહ્મમાં રમણ કરનારા. હે જગતની માતા, હે સદાએ સર્વમાં રહેનારા તમને નમસ્કાર અસો ॥ ૧૨ ॥

ह्रींकारी वेदरूपाच क्लींकारीत्वं महद्युते ॥
आदिमध्यावसानात्वं त्राहिचास्मान्सुशोभने ॥ १३ ॥

હે સુશોભને માતા! હ્રીંકાર બીજરૂપ અને વેદરૂપ ક્લીંકાર રૂપ પણ તમે જ છો. હે મહા તેજરૂપ! આ જગતના આદિ, મધ્ય અને અંત એમાં તમેજ વ્યાપ્ત છો. માટે હમારૂં સંરક્ષણ કરો. ॥ ૧૩ ॥

महापापीचदुष्टाङ्गो दैत्योयं वाधतेधुना ॥
त्राणरूपा त्वमेकाच अस्माकं कुलदेवता ॥ १४ ॥

હે માતા! સાંપ્રત કાળમાં, મહાદુષ્ટ છે શરીર જેનું એવો આ મહાપાપી કર્ણાટ નામનો દૈત્ય હમને બાધા કરે છે તો હમારૂં સંરક્ષણ કરનારી હમારી કુળદેવતા તમેજ છો. ॥ ૧૪ ॥

स्तुतासम्पूजिता भक्तैः श्रीमाताच तदाद्विजैः ॥
प्रत्यक्षासाभवत्तत्राद्विजान्वर प्रवर्धिनी ॥ १५ ॥

એ પ્રમાણે ભક્ત એવા જે બ્રાહ્મણો એવે શ્રી માતાની પૂજા અને સ્તુતિ કરી, ત્યારે બ્રાહ્મણોને વરદાન આપનાર એવાં માતા ત્યાં પ્રત્યક્ષ પ્રગટ થયાં અને બ્રાહ્મણોને કહેવા લાગ્યાં ॥ ૧૫ ॥

श्रीमाता उ०–ददामिवो द्विजातिभ्यो यथेच्छं वक्तुमर्हथ ॥
भक्त्याच भवतां विप्राः करिष्येनात्र संशयः ॥ १६ ॥

હે બ્રાહ્મણો! તમારૂં જે દુઃખ હોય તે કહો, તમારી ભક્તીએ

કરીને તમારૂં શુભ કાર્ય કરીશ અને વરદાન આપીશ એમાં સં-શય જાણુશો નહિ. ॥૧૬

द्विजाऊचुः-त्वंचधर्त्री महाविद्या त्रैविद्यानां पुराकृता ॥
कर्णाटाख्यो सुरोरौद्रो घातयत्वं महद्युते ॥१७॥

એ પ્રમાણેનું શ્રીમાતાનું વચન સાભળી બ્રાહ્મણો કહે છે- હે મહાવિદ્યામા! પહેલે ત્રિવેદી બ્રાહ્મણોના પાલન કરનારા તમને કર્યા છે. માટે હે મહાતેજસ્વી માતા! મહા ભયંકર એવો કર્ણાટ નામના દૈત્યનો નાશ કરો. ॥ ૧૭ ॥

श्रीमाता उ०-तथेत्युक्त्वातु सादिव्या प्रहसन् कुलदेवता॥
वधोपायं प्रकर्तव्यं भक्तानां रक्षणायवै॥ १८॥

હે બ્રાહ્મણો ઘણુ સારૂં! એ પ્રમાણે કહી, માતાજી હસવા લાગ્યાં અને ભકતોનું રક્ષણ કરવા માટે કર્ણાટ દૈત્યને મારવાનો ઉપાય કરવા લાગ્યા. ॥ ૧૮ ॥

ततःकोप पराजाता श्रीमातानृपसत्तम ॥
कोपेन भृकुटीवक्रा रक्तनेत्राचसातदा ॥ १९ ॥

હે રાજા! ત્યારે શ્રી માતાને અત્યંત ક્રોધ ચઢયો. ક્રોપથી ભમરો વાંકી થઈ ગઇ અને નેત્રો પણ લાલ થયા. ॥ ૧૯ ॥

कोपेनमहता विष्टा वमन्तीपावकंतदा ॥
तस्याःतेजात्तुसंभूता मातङ्गीवरगामिनी ॥ २० ॥

જ્યારે માતાજીને મહાન્ ક્રોધ ચઢયો ત્યારે મુખમાંથી અગ્ની ઓકવા લાગ્યા અને તે માતજીના તેજથી **માતંગી** નામની એક દેવી ઉત્પન્ન થઇ. ॥ ૨૦ ॥

कालीकरालवदना शुभनासा च शोभना ॥
रक्तमाल्याम्बरधरा मदाघूर्णित लोचना ॥ २१ ॥

કાળુ છે સ્વરૂપ જેનું, ભયંકર છે મુખ જેનું, સુંદર નાક વાળી, અત્યંત શોભાયમાન અને લાલ ફુલની માળા પહેરેલી, મદથી લાલ થયાં છે નેત્ર જેના ॥ ૨૧ ॥

धनुर्बाणधरादेवी खड्ग खेटक धारिणी ॥
कुठारं छुरिकां चैव त्रिशूलं पान पात्रकं ॥ २२ ॥

ધનુષ્ય અને બાણ લીધેલા, મહા તેજસ્વી, ખડ્ગ અને બાણ ધારણ કરેલા, તેમજ કોહ્વાડી, છરી, ત્રિશૂલ અને મદ્યપાત્ર એ ધારણ કરેલા છે જેને. ॥ ૨૨ ॥

अक्षमाला धरानित्या मद कुंभानुधारिणी ॥
गदा सर्पचपरिघंशंखं चक्रं च पाशकं ॥ ॥२३॥

નિત્યસ્વરૂપા એવી અને અક્ષમાળાને ધારણ કરનારી તેમ જે મદકુંભને ધારણ કરનારી, ગદા, સર્પ, ખાંડુ, શંખ, ચક્ર અને ફાંસો એ ધારણ કર્યાં છે જેને. ॥ ૨૩ ॥

शक्तिं च तोमरैरेभिः भुजैरष्टादशैः शुभैः ॥
किंकरोमि महाप्राज्ञाः भापयन्ती द्विजान्प्रति ॥२४॥

શકતી, ગુરૂજ એવા અઢાર આયુધથી અઢારે ભુજા શોભે છે જેની એવ્હી માતંગી, બ્રાહ્મણોને પુછે છે—હે બ્રાહ્મણો! હુ તમારૂં શું કામ કરૂં? ॥ ૨૪ ॥

कर्णाटाख्यो महादैत्यो धातय इति भापितम् ॥
तत्रा भवतमहद्युद्धं तुमुलं रोमहर्पणम् ॥ २५ ॥

એવ્હું જ્યારે માતંગીએ પુછ્યુ ત્યારે માતંગીનુ વચન શ્રવણ કરીને બ્રાહ્મણોએ કહ્યું હે માતા! કર્ણાટ નામના દૈત્યને મારો. ત્યારે માતંગીનુ અને કર્ણાટ દૈત્યનુ, રૂવાડાં ઉભા કરે એવા મહાયુદ્ધનો પ્રારંભ થયો. ॥ ૨૫ ॥

मातङ्ग्यास्सहसंजातं दानवेननृपोत्तम ॥
दिव्यास्त्रैश्चैवविविधैः देव्यास्सहरणांगणे ॥ २६ ॥

વ્યાસજી કહે છે-હે રાજા ! તે રણસંગ્રામમાં માતંગીનું અને દૈત્યનું નાના પ્રકારના શસ્ત્રોથી તેમજ અસ્ત્રોથી યુદ્ધ થવા લાગ્યું. ૨૬

युयुधे तत्रवै देव्या लीलयैवशरोत्करान् ॥
सकरंचधनुः छित्वापातयामास भूतले ॥ २७ ॥

તે દૈત્ય હાથમાં બાણ લઇને, લીલાએ કરીને માતંગીથી યુદ્ધ કરવા લાગ્યો ત્યારે માતંગી દેવીએ એક બાણ એવો માર્યો કે ધનુષ્ય સહવર્તમાન્ કર્ણાટનો હાથ કપાઇ પૃથ્વી ઉપર પડયો.૨૭

मुद्गरंच महाघोरं गृहीत्वाचा सुरोत्तमः ॥
ताडयामासतां देवीं रोपेण महतावृतः ॥ २८ ॥

ત્યારે અસુરોમાં શ્રેષ્ટ જે કર્ણાટ દૈત્ય તે મહા ક્રોધને પ્રાપ્ત થઇને હાથમા મહા ભયંકર મુદ્દગર (મુસળ) લઇને દેવીને મારતો હવો. ॥ ૨૮ ॥

ત્યારે ધર્મારણ્યમાં મહાન્ દુઃખ થયું, બ્રાહ્મણો ભયને પ્રાપ્ત થઈને દસે દિશાઓમાં નાસવા લાગ્યા. ॥ ૩૧ ॥

ततस्ते चिन्तयामासुः वणिग्विप्रास्समाकुलाः ॥
प्रहृष्टा तु तदा देवि माभैषी रितिसावदन् ॥ ३२ ॥

તે સમયમાં વાણિયા અને બ્રાહ્મણો મહા ચિંતા કરવા લાગ્યા. તેવની એ પ્રમાણુની ચિંતા જોઈ માતંગી દેવી તેજ વખદ મહા હર્ષને પ્રાપ્ત થયા અને બીશોમા ! બીશોમા ! એ પ્રમાણે કેહેવા લાગ્યા. ॥ ૩૨ ॥

हनिष्येअसुरंदुष्टं कृत्वा पानादनंतरं ॥
पपौदेवीतुमैरेयं वधार्थे सामहानना ॥ ३३ ॥

હે બ્રાહ્મણો! હે વણિકો! તમે બીશો નહિ. હું મદ્યપાન કરીને હમણાં આ દુષ્ટને મારૂં છું. એ પ્રમાણે કહી મહા(મોટું) છે મુખ જેનું એવા માતંગી મદ્યપાન કરતા હવા. ॥ ૩૩ ॥

मातङ्गीच तदाक्रुद्धा हननार्थेतुतस्यवै ॥
कर्णाटंचमहादैत्यं न पश्यतितदावसा ॥ ३४ ॥

અને દૈત્યને મારવા માટે મહા ક્રોધને પ્રાપ્ત થયા. ત્યારે કર્ણાટ દૈત્ય પોતે બ્હીને અંતર્ધાન થઇ ગયો ॥ ૩૪ ॥

ततोदेव्याक्षणंध्यात्वा क्वगतोसौ महासुरः ॥
छेदयामासतां मायां स्वप्नप्रायां स्वतेजसा ॥ ३५ ॥

ત્યારે દેવીએ ક્ષણમાત્ર ધ્યાનકરીને અરે તે દુષ્ટ દૈત્ય ક્યાં ગયો ? એવું કહીને પોતાના તેજવડે સ્વપ્ન સરખી તે દૈત્યની માયા છેદન કરી. ॥ ૩૫ ॥

दृष्टःकर्णाट कोदुष्टो युयुधेच परस्परम् ॥
दिव्यास्त्रैर्विविधै श्चैव घातयन्तः परस्परम् ॥ ३६ ॥

ત્યારે દુષ્ટ કર્ણાટ દૈત્ય દેખાયો, ત્યારે પુનઃ નાના પ્રકારના શસ્ત્ર, અસ્ત્ર,* વડે કરીને પરસ્પર યુદ્ધ થવા લાગ્યું. ॥ ૩૬ ॥

वारयामासशस्त्राणि देवी क्षिप्तानिवैतदा ॥
स्वरस्त्रैश्च महादेवी घातयामास चोरसी ॥ ३७ ॥

દેવીએ મારેલા રણાંગણમાં શસ્ત્ર કર્ણાટ દૈત્ય વચાવવા લાગ્યો, ત્યારે દેવીએ અસ્ત્રથી દૈત્યની છાતી ફોડી નાંખી. ॥ ૩૭ ॥

उभयौस्पर्धमानौतौ अन्योऽन्यं जयकांक्षिणौ ॥
विधायमायांमहतीं शुक्राचार्य कृतांतदा ॥ ३८ ॥

આપસ આપસમાં જયની ઈચ્છાએ કરીને સ્પર્ધાથી લડનારા એવા બે જણામાં પુનઃ કર્ણાટ દૈત્યએ મહાન મ્હોટી શુક્રાચાર્યની માયાનો વિસ્તાર કર્યો. ॥ ૩૮ ॥

ततोदेवी तिग्म तेजा अभवच्चैव तत्क्षणात् ॥
तदायुद्धं परित्यक्त्वा दैत्यराजो विमूढधीः ॥ ३९ ॥

ત્યારે માતંગી દેવીએ પોતાના કઠોર તેજથી પુનઃ દૈત્યની માયાનો નાશ કર્યો. ત્યારે તે મુર્ખ બુદ્ધી દૈત્ય, યુદ્ધનો પરીત્યાગ કરી ॥ ૩૯ ॥

सन्निधौतु गतस्तत्र श्रीमाता यत्रातिष्ठति ॥
रूपं मारसमंकृत्वा पतिपति समापत ॥ ४० ॥

કામદેવ સરખુરૂપ ધારણ કરી–હું તારો પતી છું ! પતિ છું એમ કહી જે ઠીકાણે શ્રીમાતા હતાં ત્યાં,કને આવી આપ્ત થયો. ॥૪૦॥

वरयत्वंहि मां देवी वीरोहं भुवनत्रये ॥
श्रीमाता उ०–साध्येदंचत्वयाप्रोक्तं दैत्यराज तवप्रियं ॥४१॥

હે દેવી ! તીને લોકમાં હું મહા પરાક્રમી છું માટે તુ મને

*અસ્ત્ર એટલે મંત્ર ભણીને બાણ મારવો.

૪૨. એવું જ્યારે દૈત્યનુ વચન સાંભળ્યું ત્યારે શ્રીમાતા કહેવા લાગ્યા. હે દૈત્યરાજ ! તનેજ પ્રિય એવું તારૂ વચન ઘણું સારૂ છે. ॥ ૪૧ ॥

रूपेण सदृशोनान्यो विद्यते भुवनत्रये ॥
प्रतिज्ञा मेकृतापूर्वंश्रूयताम सुरोत्तम ॥४२॥

હે અસુરોમાં શ્રેષ્ઠ દૈત્ય ! તીને લોકમાં તારે સરખો રૂપવાન્ કોઇ નથી. એ હું જાણું છું, પણ મ્હે પેહેલે પ્રતિજ્ઞા કરી છે તે સાંભળ. ॥ ૪૨ ॥

ममानुजाशुभाश्यामा विवाहे विघ्नकारिणी ॥
पित्रामेस्थापिता दैत्य रक्षार्थे किलशामला ॥४३॥

હે દૈત્ય ! વિવાહમાં વિઘ્ન કરનારી, શામવર્ણની અને શોભાયમાન્ એવ્હી મ્હારી ન્હાની બેહેન **શામલા** નામની–મ્હારા પિતાએ બ્રાહ્મણોની અને વણિકોની રક્ષા માટે સ્થાપન કરી છે. ॥ ૪૩ ॥

नकश्चिद्वरयेत्कन्या इत्युक्त्वा स्थापितातया ॥
कथयाशु तववचो श्रुत्वोपायंकरोम्यहम् ॥४४॥

આ કન્યાને કોઇ પરણશે નહી ! એ પ્રમાણે કહી મ્હારા પિતાએ સ્થાપન કરી માટે તેથી તુ ત્હારૂ વચન કહે. પછી હું શામલાનુ વચન સાંભળી ઉપાય કરીશ. ॥ ૪૪ ॥

भगिनीमेऽस्ति दैत्येन्द्र शामला अपरिग्रहा ॥
तयाऽहंरक्षिताशूर श्रेष्ठां पूर्वेण चोद्वह ॥ ४५ ॥

હે દૈત્યેન્દ્ર ! તે મ્હારી બેહેન શામલાનુ હજી કોઇએ પાણિગ્રહણ કર્યું નથી. હે શૂર ! મ્હારૂં તે રક્ષણ કરે છે માટે પેહેલે તેને પરણ. ॥ ૪૫ ॥

सपिता तां महावीर दास्यान्तिवै शुभामिमाम् ॥
गच्छत्वं चागता ह्येषा शामलाकोप संयुता ॥४६॥

હે વીર! મ્હારા પિતા-શામલા તને આપસે, તુ જા? જો! કોપથી યુક્ત શામલા બેહેન આ આવી રહી છે. ॥ ૪૬ ॥

ततः कर्णाटकः क्रुद्धो गृहीत्वा शक्तिशामलाम् ॥
अभिधावत दुष्टात्मानिधनार्थेचशामलाम् ॥४७॥

એવું સાંભળી કર્ણાટક દૈત્ય મહાક્રોધને પ્રાપ્ત થઈ હાથમાં શક્તિ લઈ શામલાને મારવા સારૂ તે દુષ્ટાત્મા શામલાપર દોડયો. ॥ ૪૭ ॥

आगतंचासुरंदृष्ट्वा शुनारूढा महाबला ॥
विवाहार्थं समायातो तयासौदैत्य घातितः ॥४८॥

વિવાહના અર્થે આવેલા દૈત્યને જોઇને, કુત્રા ઉપર બેઠેલી જે શામલા દેવી એણે તેજ વખદ કર્ણાટ દૈત્યને મારી નાખ્યો. ॥ ૪૮ ॥

महायुद्धमभूत्तत्र घातितस्तुदिवंगतः ॥
धर्मारण्ये महाशक्तिः कौमारीच अरिन्दम ॥४९॥

વેદવ્યાસજી કેહે છે-હે શત્રુનો નાશ કરનારા રાજા ધર્મ? તે સમયમાં ધર્મારણ્યમાં મહા ભયંકર યુદ્ધ થયુ. મહાશક્તી અને કુમારી જે શામલા એણે મારેલો કર્ણાટ દૈત્ય તે સ્વર્ગને વિષે જતો હવો. ॥ ૪૯ ॥

माघेकृष्ण तृतीयायां कर्णाटाख्योनिपातितः ॥
ततोविप्राःप्रहृष्टास्ते जयमात रुदीरयन् ॥५०॥

માઘવધત્રીજને દિવસે કર્ણાટ દૈત્યને માર્યો-તેથી બ્રાહ્મણો મહા હર્ષને પ્રાપ્ત થઇને. જય મા! જય મા! એ પ્રમાણે શબ્દ કરવા લાગ્યા. ॥ ૫૦ ॥

ततोत्सवं प्रकुर्वीत गीतंनृत्यं शुभप्रदं ॥
पायसैर्वटकैश्चैव नैवेद्यं मोदकैस्तथा ॥ ५१ ॥

તે ( માઘવધત્રીજને ) દિવસે બ્રાહ્મણોએ ભગવતીના મહા-

ઉત્સવ કર્યો. ગીત ગાયા, નૃત્યો કર્યા, અને દુધપાક, વડા અને લાડુ એના નૈવેધ કર્યાં. ॥ ૫૧ ॥

तुष्टायाशुभदातेषां स्थाने मोहेरके पुरे ॥
श्रीमाताच प्रमुदिता सुखसौख्य धनप्रदा ॥ ५२ ॥

તેથી મોઢેશ સ્થાનમાં બ્રાહ્મણો અને વણિકોને શુભ આપનારા, સુખ અને ધન આપનારા–શ્રી માતા માતંગી મહા હર્ષને પ્રાપ્ત થયા. ॥ ૫૨ ॥

महोत्सवेतुसंप्राप्ते मातंगी पूजनं हिवै ॥
अर्चयन्तीचस्थानीया धनपुत्रार्थ सिद्धये ॥ ५२ ॥

તે દિવસથી મોઢેશમાં રહેનારા બ્રાહ્મણો અને વણિકો વિવાહાદિક મહોત્સવને વિશે ધન, પુત્ર અર્થ એવની સીદ્ધી થવા સારૂ માતંગી પુજન કરવા લાગ્યા. ॥ ૫૩ ॥

व्यास उ०–श्रुणु भूपमहाराज मातङ्गयाः पूजनंच यत् ॥
विवाहोत्सव मांगल्ये व्रतबंधादिकर्मणी ॥५४॥

વેદવ્યાસજી કહે છે–સાંભળો રાજા, વિવાહ, ઉત્સવ, મંગલ કાર્ય અને જનોઈ એને વિષે માતંગીનુ પુજન કરવું. ॥ ૫૪ ॥

उत्सवेपुचसर्वेषु मातङ्गयाः पूजनंसदा ॥
योनपूजयते मर्त्यः तस्य पीडाभवेद्ध्रुवम् ॥५५॥

સંપૂર્ણ ઉત્સવોને વિષે સદાએ માતંગીનુ પુજન કરવું. જે મનુષ્યો માતંગીનુ પુજન કરતા નથી તેમને નિશ્ચયે કરીને પીડા થાય છે. ॥ ૫૫ ॥

पूजनाद्दम्पतीनान्तु सुखंभवति निश्चितं ॥
ततः प्रमुदितादेवी वान्छितार्थं प्रयच्छति ॥ ५६ ॥

માતંગીનુ પૂજન કર્યું અસતા વર તથા વહુને સુખ થાય છે. અને માતંગી હર્ષને પ્રાપ્ત થઇ મનવાંચ્છિત આપે છે. ॥૫૬॥

कुलमाता उ०-शृणुध्वंसर्वशूद्राश्च मातङ्गीपूजनं सदा ॥
विवाहानन्तरंकार्यं सर्वैस्वास्थ्यंसमिच्छता ॥५७॥

કુળમાતા કહે છે—હે વણિકો! કલ્યાણની ઇચ્છાવાળા તમે સર્વેએ વિવાહ થયા પછી માતંગીનું પૂજન કરવું. ॥ ૫૭ ॥

एकावनो विधिर्नाम अस्माभिश्च सुखप्रदः ॥
पंचाशत्कोष्टकाश्चैव तंडुलै रक्तवर्णकैः ॥ ५८ ॥

*એકાવનો-બાવનો વિધી કરવો. ( તેનો વિધી ) પચાસ કોષ્ટક કાઢીને લાલ ચોખાની પચાસ ઢગલીયો મ્હેલવી. એ વિધી અમને મહાસુખ આપનારી છે. ॥ ૫૮ ॥

तस्मिन्स्थाने महापूजा कर्तव्या शूद्र जातिभिः ॥
एवमुक्त्वाततस्तस्थौ तदा तेषां पुरोग्रतः ॥
पुनःप्रोवाचविप्रेन्द्राः नतकन्धर मानसाः ॥ ५९ ॥

તે પચાસ કોષ્ટકમાં વણિક જાતીએ મ્હારી મહાપૂજા કરવી. એ પ્રમાણે કહી માતાજી સામને ઉભા થયા. ત્યારે બ્રાહ્મણો માથું નમાવીને હાથ જોડીને પુનઃ માતાજીથી કહેવા લાગ્યા- ॥ ૫૯ ॥

विप्राऊचुः-मातस्त्वमेवमस्माकं रक्षितास्थानकेसदा ॥
दम्पतीनां शुभार्थे च स्थातव्यं स्थानके सदा ॥६०॥

હમારૂં રક્ષણ કરનારા આપ આ સ્થાનમાં વિરાજમાન્ થાવ! સ્ત્રી અને પુરૂષ ( પરણેલા જોડા ) ના કલ્યાણ માટે આપ આ સ્થાનમાં સદાએ રહો ॥ ૬૦ ॥

एवमस्त्विातसाप्रोक्ता अन्तर्धानं ययौ तदा ॥
ततो विप्रा गतास्तत्र यत्रास्ते कुल देवता ॥ ६१ ॥

એ પ્રમાણનું બ્રાહ્મણોનું વચન સાંભળી, ઘણું સારૂ! એમ

* એ વિધી ખાનદેશ તરફ હાલ પ્રચલિત છે.

કહી ત્યાંથી માતાજી અંતર્ધાન થઈ ગયા. ત્યાર પછી સંપૂર્ણ બ્રાહ્મણો-જે ઠેકાણે શ્રી માતાનુ સ્થાપન કર્યું હતું ત્યાં જઇને પ્રાપ્ત થયા. ॥ ૬૧ ॥

पूजयन्ति सदासर्वे तत्रत्यानुचराद्विजाः ॥
श्रीमाता च तदा भूप तुष्टा तेषां वरंददौ ॥ ६२ ॥

શ્રી માતાનુ-બ્રાહ્મણો તથા વાણિયાઓ નિત્ય પૂજન કરવા લાગ્યા. ત્યારે શ્રીમાતાએ પ્રસન્ન થઇને તેમને વરદાન દીધું ॥૬૨॥

तुष्टाऽहं तव विप्राणां वरंचैव यथेप्सितम् ॥
तदहं संप्रवक्ष्यामि काजेशवचनात्तुयः ॥ ६३ ॥

શ્રી માતા કહે છે હે બ્રાહ્મણો! હું તમારા ઉપર પ્રસન્ન થઇ છું. તમારી ઇચ્છામાં આવે તે વરદાન માગો બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ એમના કેહેવાથી હું તમને વરદાન આપીશ. ॥ ૬૩ ॥

द्विजाऊचुः—दम्पतीनां च सर्वासां द्विजातीनां वरानने ॥
वणिजां च महादेवी निर्विघ्नं कुरु सर्वदा ॥ ६४ ॥

ત્યારે બ્રાહ્મણો કહે છે-હે વરાનને! સુંદર મુખવાળી માતા, બ્રાહ્મણોના જોડાઓનું તેમજ વણિકોના જોડાઓનુ સદાએ નિર્વિઘ્ન કરો. ॥ ૬૪ ॥

श्रीमाताउ०—तथेतिचैवसाब्रूयात्पुनर्वचनमब्रवीत् ॥
विवाहोत्सव सर्वेषां दम्पतीनां द्विजोत्तमाः ॥६५॥

એહવું સાંભળી શ્રી માતા કેહે છે-હે બ્રાહ્મણો! ઘણું સારૂ? પુનઃ શ્રી માતા કેહેવા લાગ્યા-હે બ્રાહ્મણો! સર્વે વિવાહાદિક ઉત્સવોને વિષે સ્ત્રીયો એ તેમજ પુરૂષોએ ॥ ૬૫ ॥

अंजनं नयनेकार्यं तृतीय वचनान्मम ॥
भ्रूमध्येतु प्रकर्तव्यं सर्वावयव संयुतम् ॥ ६६ ॥

બેવે આંખોને વિષે ( મેંસનુ ) અંજન કરવું. અને મ્હારા વચનથી બે ભમરોના વચમાં તોસરૂ ટપકુ ( તેજ અંજનનું ) કરવું. ॥ ૬૬ ॥

निर्विघ्नार्थं प्रकर्तव्यं द्विजैश्च सेवकैस्तथा ॥
मातंगी पूजनंकृत्वा मद्य मांसादिभिर्युतं ॥ ६७ ॥

બ્રાહ્મણોએ અને બ્રાહ્મણના સેવકો (વણિકો)એ નિર્વિઘ્ન થવા સારૂ માતંગી માતાનુ પુજન મદ્ય, માંસ યુક્ત કરવું. ॥ ૬૭ ॥

एवंकृते तदाभूप शान्तिर्भवतिनान्यथा ॥
ततः शान्ताः प्रजाः सर्वाः धर्मारण्य निवासिनः॥६८॥

હે રાજા ! એ પ્રમાણે કર્યું અસતા, શાંતી થશે એ શિવાય બીજો માર્ગ નથી એ પ્રમાણે પુજન કર્યું અસતા, ધર્મારણ્યમાં રેહેનારી પ્રજાના વિઘ્ન શાન્ત થશે અને પ્રજાની પણ શાન્તી થશે. ॥ ૬૮ ॥

प्रसादाद्ब्रम्हपुत्र्यास्तु कल्याणं च गृहे गृहे ॥
ततोहृष्टमनाः विप्राः प्रत्यूचुस्तेविधेः सुताम् ॥६९॥

હે બ્રાહ્મણો ! બ્રહ્મપુત્રી જે હું તે મારી કૃપાથી તમારૂ ઘેરે ઘેર કલ્યાણ થશે ત્યારે સંપુર્ણ બ્રાહ્મણો હર્ષ પામીને બ્રહ્માની કન્યા માતંગી માતાને કેહેવા લાગ્યા. ॥ ૬૯ ॥

मातंग्याश्चप्रकर्तव्यं वर्षे वर्षेतुपुजनं ॥
माघसिते तृतीयायां भक्षभोज्यादिभिः सदा ॥७०॥

હે માતા ? પ્રતિવર્ષે માઘ મહિનાના કૃષ્ણપક્ષની ત્રીજને દિવસે ભોજનદિક પદાર્થોથી હમે પુજન કરવું. (કરી શું) ॥ ૭૦ ॥

तथेत्युक्त्वा महाविद्या जगामादर्शनं तदा ॥
ततोहृष्टमनाः सर्वे आजग्मुर्द्विजसेवकाः ॥७१॥

ત્યારે "ઘણું સારૂ" એ પ્રમાણે કહી માતાજી અંતર્ધાન થયા ત્યારે બ્રાહ્મણો અને વણીકો મહાહર્ષને પ્રાપ્ત થઈ પોત પોતાના ઘેરે આવ્યા ॥ ૭૧ ॥

ततः प्रभृतिकुर्वंती श्रीमातुर्वर्षे पूजनं ॥
श्रीमाता च महाशक्तिः कुमारी ब्रह्मपुत्रिका ॥७२॥

તે દિવસથી પ્રતી વર્ષે, બ્રહ્મ પુત્રી–કુમારી–મહા શક્તી જે શ્રીમાતા તેવનુ પુજન કરવા લાગ્યા. ॥ ૭૨ ॥

ययाऽसुरोमहायोद्धः कर्णाटाख्यो निपातितः ॥
ततस्ते सेवकाः विप्राः ननन्दुः स्वपुरेसदा ॥७३॥

જે દેવીએ કર્ણાટ નામનો મહા યોદ્ધો દૈત્ય માર્યો તેથી સેવકો અને બ્રાહ્મણો પોતાના પુરને વિષે આનંદથી રેહેવા લાગ્યા. ॥ ૭૩ ॥

एतत्सर्वं मयाख्यातं कुलदेव्या समासतः ॥
ब्रह्मणानिर्मितासाच रक्षणार्थं पुरेहिवै ॥७४॥

બ્રહ્મ દેવે, ધર્મારણ્યનુ સંરક્ષણ કરાવવા માટે, નિર્માણ કરેલી જે દેવી તેનુ સર્વ આખ્યાન મ્હે તમારે આગળ કહ્યું. ॥ ૭૪ ॥

जपहोमपरानूनं यज्ञकर्मसु निष्ठिताः ॥
स्वाध्याय निरताः सर्वे सर्वसत्रस्यकोविदः ॥७५॥

તે દિવસથી સંપુર્ણ બ્રાહ્મણો યજ્ઞને જાણનારા, પોતાનુ વેદાધ્યયન કરનારા, જપ, હોમ, યજ્ઞ, એના કર્મને વિષે સ્થિત થતા હવા ( કરનારા થયા ). ॥ ૭૫ ॥

तेषां स्वरूपं माहात्म्यं कथितंचतवानघ
श्रीमातुश्च माहात्म्यं वैश्रृणोतिश्राव इष्यति ॥
तेषां कुले कदाचित्तु अरिष्टं नैवजायते ॥७६॥

હે નિષ્પાપ ધર્મરાજા ! તે માતંગીનુ સ્વરૂપ અને મહાત્મ મ્હે તારે આગળ કહ્યું. શ્રીમાતાનુ મહાત્મ જે સાંભળસે અથવા સંભળાવસે તેના કુલને વિષે કદીએ પણ અરિષ્ટ થવાનુ નથી. ॥ ૭૬ ॥

अपुत्रोलभतेपुत्रान् धनहीनस्तुसम्पदः ॥
आयुरारोग्यमैश्वर्यं श्रीमातुश्च प्रसादतः ॥ ७७ ॥

પુત્ર વિનાનો પુત્રને, ધનવિનાનો સંપદાને તેમજ આયુષ્ય આરોગ્ય અને ઐશ્વર્યને-શ્રીમાતાના પ્રસાદે કરીને પ્રાપ્ત થાય છે. ૭૭

इति श्रीस्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने श्रीमातामातङ्गीमहात्मम्नाम अष्टादशोऽध्यायः ॥१८॥

---

व्यास उ०-इन्द्रेणैवमहाराज तपस्तप्तं सुदुष्करम् ॥
ग्रामात्मारुतदिग्भागेशतवर्षाणितत्रवै ॥१॥

વ્યાસજી કહે છે—હે ધર્મરાજા ! એક સમયમાં ધર્મારણ્યમાં વાયવ્યકોણને વિષે ઇન્દ્રરાજાએ સો વર્ષ પર્યંત તપશ્ચર્યા કરી. ૧

शिवोद्देशेमहाघोरं एकाङ्गुष्टेन भारत ॥
ऊर्ध्ववाहुर्महातेजो सूर्यस्याभि मुखोभवत् ॥२॥

એક પગના અંગુઠા ઉપર ઉભા રહી બન્ને હાથ ઉંચા કરી સૂર્યના સામને મહાભયંકર-શિવજીની તપશ્ચર્યા કરવા લાગ્યો. ૨

वृत्रस्यवधमापन्नं तस्यपापापनुत्तये ॥
एकाग्रप्रयतोभूत्वा शिवस्याभिमुखोभवत् ॥३॥

વૃત્રાસુરને મારેલા પાપથી મુક્ત થવા માટે એકાગ્ર ચિત્તથી, નિશ્ચલ મન કરીને શિવની આરાધના કરવા લાગ્યો. ॥ ૩ ॥

तपसाचतदाशम्भुः तोषितो शशिशेखरः ॥
तत्राजगामजटिलो भस्माङ्गोहिवृषध्वजः ॥४॥

ચંદ્ર જેવના મસ્તક ઉપર છે, ભસ્મ જેવના અંગને વિષે લાગેલી છે, વૃષભ (બેલ) જેવની ધજાને વિષે છે અને જટાને ધારણ કરનારા એવ્હા સદાશિવજી–ઇંદ્રના તપથી સંતોષને પ્રાપ્ત થઇ ઇંદ્રના સન્મુખ આવી ઊભા થયા. ॥ ૪ ॥

खट्वाङ्गः पञ्चवक्त्रश्च दशबाहुस्त्रिलोचनः ॥
गङ्गाधरस्तुजटिलो भूतप्रेतादिवेष्टितः ॥ ५ ॥

ખટ્વાંગ ધારણ કરેલા, પાંચ મુખ, દશ હાથ અને ત્રણ નેત્રવાળા, ગંગા ધારણ કરી છે જેવને જટા શોભે છે, ભૂત પ્રેતથી યુક્ત. ॥ ૫ ॥

सुप्रसन्नः सुरश्रेष्ठः कृपालुर्वरदस्तथा ॥
सदाहृष्टमनोदेवो देवानामधिपोहरः ॥ ६ ॥

સદાએ પ્રસન્ન, દેવતાઓમાં શ્રેષ્ઠ, કૃપાલુ, વરદાન આપનારા, સદા આનંદ મન, દેવોના સ્વામી અને દુઃખને હરણ કરનારા એવ્હા ॥ ૬ ॥

ईश्वर उ०–याचयस्व महाभाग तदहं संप्रदामिते ॥
इंद्र उ०–यदितुष्टोसिमेदेव कृपासिन्धो महेश्वर ॥ ७ ॥

મહાદેવજી કહે છે—હે ઇન્દ્ર ! તારા મનમાં જે ઇચ્છા હોય તે માગ ! હું તને આપુ છું. ત્યારે ઇન્દ્ર કહેવા લાગ્યો–હે કૃપાના સમુદ્ર હે મહેશ્વર, હે પ્રકાશમાન પ્રભો ! જો આપ મ્હારા ઉપર સંતોષને પ્રાપ્ત થયા છો તો ॥ ૭ ॥

मन्नाम्नाच महादेव स्थीयतामितिमेमतिः ॥
तथेत्युक्त्वामहादेवः सुप्रसन्नोहरस्तदा ॥ ८ ॥

મ્હારા નામે કરીને અહીં સ્થિત થાવ ? ત્યારે મહાદેવજી પ્રસન્ન થઇ ઘણું સારૂં ! એમ કહેવા લાગ્યા. ॥ ૮ ॥

दर्शयामासतत्रैव लिङ्गं पापप्रनाशनं ॥
कूर्मप्रष्ठं समुत्पाद्य आत्मयोगेन शम्भुना ॥ ९ ॥

તેજ વખત ઇદ્રે મહાદેવજીનું આત્મયોગે કરીને ઉત્પન્ન કરેલુ અને પાપને દુર કરનારૂ કછવા (કાચબા)ના પીઠ સરખુ લીંગ જોયું ॥૯॥

स्थितस्तत्रैव श्रीकंठः कालत्रय विदोविभुः ॥
वृत्राहत्या विनिर्मुक्तो देवराट्शिवसन्निधौ ॥ १० ॥

ભુત ભવિષ્ય અને વર્તમાનને જાણુનારા, નિગ્રહાનુ ગ્રહસમર્થ, એવા મહાદેવજી ત્યાંજ સ્થાપન થયા. અને ઇંદ્રરાજા, તે મહાદેવજી કને વૃત્રાસુરની હત્યાથી મુકત થયા. ॥ ૧૦ ॥

इंद्रेश्वरस्तदातत्र धर्मारण्ये स्थितो नृप ॥
सर्व पापविशुद्धयर्थं लोकानांचाहितायवै ॥ ११ ॥

લોકનુ કલ્યાણ કરવા માટે અને સર્વેના પાપ દુર કરવા માટે ધર્મારણ્યને વિષે હે રાજા! ઇદ્રેશ્વર નામ થકી વિખ્યાત થયા ॥ ૧૧ ॥

इंद्रेश्वरं तु राजेन्द्र पुष्पधूपादिकैः सदा ॥
पूजयेच्चनरोभक्त्या सर्वपापैः प्रमुच्यते ॥ १२ ॥

હે ધર્મરાજા ? જે મનુષ્ય ભકતીથી પુષ્પ, ધુપ, દીપ, નૈવેદ્ય વડે કરીને ઇદ્રેશ્વર મહાદેવનુ પુજન કરશે તે સર્વ પાપથી મુકત થશે ॥ ૧૨ ॥

अष्टम्यांच चतुर्दश्यां माघमासे विशेषतः ॥
सर्वपाप विशुद्धात्मा शिवलोके महीयते ॥ १३ ॥

વિશેષે કરીને માઘમાસમાં આઠમ અને ચૌદશને દિવસે જે, ઇદ્રેશ્વર મહાદેવનુ પુજન કરશે તે સર્વ પાપથી મુક્ત થઈ શુદ્ધાત્મા થઈને શિવલોકને વિષે જશે. ॥ ૧૩ ॥

नीलोत्सर्गंतुयोमर्त्यः करोतीचतदग्रतः ॥
उद्धरेत्सप्त गोत्राणि कुलमेकोत्तरंशतं ॥ १४ ॥

જે મનુષ્ય ઇન્દ્રેશ્વર મહાદેવ આગળ નીલોત્સર્ગ કરશે તે સાત ગોત્રનો અને એકસોએક પેઢીનો ઉદ્ધાર કરશે. ॥૧૪॥

साङ्गं रुद्रं जपेद्यस्तु चतुर्दश्यां दिने नृप ॥
सर्वपाप विशुद्धात्मा लभते परमं पदं ॥ १५ ॥

ચૌદશને દિવસે અંગસહિત રૂદ્રનો જે જપ કરશે તે પુરૂષ સર્વ પાપથી મુક્ત અને શુદ્ધાત્મા થઇને–હે રાજા ! પરમપદને પ્રાપ્ત થશે. ॥૧૫॥

महारोग समस्तानि स्नात्वायान्ति तदग्रतः ॥
पूजयन्त्येकचित्तेन सर्वरोगात्प्रमुच्यते ॥ १६ ॥

હે રાજા ! ઇંદ્રેશ્વર મહાદેવજીના સામને કુંડમાં સ્નાન કર્યાથી સંપુર્ણ મહારોગ દુર થાય છે અને એક ચિત્તથી પુજન કર્યાથી પણ સર્વ રોગથી મુક્ત થાય છે. ॥ ૧૬ ॥

स्नात्वाकुंडे नरोवीर सन्तर्प्य पितृ देवताः
तस्यतृप्ता सदाभूप पितरश्च पितामहाः ॥ १७ ॥

હે વીર રાજા ! જે પુરૂષ કુંડમાં સ્નાન કરીને પિતરોનું તર્પણ કરશે તેના પિતા અને પિતામહ તૃપ્તીને પ્રાપ્ત થશે. ૧૭

ये विग्रस्ता महाव्याधेः कुष्टाद्याश्चैवदेहिनः ॥
मास मात्रेण ते सिद्धाः दिव्यदेहाभवन्तिवै ॥ १८ ॥

જે મહાવ્યાધીથી ગ્રસ્ત થયલા છે જેવના દેહને કુષ્ઠ થયો છે, એવા પુરૂષ જો એક માસ માત્ર સ્નાન કરે તો તે દિવ્ય દેહ થાય. ॥ ૧૮ ॥

ज्वरादिकष्टमापन्नाः नराराजन् हितत्रवै ॥
स्नात्वातु पूजयेद्देवं मुच्यतेज्वर बन्धनात् ॥ १९ ॥

હે રાજા ! જે મનુષ્યો જ્વરાદિક કષ્ટને પ્રાપ્ત થએલા છે તે લોકો સ્નાન કરીને પૂજન કરે તો જ્વરાદિક બંધનથી મુક્ત થાય. ૧૯

वन्ध्याचदुर्भगानारी काकवन्ध्यामृतप्रजा ॥
मृतवत्सा महादुष्टा स्नात्वा कुंडे शिवाग्रतः ॥२०॥

વન્ધ્યા, દુર્ભાગિણી, કાકવન્ધ્યા, મૃતવત્સા, મૃતપ્રજા ( મરેલા બાલક પ્રસવે તે ) અને સ્વભાવથી મહા દુષ્ટ એવી સ્ત્રી-ઇન્દ્રેશ્વર મહાદેવના સામને આ કુંડમાં સ્નાન કરે. ॥ ૨૦ ॥

पूजयेद्देकचित्तेन मासमात्रेणशुद्धति ॥
एवं विधाश्चवहुशो वरंदत्वापिनाकधृक् ॥२१॥

અને ઇન્દ્રેશ્વર મહાદેવનું એક માસપર્યંત શુદ્ધચિત્તથી જો પૂજન કરે તો તે દોષોથી મુક્ત થાય એ પ્રમાણે ઘણા એક વરો ઇન્દ્રને આપીને, પિનાક ધનુષ્યને ધારણ કરનારા સદા શિવજી અંતરધ્યાન થયા ॥ ૨૧ ॥

गतोसौस्वपुरंपार्थ सेव्यमानः सुरासुरैः ॥
ततःशक्रोमहातेजाः गतो सौस्वपुरंप्रति ॥२२॥

હે રાજા ! દેવતા અને દૈત્યો જેવનું સ્તવન કરી રહેલા છે એવ્હા શિવજી કૈલાસને વિષે જતા હવા, અને મહા તેજસ્વી ઇન્દ્ર પણ સ્વર્ગને વિષે ગયા ॥ ૨૨ ॥

जयन्तेन महाराज स्थापितं लिङ्ग मुत्तमम् ॥
जयन्तायहरस्तुष्टः तस्मिन्लिङ्गे स्थितस्सदा ॥२३॥

હે રાજા ! જયન્તએ મહાદેવજીનું સ્થાપન કર્યું તેથી મહાદેવજી ઇન્દ્રના પુત્ર જયન્ત ઉપર સંતુષ્ટ થઇને તે લિંગમાં સદાએ વાસ કરતા હવા. ॥ ૨૩ ॥

त्रिकालंपुत्रसंयुक्तः पूजनार्थनृपोत्तम ॥
आयातीचमहाबाहो त्यक्त्वास्थानंस्वकंहिवै ॥२४॥

હે રાજા ! ઇન્દ્રરાજા, પુત્ર સહુવર્તમાન્-ઇન્દ્રલોકથી ત્રિકાલ પૂજનને આવ્યા કરે છે. ॥ ૨૪ ॥

एतत्सर्वं मयाख्यातं सर्वं सौख्यप्रदायकम् ॥
इन्द्रेश्वरेचयत्पुण्यं जयन्ते द्विगुणंनृप ॥ २५ ॥

હે રાજા ! સર્વ સૌખ્યને આપનારૂ આખ્યાન સર્વ મ્હેં તારે આગળ કહ્યું. ઇન્દ્રેશ્વરનું પૂજન કરવાથી એકગણું પુણ્ય અને જયન્તેશ્વરનુ પૂજન કરવાથી બમણા પુણ્યની પ્રાપ્તી થાય છે. ॥૨૫॥

वाजपेय सहस्राणि अश्वमेधशतानिच ॥
तत्फलंसमवाप्नोति जयन्तेश्वर पूजनात् ॥२६॥

હે રાજા ! હજાર વાજપેય યજ્ઞ અને સો અશ્વમેધ યજ્ઞનું ફલ જયન્તેશ્વરના પૂજનથી પ્રાપ્ત થાય છે. ॥ ૨૬ ॥

स्नात्वाकुंडे महाराज जयन्तेशैकमानसः ॥
सर्वपाप विशुद्धात्मा इन्द्रलोके वसन्तिते ॥२७॥

હે રાજા ! આં કુંડમાં સ્નાન કરીને, જયન્તેશ્વર મહાદેવમાં એક ચિત્ત રાખે તો તે પુરૂષ સર્વ પાપથી મુક્ત થઇને શુદ્ધાત્મા થઈ ઇંદ્રલોકમાં વાસ કરે. ॥૨૭॥

यःश्रृणोतिनरोभक्त्या सर्व पापैःप्रमुच्यते ॥
सर्वान् कामानवाप्नोति इंद्रेश्वर प्रसादतः ॥२८॥

જે પુરૂષ ભકતીથી આ કથા સાંભળશે તે પુરૂષ સર્વ પાપથી મુકત થઇને ઇંદ્રેશ્વરના પ્રસાદે કરીને સર્વ મનોર્થને પ્રાપ્ત થશે. ૨૮

इतिश्री स्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने इंद्रेश्वर-जयन्तेश्वर माहात्म्यं नाम एकोनविंशोध्यायः॥१९॥

વ્યાસ ઉ૦-स्थानात्तु देवयजनं तीर्थं मोहापहारकं ॥
यत्रासौ शंकरोदेवः पुनर्जन्मधरोभवत् ॥ १ ॥

વેદવ્યાસજી—ધર્મરાજાને કહે છે—હે રાજા ? જયન્તેશ્વર મહાદેવના સ્થાનના કનેજ, બીજુ મહામોહને દુર કરનારૂ દેવયજન નામનું તીર્થ છે જ્યાં શંકરજી પુનર્જન્મને ધારણ કરતા હવા. ૧

कीलितो देवदेवेशः शंकरश्च त्रिलोचनः ॥
गिरिजाया महाभाग पातितो भुविमंडले ॥ २ ॥

હે રાજા ! મહાભાગ જે ગિરિજા (પાર્વતી) એ, દેવનાદેવ શંકરજીને પૃથ્વીમાં પાડી 'કીલન' કર્યા ॥ ૨ ॥

छलितो मुह्यमानस्तु दिवारात्रिर्न जानतः ॥
स्त्रिया पुंसश्च शैवात्मा जडीभूत स्त्रिलोचनः ॥३॥

સ્રી એવી જે પાર્વતીએ જ્યારે છળ્યા ત્યારે મોહને પ્રાપ્ત થઇ દિવસ અને રાત્રને ન જાણતા હવા ત્રણ નેત્રવાળા સદાશિવજી જડીભૂત આત્મા થઈ ગયા. ॥૩॥

कल्पान्तमिवसंजातः तदातस्मिन्श्चकीलिते ॥
पार्वत्याः सहसातस्य कृतंकीलनकंतदा ॥ ४ ॥

સદાશિવજીને કીલન કરવાને કલ્પાન્ત થઇ ગયો. એ પ્રમાણે પાર્વતીએ મહાદેવજીને કીલન કર્યા. ॥ ૪ ॥

યુધિષ્ટિર ઉ૦-एतदाश्चर्य मतुलं वचनंयत्त्वयोदितं ॥
योगुरुः सर्वदेवानां योगिनांचैव सर्वदा ॥ ५ ॥

ધર્મરાજા—વેદવ્યાસજીને કહે છે—હે મહારાજ ! તમે જે વચન કહ્યુ એ સાંભળી મહા આશ્ચર્ય થાય છે કે જે સર્વ દેવતાઓના તથા યોગિયોના પણ ગુરૂ એવા જે મહાદેવજી ॥૫॥

पार्वत्याकीलितः कस्मात्नष्टचित्तः शिवस्तथा ॥
कारणंकथ्यतां तात परंकौतूहलंहिमे ॥ ६ ॥

તેવને પાર્વતીએ કીલન કર્યા અને શિવજી નષ્ટ ચિત્ત કેમ થયા ? એનું કારણ આપ મ્હારે આગળ કહો. મને મહા આશ્ચર્ય થાય છે. ॥૬॥

व्यास उ०–मंत्राश्चविविधा राजन् शंकरेण प्रकाशिताः ॥
भवान्याग्रे महाराज अर्थत्रस्योपवेदजाः ॥७॥

વેદવ્યાસજી કહે છે—હે રાજા ! નાના પ્રકારના અથર્વણવેદમાંના મંત્રો મહાદેવજીએ પાર્વતી આગળ પ્રકાશ કર્યા. ॥૭॥

शाकिनी डाकिनी चैव काकिनी हाकिनी तथा ॥
राकिनी लाकिनी ह्येता षट्भेदातत्रकीर्तिताः ॥८॥

શાકિની, ડાકિની, કાકિની, હાકિની, રાકિની અને લાકિની એ છ ભેદો ત્યાં કહ્યા છે. ॥૮॥

वीजान्यु धृत्य वैनाना माला मेकत्रता कृताः ॥
शंभुनाकथिताचैव पार्वत्यग्रे नृपोत्तम ॥ ९ ॥

નાના પ્રકારના બીજોનો ઉદ્ધાર કરી તે બીજોની એક માલા કરી, તે માલા મહાદેવજીએ પાર્વતી આગળ કહી ॥ ૯ ॥

पार्वतीउवाच–प्रकाशयमहानाथ मेदाह्येते षडैवहि ॥
षट्विधाशक्तयोनाथ अगम्यायोगमालिनी॥१०॥

પાર્વતી કહે છે–હે મહારાજ ! યોગથી શોભનારી કદીયે નસમજાય એવી છ શક્તીયો આપે મ્હારે આગળ કહી તેજ પ્રમાણે છ શક્તીયોના ભેદ પણ કહો. ॥ ૧૦ ॥

षट्विधाकूटभेदाही ममाग्रेकथयप्रभो ॥
रुद्रउवाच–अप्रकाशोमहादेवी कूटभेदो सुविस्तरात् ॥११॥

અને છ પ્રકારના "કૂટ" મંત્રો પણ કહો, ત્યારે મહાદેવજી કહે છે–આ કુટ મંત્ર વિસ્તારે કરીને પ્રકાશ કરવા નહી. ॥૧૧॥

पार्वती उवाच–नमस्ते सर्वरूपाय नमस्ते वृषभध्वज ॥
जटिलेवामनेतुभ्यं नीलकंठ नमोस्तुते ॥१२॥

પાર્વતી કહે છે–હે સર્વરૂપ! હે વૃષભધ્વજ! હે જટાને ધારણ કરનારા! હે વામનરૂપ! હે નીલકંઠ. પ્રભો આપને નમસ્કાર કરૂં છું. ॥ ૧૨ ॥

कृपासिंधोनमस्तुभ्यं नमस्तेकालरूपिणे ॥
नमोनित्यायदेवाय शूलिनेस्थाणुरूपिणे ॥ १३ ॥

હે કૃપાસીંધુ! હે કાલરૂપ! હે નિત્યરૂપ! હે પ્રકાશમાન સ્વરૂપ! હે ત્રિશુલને ધારણ કરનારા! હે સ્થાણુરૂપ! આપને નમસ્કાર અસો. ॥ ૧૩ ॥

एतैश्चवहुभिर्वाक्यै कोमलैर्करुणानिधिः ॥
तोषयित्वाऽद्रितनया दंडवच्चपपातसा ॥ १४ ॥

એ પ્રમાણના ઘણાક કોમલ વચનોથી કરૂણાનિધી શિવની પ્રાર્થના કરીને તેમને પ્રસન્ન કરીને પાર્વતી દંડ સરખાં શિવજીના પગ ઉપર પડયા. ॥ ૧૪ ॥

साजग्राहाङ्घ्रियुगलं तांप्रोवाचदयापरः ॥
महारुद्र उ०–किमर्थं स्तूयसेभद्रे याच्यतांमनसेप्सितं ॥१५॥

અને મહાદેવજીના બેઉ પગ પકડી લીધા. ત્યારે દયાલુ મહાદેવજી, પાર્વતીને કહે છે–હે પાર્વતી! તુ આટલી સ્તુતી કાં કરે છે? તારા મનમાં જે ઇચ્છિત હોય તે માગ. ॥ ૧૫ ॥

पार्वती उ०–कूटमंत्रंमहाराज कथयस्वखुविस्तरं ॥
असन्देहं ह्यशेषंच यतोहं तववल्लभा ॥१६॥

પાર્વતી કહે છે–હે પ્રભો! જો હું આપને પ્રિય છું તો સંપુર્ણ અને સંદેહ વગરનો વિસ્તાર વાળો, "કૂટ મંત્ર" કહો. ॥૧૬॥

रुद्र उ०–अप्रकाश्यं परंदेवी कथयामितवाग्रतः ॥
प्रेयसित्वा दहंवक्षे मंत्रकूटंच यच्छुभं ॥ १७ ॥

ત્યારે મહાદેવજી કેહે છે–હે પાર્વતી! આ મંત્રનો પ્રકાશ કરવો નહીં; પરંતુ તું મને વ્હાલી છે માટે તારે આગળ શુભ એવું મંત્રકૂટ કહું છું. ॥ ૧૭ ॥

कूटशेषान् ततोमंत्रान् कृतंकुंडंतु शम्भुना ॥
ददौभार्यां कृपासिंधुः साधयस्व यथाविधि ॥ १८ ॥

કૂટ શેષ એવા મંત્ર આપીને મહાદેવજીએ એક કુંડ કર્યો અને પાર્વતીને કહ્યું હે પાર્વતી! આ કુંડમાં આ મંત્રનું તું સાધન કર. (એટલું કહી)– ॥ ૧૮ ॥

कैलासात्तुहरस्तत्र धर्मारण्ये गतोभृशम् ॥
ज्ञात्वादेवी ययौतत्र यत्रासौ वृषभध्वजः ॥ १९ ॥

કૈલાસથી નીકળીને મહાદેવજી ધર્મારણ્યમાં આવીને પ્રાપ્ત થયા એંહુ જાણી, પાર્વતી પણ ધર્મારણ્યમાં આવી પ્રાપ્ત થયા. ॥૧૯॥

तत्क्षणात्पतितो भूमौ धर्मारण्ये नृपोत्तम ॥
जटाचंद्रोरगा-शूलं वृषभाद्या युधानिवै ॥ २० ॥

પાર્વતીને જોતા ખરેખર ચંદ્ર, જટા, સર્પ, ત્રિશૂલ, બેલ અને આયુધો સહવર્તમાન્ મહાદેવજી પૃથ્વીમા પડી ગયા. ॥ ૨૦ ॥

मुंडमालाच कोपीनं कपालंच कमण्डलुं ॥
गंगागणाश्च सर्वत्र भूतप्रेत दिशोदश ॥ २१ ॥

મુંડમાલા, કોપીન, કપાલ (ખપ્પર) કમંડલું, ગંગા અને ભૂત પ્રેતાદિ ગણોએ સર્વ દસે દિશાઓમા પડી ગયા. ॥ ૨૧ ॥

विसंज्ञंचैवमात्मानं ज्ञात्वादेवो महेश्वरः ॥
एतत्ज्ञात्वातुतत्सर्वं गौरीव्रीडाप्यधोमुखी ॥ २२ ॥

મહાદેવજી પોતાના આત્માને પણ ભુલી ગયા છે-એવું જોઇ પાર્વતીને મહાન્ લજ્જા પ્રાપ્ત થઈ. લજ્જાથી પોતાનું મોઢું નીચુ કરી લીધું ॥ ૨૨ ॥

तपस्तेपेचतत्रैव शंकरादेशकारिणी ॥
पञ्चाग्निंतुततः कृत्वा धूम्रपानमधोमुखी ॥ २३ ॥

ત્યારે મહાદેવજીની આજ્ઞા પાળનારી પાર્વતીએ આ બધુએ જોઈ પચાગ્નિ સાધન અને નીચુ મુખ કરી ધુમ્રપાન એ'હી તપ શ્ચર્યાનો આરંભ કર્યો. ॥ ૨૩ ॥

कूटाक्षैरः ततस्तैस्तु स्नापितोवृषभध्वजः ॥
धाराक्षेत्र मिदंराजन् पापघ्नंसर्वकामदं ॥ २४ ॥

હે રાજા ! પછી પાર્વતીએ કૂટાક્ષર મંત્રથી મહાદેવજીને સ્નાન કરાવ્યું-ત્યારે મહાદેવજી તાત્કાલ શુદ્ધીમા આવ્યા. તે મહાદેવજીના અગ ઉપરથી ન્હાયલુ જે પાણી નીચે પડ્યું, તે પાણીનું ધારા ક્ષેત્ર અને **દેવ મજ્જન** નામનુ શુભતીર્થ ત્યાં ઉત્પન્ન થયું. ૨૪

आश्विने कृष्णपक्षेच चतुर्दश्यां दिने नृप ॥
तत्रस्नात्वाच पीत्वाच सर्वपापैः प्रमुच्यते ॥ २५ ॥

હે રાજા ! આશ્વિન વદ ચતુર્દશીને દિવશે જે પુરૂષ આ તીર્થમા સ્નાન કરશે અને જલ પાન કરશે તે પુરૂષ સર્વ પાપથી મુકત થશે. ॥ ૨૫ ॥

पूजइत्वाच देवेशं दीपंकृत्वा विधानतः ॥
शाकिनीडाकिनीचैव वैतालाः पितरोग्रहाः ॥ २६ ॥

તે ઠેકાણે મહાદેવજીનું પૂજન કરી જે પુરૂષ યથાવિધી દીપ દાન કરશે તેને શાકિની, ડાકિની, વેતાલ, પિતરો અને ગ્રહો એમની બાધા થવાની નથી. ॥ ૨૬ ॥

ग्रहाधिष्टानपीड्यन्ते सत्यंजानीनसंशयः ॥

साङ्गरुद्रं जपंतत्र कृत्वापापैः प्रमुच्यते ॥
नश्यन्ते विविधारोगाः सत्संसत्यंच षण्मुख ॥ २७ ॥

તેમજ ઘરમાં ભૂતાદિકની બાધા થતી નથી એ વાત સંશય વિના સત્ય જાણજે. અને તે ઠેકાણે અંગસહિત રૂદ્રનો જપ કર્યો અસતા સર્વ પાપથી મુકત થાય છે. તેમજ સંપૂર્ણ રોગો નાશ પામે છે હે સ્વામિ કાર્તિક ! એ સત્ય સત્ય તારે આગળ કહુછું.॥૨૭॥

एतत्सर्वं मयाख्यातं देवमज्जनकं शुभम् ॥
यत्रशुद्धोमहादेवो कूटमंत्रेण मोहितः ॥ २८ ॥

જે ઠેકાણે કૂટમંત્રથી, મોહને પામેલા મહાદેવજી ચૈતન્યને પ્રાપ્ત થયા. એવું આ દેવમજ્જન નામના શુભ તીર્થનુ મહાત્મ સંપૂર્ણ તારે આગળ કહ્યું. ॥ ૨૮ ॥

धर्मारण्यस्यमाहात्मं येनराः सततं भुवि ॥
श्रुण्वंतिच सदाभक्त्या तेषां पुण्यफलं श्रुणु ॥२९॥

પૃથ્વીને વિષે જે મનુષ્યો ભકતીથી સદ એ ધર્મારણ્યનુ મહાત્મ સાંભળે છે તેવને ક્રિયા ફલની પ્રાપ્તિ થાય છે તે હું તમને કહુછું, તે સાંભળો. ॥ ૨૯ ॥

अश्वमेध सहस्रैस्तु कृतैस्तु भूरिदक्षिणैः ॥
तत्फलंसमवाप्नोति श्रोताश्रावयितानरः ॥ ३० ॥

ઘણી બધી દક્ષણાયુક્ત એવા હજાર અશ્વમેધ યજ્ઞ કર્યાથી જે ફલની પ્રાપ્તી થાય છે તે ફલની પ્રાપ્તી આ ધર્મારણ્યનુ મહાત્મ વાંચનારને અને સાંભળનારને પ્રાપ્ત થાય છે ॥ ૩૦ ॥

अपुत्रोलभतेपुत्रान् धनहीनोमहद्धतम् ॥
आयुरारोग्यमैश्वर्यं लभतेनात्रसंशयः ॥ ३१ ॥

પુત્રવિનાનો પુત્રને ધનવિનાનો મહા ધનને તેમજ આયુષ્ય આરોગ્ય અને ઐશ્વર્ય એને પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી.૩૧

वाचकाय ततो देयं वस्त्रालङ्कारभूषणं ॥
व्यासरूपाय विप्रायदत्तं कोटिगुणं भवेत् ॥ ३२ ॥

ધર્મારણ્યનુ મહાત્મ વાંચનાર બ્રાહ્મણુને વસ્ત્ર, અલંકાર અને આભૂષણો આપવા. વ્યાસરૂપ બ્રાહ્મણને આપેલુ કરોડગણુ ફલ વાળુ થાય છે ॥ ૩૨ ॥

मनोवाक्कायजनितं पातकं त्रिविधंच यत् ॥
तत्सर्वं नाशमायान्ति श्रवणात्कीर्तनात्सकृत् ॥३३॥

કાયિક, વાચિક, અને માનસિક ત્રણ પ્રકારનુ જે પાપ તે સર્વ એક વખત ધર્મારણ્યનુ મહાત્મ સાંભળવાથી અથવા સંભળાવવાથી નાશને પામે છે. ॥ ૩૩ ॥

धनं यशंच आयुष्यं सुखसन्तानदायकं ॥
माहात्म्यं श्रुणुयाद्वत्स सर्वं सौख्याप्तये नरः ॥३४॥

ધન, યશ, આયુષ્ય, સુખ અને સંતાનને આપનારૂ આ મહાત્મ સુખને પ્રાપ્ત થવા મારૂ હે વત્સ—રાજા ? મનુષ્ય એ સાંભળવું. ॥ ૩૪ ॥

सर्वतीर्थेषु यत्पुण्यं सर्वदानेषु यत्फलं ॥
सर्वयज्ञकृतंपुण्यं जायते श्रवणान्नृप ॥ ३५ ॥

સર્વ તીર્થને વિષે સ્નાન કર્યાનુ જે પુણ્ય સર્વ દાન દીધાનુ જે ફલ અને સર્વયજ્ઞ કર્યાનુ જે પુણ્ય તે સંપુર્ણ ફલ, હે રાજા ધર્મ ? ધર્મારણ્યનુ મહાત્મ સાંભળવાથી પ્રાપ્ત થાય છે. ॥ ૩૫ ॥

स्वस्तिस्तेऽस्तु गमिष्यामि धर्मारण्यदिदृक्षया ॥
तववाक्यजलौघेन प्लावितोऽहं महेश्वर ॥ ३६ ॥

સ્વામિ કાર્તિક, મહાદેવજીથી કેહે છે—હે મહારાજ ! તમારા વાક્યરૂપી જલના પૂરથી હું પવિત્ર થઈ ગયો. તમારૂં કલ્યાણ થાવ ! હવે તો હું ધર્મારણ્ય જોવાને જાઉં છું. ॥ ૩૬ ॥

## इतिश्री स्कंदपुराणे पातालखण्डे धर्मारण्यधाराक्षेत्रोपाख्याने शिवकार्तिकेय संवादे पार्वतीप्रबोधो नाम विंशोऽध्यायः ॥ २० ॥

व्यास ड०–एतत्तीर्थस्य माहात्म्यं मयाप्रोक्तं तवाग्रतः ॥
महापातकहन्तारं पूर्वजन्मनि यत्कृतं ॥ १ ॥

વેદવ્યાસજી, ધર્મરાજાને કહે છે—હે રાજા ! પૂર્વજન્મને વિશે કરેલા મહાપાતકનુ નાશ કરનારૂં આ તીર્થ માહાત્મ મ્હેં તારે આગળ કહ્યું. ॥ ૧ ॥

स्थानानामुत्तमंस्थानं परंस्वस्त्ययनं महत् ॥
स्कंदस्याग्रेपुराप्रोक्तं महारुद्रेण धीमता ॥ २ ॥

પેહેલે, મહાબુદ્ધિમાન્ મહાદેવજીએ મ્હોટું, કલ્યાણને આપનારૂં સ્થાનોમાં ઉત્તમ સ્થાનનું મહાત્મ સ્વામિ કાર્તિક આગળ કહ્યું. ૨

युधिष्ठिर ड०–येनसीक्षाकृतापूर्वे कृष्णेन ममस्वामिना ॥
तथापिक्रतुराजेन हृदिमे संशयोमहान् ॥३॥

હવે, ધર્મરાજા, વેદવ્યાસજીને કેહે છે—હે મહારાજ ! જ્યારે મને ( કૌરવ–પાંડવના યુદ્ધમાં ) ગોત્રહત્યાઘડી ત્યારે મારા સ્વામી કૃષ્ણપરમાત્માએ,–'રાજસૂય' યજ્ઞ કરાવીને, મને શિખામણ દીધી કે 'તમારી ગોત્રહત્યા દુર થઈ' તોએ પણ મારા મનને વિષે મહાન્ સશય છે. ॥ ૩ ॥

आदौपितामहादीनां कदनंच महत्कृतम् ॥
कथं तत्पापशुद्धि स्यात् एकएव क्रतुकृते ॥ ४ ॥

આગળ મ્હેં મ્હારા પિતા મહાદિક હજારોને માર્યા. તે મહા પાપની શુદ્ધી એકજ યજ્ઞ કર્યાથી કેમ થાય? ॥૪॥

व्यास उ०-श्रृणुपार्थ महाबाहो धर्मारण्यं समाश्रय ॥
त्वंपार्थतत्रगत्वातु मुच्यसेपातकैस्त्वरित् ॥ ५ ॥

ધર્મરાજાનું આ પ્રમાણેનું વચન સાંભળી વેદવ્યાસજી, ધર્મરાજાને કહે છે કે-હે મહાબાહો પાર્થ! ત્યારે તો તમે ધર્મારણ્યનો આશ્રય કરો. હે રાજા! તમે તઈ ગયા અસતા તરતજ પાતકોથી મુક્ત થશો. ॥૫॥

श्रीमहादेव उ०-तछ्रुत्वा व्यासवाक्यंतु धर्मराजो युधिष्ठिरः ॥
धर्मरूपस्तदा तात धर्मारण्यं समाविशत् ॥६॥

મહાદેવજી, સ્વામી કાર્તિકને કહે છે-હે તાત! ધર્મરૂપ ધર્મરાજા યુધિષ્ટિર, આ પ્રમાણેનું વેદવ્યાસજીનું વાકય સાંભળીને તત્કાલ ધર્મારણ્યને વિષે જતા હવા. ॥૬॥

महापातक नाशाय साधुपालन तत्परः ॥
अवगाह्यात्रतीर्थानि देवतायतनानिच ॥ ७ ॥

સાધુઓના પાલનને વિષે તત્પર એવ્હા ધર્મરાજાએ મહાપાતકનો નાશ થવા માટે ધર્મારણ્યના તીર્થોમાં સ્નાન કર્યાં અને દેવતાઓના દર્શન કર્યાં. ॥૭॥

इष्टापूर्तादिकं सर्वं कृतं तेन यथेप्सितम् ॥
ततःपापविनिर्मुक्तः गतोसौस्वपुरंतदा ॥ ८ ॥

તેમજ ઈષ્ટાપૂર્તાદિક સર્વ કર્મો યથેચ્છ કરીને તે પાપથી મુક્ત થયા અને પુનઃ પોતાના હસ્તીનાપુરને વિષે જતા હવા ॥૮॥

इन्द्रप्रस्थंमहाराज पालयामास पुण्यकृत् ॥
इदं हि स्थानमासाद्य ये श्रुण्वन्तिनरोत्तमाः ॥ ९॥

પુણ્યને આચરણ કરનારા ધર્મરાજા–ઇંદ્રપ્રસ્થ (હસ્તિનાપુર'નું પાલન કરતા હવા. એ પ્રમાણે આ સ્થાનમાં પ્રાપ્ત થઇને જે આ કથા સાંભળે છે ॥૯॥

तेषांभुक्तिश्चमुक्तिश्च भविष्यति न संशयः ॥
भुक्त्वा भोगान् प्रार्थिवांश्च परं निर्वाण माप्नुयात् ॥१०॥

તેવને ભોગ અને મોક્ષ પ્રાપ્ત થશે એમાં સંશય નથી. પૃથ્વીના સર્વે ઉપભોગોને ભોગવીને અંતકાલને વિષે મોક્ષને પ્રાપ્ત થશે. ॥૧૦॥

श्राद्धकालेच सम्प्राप्ते येपठन्ति द्विजातयः ॥
उद्धृताःपितरस्तेन यावच्चन्द्रार्कमेदिनी ॥११॥

જે બ્રાહ્મણો શ્રાદ્ધને દિવસે આ મહાત્મ ભણશે તેના પિતરોનો–ચંદ્ર, સૂર્ય અને પૃથ્વી છે ત્યાર સુધી ઉદ્ધાર થશે. ॥૧૧॥

द्वापरादौयुगेरम्ये व्यासेनोक्तं महात्मना ॥
श्रुतंवैधर्मपुत्रेण लोकानांहितकाम्यया ॥१२॥

દ્વાપરયુગને વિષે મહાત્મા વેદવ્યાસજીએ આ મહાત્મ કહ્યુ અને ધર્મરાજાએ લોકોના કલ્યાણની ઇચ્છાએ કરીજે સાંભળ્યું.૧૨

विनाक्षतैर्विनादर्भैः विनाचासन कर्मणा ॥
वारिभिर्धर्मवाप्यांतुगयाश्राद्धफलंलभेत् ॥ १३ ॥

ચોખા વિના, દર્ભ વિના આસન વિના, જે કર્મ, ફક્ત પાણી માત્રથીજ "ધર્મવાપી"માં જે તર્પણ કરે છે, તેને ગયા શ્રાદ્ધના ફળની પ્રાપ્તી થાય છે. ॥૧૩॥

अत्रागतस्य मर्त्यस्य पापंयमपटेस्थितं ॥
तत्सर्वं नाशमायान्ति कोटिजन्म कृतंचयत् ॥ १४ ॥

આ મનુષ્ય દેહમા આવીને જે પાપ કરીને યમના ચોપ

ડામાં લખ્યા છે, તે સર્વે પાપ કરોડેજન્મના એ પણ નાશને પ્રાપ્ત થાય છે. ॥૧૪॥

सहस्रहेम शृंगीणां धेनूनां च सवत्सकाम् ॥
दत्वा सूर्य ग्रहे पुण्यं धर्मवाप्यां च तर्पणैः ॥ १५ ॥

સોનાના સીંગડાવાળી, અને વાછરડા સહવર્તમાન્ એવી હજાર ગાયો સૂર્ય ગ્રહણમાં દાન કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે તે પુણ્ય ધર્મવાપીમાં તર્પણ થકી થાય છે. ॥૧૫॥

एतद्वः कथितंसर्वं धर्मारण्यस्य चेष्टितं ॥
यच्छ्रुत्वाब्रह्महा गोघ्नीर्मुच्यते सर्वपातकैः ॥१६॥

એ પ્રમાણે ધર્મારણ્યનું સંપૂર્ણ મહાત્મ તમારે આગળ કહ્યું જેના સાંભળવાથી બ્રહ્મહત્યા અને ગોહત્યાના સર્વ પાપથી મુક્ત થાય છે. ॥ ૧૬ ॥

एकविंशतिवारांस्तु गयायां पिंण्डपातने ॥
तत्फलं समवाप्नोति सकृदस्मिन्श्रुतेसति ॥१७॥

એકવીસ વાર ગયાજીમાં પિંડદાન કર્યાથી જે ફળની પ્રાપ્તી થાય છે, તે ફળની પ્રાપ્તી આ મહાત્મ એક વખત સાંભળ્યાથી થાય છે. ॥૧૭॥

इतिश्री स्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने तीर्थप्रभाव कथनम् नाम एकविंशोऽध्यायः ॥२१॥

---

વ્યાસ ઉ૦–असाधुभ्योऽर्थमादाय साधुभ्यः संप्रयच्छति ॥
सकृत् प्लवतिमात्मानं स तारयतिताउभौ ॥१॥

વેદવ્યાસજી કહે છે–હે રાજા! જે પુરૂષ દુષ્ટોથી દ્રવ્ય લઇને સાધુઓને આપે છે અને જે પુરૂષ આ તીર્થમાં એક વખત સ્નાન કરે છે તે બન્નેને તારી દે છે. ॥ ૧ ॥

सूत उ०–मार्कंडेयं सुखासीनं बृहन्मुनि निशेवितम् ॥
तरुणादित्यसंकाशं सर्वशास्त्रविशारदम् ॥२॥

સુતપુરાણીક કહે છે–હે શૌનક ! એક સમયમાં, સર્વ શાસ્ત્રને જાણનારા, તરૂણ સૂર્ય જેવા મ્હોટા ઋષીઓ જેવની સેવા કરે છે, એવા બેઠેલા **માર્કંડેય** ઋષીને જનક રાજા પુછે છે. ॥૨॥

सर्वतीर्थ मयंदिव्यंऋषीणां प्रवरं द्विजम् ॥
आसनस्थं समायुक्तं धन्यं पूज्यंदृढव्रतम् ॥३॥

વળી માર્કંડેય ઋષી કેવા છે ? કે સર્વ તીર્થમય દિવ્ય છે રૂપ જેવનુ બ્રાહ્મણો સહવર્તમાન બેઠેલા, ધન્ય, પુજન કરવા યોગ્ય, દ્રઢ વ્રત અને આસનપર બેઠેલા. ॥૩॥

योगात्मानं परंशान्तं कमण्डलुधरंविभुम् ॥
अक्षसूत्रधरंदान्तं तथा कल्पान्त वासिनम् ॥४॥

યોગરૂપી આત્મા છે જેવનો, પરમ શાન્ત, કમંડલુ ધારણ કરેલા, નિગ્રહાનુગ્રહ સમર્થ અક્ષમાલા અને જનોઇ ધારણ કરેલા, ઇંદ્રીયો જીતેલા, કલ્પના અંતમાં પણ રહેનારા. ॥૪॥

अक्षोभ्यं ज्ञानिनं स्वस्थं पितामह समद्युतिम् ॥
एवं दृष्ट्वा समाधिस्थं प्रहर्षोत्फुल्ल लोचनम् ॥ ५ ॥

ક્રોધ વગરના, જ્ઞાની, સ્વસ્થ બેઠેલા, બ્રહ્મદેવ સરખી કાંતીવાળા, હર્ષે કરી પ્રફુલ્લ નેત્રવાળા અને સમાધીમાં બેઠેલા એવ્હા ॥૫॥

प्रणम्यमुनिनं भक्त्या मार्कंडं पृष्ठवान् गुरुम् ॥
जनक उ०–भगवन्नैमिषारण्ये सत्रेद्वादश वार्षिके ॥ ६ ॥

**માર્કંડેય** ઋષિ ગુરૂને ભક્તિથી નમસ્કાર કરીને **જનક** **વિદેહી** રાજા પુછવા લાગ્યા. કે, હે ઋષીજી ! નૈમિષારણ્ય ક્ષેત્રમાં બાર વર્ષનો યજ્ઞ મંડાયલો હતો ॥ ૬ ॥

श्रुतं मयापि तत्रैव गङ्गावतरणं क्षितौ ॥
गीयमानं कुलपते शौनकस्य मुने पुरा ॥ ७ ॥

ત્યાં સૂતપુરાણીકે, શૌનક ઋષીયોને કહ્યું કે ગંગાજી પૃથ્વી ઉપર પ્રગટ થનારા છે. એજ્હી વાત હે ઋષીજી ! ત્યાં મ્હેં સાંભળી ॥ ૭ ॥

सूतेनमुनि मुख्यानां अन्येपामपि तत्वतः ॥
तच्छ्रुत्वा महदाख्यानं इतिमेहृदि संस्थितम् ॥ ८ ॥

હે ઋષીજી ! બીજાએ પણ મ્હોટા મ્હોટા ઋષીયોના સાંભળતા સૂતપુરાણિકે આ પ્રમાણે કહ્યું તે મહા આખ્યાનને સાંભળીને આ પ્રમાણે મ્હારા હૃદયમાં મ્હેં રાખ્યું (યાદ રાખ્યું) ॥૮॥

केनाव तारिता ब्रह्मन् नदीया ब्रह्मणः सुता ॥
पापघ्नी पुण्यजननी प्राणिनां दर्शनादपि ॥ ९ ॥

હે બ્રહ્મન્ ! પાપને દૂર કરનારી, મનુષ્યોને દર્શન માત્રથી પુણ્ય આપનારી એજ્હી બ્રહ્મદેવની કન્યા ગંગાનદીકોએ ઉતારી? ॥૯॥

मार्कंडेय उ०—वडवानलस्यभयात्सत्यलोकात्सरस्वती ॥
समानीता सुरेन्द्राद्यैः शरण्याशरणार्थिनाम्॥१०॥

ત્યારે માર્કંડેય ઋષી કહે છે—હે રાજા જનક ! જે સમયમાં વડવાનલ અગ્નીનો ભય થયો તે સમયમાં ઈન્દ્રાદિક દેવતાઓએ, શરણે આવેલા લોકોનું સરક્ષણ કરનારી એવી સરસ્વતી નદી સત્ય લોકથી નીચે-॥ ૧૦ ॥

भाद्रपदे सितेपक्षे द्वादशी पुण्यसंयुता ॥
तत्रद्वारावती तीर्थे मुनिगन्धर्व सेवितम् ॥ ११ ॥

ભાદ્રપદ શુદ્ધ દ્વાદશીના દિવસે પૃથ્વીમાં લાવ્યા, ત્યાં દ્વારાવતી નામનું તીર્થ ઋષી, ગંધર્વોથી સેવિત થતું હતું ॥ ૧૧ ॥

एतत्सर्वं मयाख्यातं तवाग्रेजनकेश्वर ॥
तस्मिन्दिनेच तत्तीरे पिण्डदानादि कारयेत् ॥ १२ ॥

હે રાજા ! એ સર્વ આખ્યાન મ્હેં તમ્હારે આગળ કહ્યું તે દિવસે દ્વારાવતી તીર્થના કાઠે પિંડ દાનાદિક કરવા ॥ ૧૨ ॥

महत्फलमवाप्नोति पितृणांदत्तमक्षयम् ॥
महदाख्यानमखिलं पापघ्नं पुण्यदंच यत् ॥ १३ ॥

પિંડ દાનાદિ કર્યાથી મહા ફલની પ્રાપ્તિ થાય છે અને પિતરોના ઉદ્દેશે કરીને આપેલું અક્ષય થાય છે આ મહા આખ્યાન પાપને નાશ કરનારૂં અને સંપૂર્ણ પુણ્યને આપનારૂં છે ॥ ૧૩ ॥

पवित्रं यत्पवित्राणां महापातक नाशनम् ॥
सर्व मङ्गल माङ्गल्यं वन्द्यं सारस्वतं जलम् ॥ १४ ॥

પવિત્રને પણ પવિત્ર કરનારૂ, મહાપાપને નાશ કરનારૂ, મંગલને પણ મંગલ કરનારૂ, નમસ્કાર કરવા યોગ્ય એવું સરસ્વતીનુ જલ છે ॥ ૧૪ ॥

ऊर्ध्वकंदिवि यत्पुण्यं प्रभासेतु व्यवस्थितं ॥
सारस्वतजलंनृणां ब्रह्महत्यां व्यपोहति ॥ १५ ॥

સ્વર્ગમાં સરસ્વતીના સ્નાનાદિકનુ જે પુણ્ય છે તેજ પુણ્ય પ્રભાસ ક્ષેત્રમાં સરસ્વતીનુ છે. સરસ્વતી નદીનુ જલ મનુષ્યોની બ્રહ્મહત્યાના પાતકને દુર કરે છે. ॥ ૧૫ ॥

सरस्वत्यां नरस्नात्वा संतर्प्य पितृदेवताः ॥
पश्चात् पिण्डप्रदातारः स्तन्यपाः न भवन्तिते ॥१६॥

જે મનુષ્ય, સરસ્વતી નદીમાં સ્નાન કરીને પિતરોનુ તર્પણ કરીને પિંડદાન કરે છે તે પુનઃ માતાનુ સ્તનપાન કરવાને મનુષ્ય દેહમાં આવતા નથી ॥ ૧૬ ॥

यथा कामदुघा धेनुः भवतीष्ट फलप्रदा ॥
तथा स्वर्गापवर्गाभ्यां हेतुभूतासरस्वती ॥ १७ ॥

જે પ્રમાણે કામદુઘા ગાય ઇચ્છિત ફલને આપનારી થાય છે, તેજ પ્રમાણેની સ્વર્ગ અને મોક્ષ એની હેતુભૂત સરસ્વતી નદી જાણવી. ॥ ૧૭ ॥

इतिश्रीस्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने
सरस्वतीमाहात्मे द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

---

વ્યાસ ૩૦–मार्कंडे नोदितं पुंसां स्वर्गद्वारमपावृतं ॥
तत्रये देहसन्त्यागं कुर्वंतिफलकाङ्क्षया ॥१॥

વેદ વ્યાસજી ધર્મરાજાને કહે છે—હે રાજા ! ફલની ઇચ્છા કરીને જે પુરૂષ સરસ્વતી નદીના કાંઠે દેહ ત્યાગ કરે છે, તે પુરૂષો માટે સ્વર્ગનું બારણું ખુલ્લું છે એવું માર્કંડેય ઋષીનું વચન છે. ૧

ઈશ્વર ૩૦–लभन्ते देहिनोह्याशु विष्णोर्यत् परमंपद ॥
अतः किंबहुनोक्तेन द्वारत्यां सदानरैः ॥२॥

મહાદેવજી કહે છે—હે સ્વામિ કાર્તીક ? મ્હારા ઘણા કહ્યા થી શું અધિક છે. સદા સર્વ કાલ જે મનુષ્યો દ્વારાવતીને વિષે દેહ ત્યાગ કરે છે; તે મનુષ્યો તાત્કાલ વિષ્ણુના પરમ પદને પ્રાપ્ત થાય છે. ॥ ૨ ॥

देहत्यागः प्रकर्तव्यो विष्णुलोक जिगीषया ॥
अनाशिके जलेचाग्नौ ये विशन्ति नरोत्तमाः ॥३॥

વિષ્ણુલોકમાં જવાની ઇચ્છાવાળા પુરૂષોએ સરસ્વતિ નદીના કાંઠે દેહ ત્યાગ કરવો, અન્ન જલ પરિત્યાગ કરીને જે પુરૂષો જલને વિષે અથવા અગ્નીમાં દેહત્યાગ કરે છે– ॥ ૩ ॥

सर्वपाप विनिर्मुक्ताः यान्ति विष्णोः पुरिं सदा ॥
अन्योपि व्याधरहितो गच्छेदनशनं कृतः ॥ ४ ॥

તે પુરૂષો સર્વ પાપથી મુક્ત થઇને વિષ્ણુની શ્રેષ્ટપુરીમાં જાય છે. અને બીજા પણ વ્યાધિ રહિત પુરૂષો અન્નજલનો ત્યાગ કરીને દેહ ત્યાગ કરે છે ॥ ૪ ॥

शतंवर्ष सहस्राणां वसते सदिवी सदा ॥
ब्राह्मणेभ्यः परंनास्ती पवित्रं परमं क्वचित् ॥ ५ ॥

તે પુરૂષ એક લક્ષ વર્ષ પર્યંત સ્વર્ગમાં વાસ કરે છે. હે સ્વામિ કાર્તિક! બ્રાહ્મણો સરખા પરમ પવિત્ર અને શ્રેષ્ટ બીજા કોઇએ નથી. ॥ ૫ ॥

उपवासैस्तथातुल्यं तपः कर्म न विद्यते ॥
नास्ति वेदात्परं शास्त्रं नास्ति मातृसमो गुरुः ॥६॥

ઉપવાસ ( અભ્યાસ ) ના તુલ્ય બીજું તપ કર્મ નથી, વેદથી શ્રેષ્ટ કોઇએ શાસ્ત્ર નથી અને માતા સમાન કોઈ ગુરૂ નથી.૬

अहिंसा तुल्य धर्मो न तपो नानशनात्परम् ॥
स्नात्वायः कुरुते तत्र पितृ पिण्डोदकक्रियाम् ॥७॥

અહિંસા સરખો ધર્મ નથી, અનશન વ્રત સરખું તપ નથી, તેમજ જે પુરૂષ સરસ્વતિ નદીમાં સ્નાન કરીને પિતરોને પિંડદાન કરે છે ॥ ૭ ॥

तृप्यान्ति पितरस्तस्य यावद्ब्रह्मादिवा निशम् ॥
तत्रोपोष्य नरस्नात्वा केशवं यस्तु पूजयेत् ॥ ८ ॥

તેના પિતરો-બ્રહ્મદેવના દિવસ અને રાત્રપર્યંત તૃપ્તીને પ્રાપ્ત થાય છે. જે મનુષ્ય ઉપોષણ કરીને સ્નાન કરી કેશવભગવાનનું પૂજન કરે છે ॥ ૮ ॥

समुक्तः पातकेस्सर्वै र्विष्णुलोकमवाप्नुयात् ॥
तीर्थानामुत्तमंतीर्थं यत्र सन्निहितो हरिः ॥ ९ ॥

તે સર્વપાપથી મુક્ત થઇને વિષ્ણુલોકમાં જાય છે. જ્યાં દુઃખ હરનારા હરી કને છે તે સર્વતાર્થમાં ઉત્તમતીર્થ જાણવું ॥૯॥

हरते सकलं पापं तस्मिन्तीर्थे स्थितस्य च ॥
मुक्तिदं मोक्षकामानां धनदंच धनार्थिनाम् ॥१०॥

તે તીર્થમાં રેહેનારા પુરૂષનુ સકલપાપ હરણ કરે છે. મોક્ષની ઇચ્છાવાળાને મુક્તી અને ધનની ઇચ્છાવાળાને ધન—॥ ૧૦ ॥

आयुश्चसुखदंपुंसाम् सर्वकामफलप्रदम् ॥
किमन्येनात्रतीर्थेन यत्रदेवोजनार्दनः ॥ ११ ॥

આયુષ્યની ઇચ્છાવાળાને સુખ દેનારૂ આયુષ્ય એ પ્રમાણે સર્વ મનોર્થના ફલને આપનારૂં, બીજા તીર્થમાં શું અધિક છે ? અને જ્યાં જનાર્દન ભગવાન્—॥ ૧૧ ॥

स्वयंवसतिनित्यंहि सर्वेषामनुकम्पया ॥
तत्रयद्दीयतेकिंचिद्दानंश्रद्धासमन्वितैः ॥
अक्षयं तद्भवेत्सर्वं इहलोके परत्रच ॥ १२ ॥

સર્વ ઉપર દયા કરતા પોતે સદાએ રહે છે–તે ઠેકાણે શ્રદ્ધા યુક્ત થોડું પણ દાન આપે તો તે આ લોકને વિષે અને પર લોકને વિષે સઘળુંએ અક્ષય થાય છે. ॥ ૧૨ ॥

यज्ञैर्दानै र्तपोभिश्च यत्फलं प्राप्यते बुधैः ॥
तदत्रस्नानमात्रेण शूद्रोपिसविमुच्यते ॥ १३ ॥

યજ્ઞ, દાન અને તપ એથી જ્ઞાનવાન્ જે ફલ ને પ્રાપ્ત થાય છે–તે ફલ સ્નાન માત્રે કરીને સર્વને પ્રાપ્ત થાય છે અને શૂદ્ર પણ મુક્તીને પ્રાપ્ત થાય છે. ॥ ૧૩ ॥

तत्रश्राद्धंचयःकूर्यादेकादश्यामुपोषितः ॥
सपितृनुद्धरेत्सर्वान्नरकेभ्यो न संशयः ॥ १४ ॥

જે પુરૂષ એકાદશીને દિવસે ઉપોષણ કરીને તે ઠેકાણે શ્રાદ્ધ કરશે તે પુરૂષ નર્કમાં પણ ગએલા પિતરોનો ઉદ્ધાર કરશે એમાં સંશય નથી. ॥ ૧૪ ॥

अक्षयोभगवद्विष्णुः परमात्माजनार्दनः ॥
दीयतेयत्रमुद्दिश्य तदक्षयमुदाहृतम् ॥ १५ ॥

જેવનો નાશ નથી એવ્હા ભગવાન્ વિષ્ણુ પરમાત્મા જનાર્દન ના ઉદ્દેશે કરીને જે આપે છે તે નાશ રહિત કહેવાયુ છે ॥ ૧૫ ॥

इति श्रीस्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने–
आदिद्वारावतिमाहात्म्यंनाम त्रयोविंशोऽध्यायः ॥२३॥



सूत उ०–तत्रतस्यसमीपस्थं मार्कंडेनोपलक्षितम् ॥
तीर्थं गोवत्ससंज्ञंतु सर्वत्रभुविविश्रुतम् ॥ १ ॥

સૂતપુરાણિક, શૌનકાદિક ઋષિયોને કહે છે–હે શૌનકો! તે ધર્મારણ્યમાં માર્કંડેય ઋષીના આશ્રમને સામને આદિદ્વારાવતી તીર્થના કને–પૃથ્વીમાં સર્વત્ર વિખ્યાત એવ્હું ગોવત્સ નામનું તીર્થ છે. ॥ ૧ ॥

तत्रावतीर्य गोवत्सः स्वरूपेणाम्बिकापतिः ॥
स्वयम्भुलिंगरूपेण संस्थितोजगतांपतिः ॥ २ ॥

સાક્ષાત અંબિકાપતી મહાદેવજી તે ઠેકાણે ગાયના વાછરડાના રૂપથી ઉત્પન્ન થયા. તે જ ગોવત્સરૂપ ભગવાન જગતના નિધી રૂપ, પોતાની મેળે જ પ્રગટ થયેલા, લિંગ રૂપે કરીને ત્યાંજ સ્થિત થયા. ॥ ૨ ॥

स्कंद उ०–रुद्रो गोवत्सरूपेण अवतीर्णः कथंपुराः ॥
एतत्प्रश्नं समारब्धं मार्कंडो सुमतिस्तदा ॥३॥

સ્વામિ કાર્તિક, મહાદેવજીથી પુછે છે—કહો મહારાજ! મહાદેવજી પેહેલે ગોવત્સરૂપે કરીને કેમ ઉત્પન્ન થયા? એજ પ્રશ્ન -માર્કંડેય ઋષીથી પુછેલું, ત્યારે માર્કંડેય ઋષી કહે છે,—॥ ૩ ॥

श्रीमार्कंड उ०–आसीन्दलाहकोनाम रुद्रभक्तो महाबलः ॥
आखेटकः समायुक्तो नृपः परपुरंजयः ॥ ४ ॥

કે પેહેલે, મહાદેવજીનો ભક્ત મહાબલવાન્ બલાહક નામનો રાજા હતો. તે રાજા શીકાર કરવામાં મહા ચતુર અને શત્રુના નગરને જીતી લેનારો એવો તે બલાહક રાજા હતો. ॥ ૪ ॥

मृगयूथे स्थितंदृष्ट्वा गोवत्सं तत्पदातिना ॥
उक्तोराजामयादृष्टं कौतुकं नृपसत्तम ॥ ५ ॥

એક દાઢો, બલાહક રાજાનો દુત આરણ્યમાં ગયો હતો તેને હરણના ટોળામાં એક ગાયનો વાછયડો જોયો. તે દૂતે આવીને રાજાને કહ્યુ–હે રાજા આજ મ્હે એક કૌતુક જોયુ! ॥ ૫ ॥

गोवत्समृगयूथस्य दृष्टोमध्यस्थितोमया ॥
तेषा मेवानुरक्तोसौ जनन्यारहितस्तथा ॥ ६ ॥

કે વનમાં હરણના ટોળામા ગાયનો એક વાછયડો જોયો. અને તે વાછયડો હરણના ટોળામાં જ, તેની માતા ન્હોતી તોએ પણ હરણના ટોળામાજ આનંદથી રમતો હતો. ॥ ૬ ॥

तच्छ्रुत्वा कौतुकंराजा तंपतिः पुरतास्थितं ॥
प्रोवाच दर्शय स्वेति गोवत्संवनमाविशत् ॥७॥

રાજાએ આ પ્રમાણેનું કૌતુક સાંભળીને પોતાના સામને ઉભેલા દૂતને કહે છે-હે દૂત! તે ગોવત્સ કયા છે? એ મને બતાઉ.

એ પ્રમાણે કહી તે દૂતને સાથે લઈ વનને વિષે જતા હવા. ॥૭॥

गत्वाटवीं तस्य राज्ञो दर्शितः सपदातिना ॥
पदातिनाम्मृगानीकः दुद्रावत्रासितंतदा ॥ ८ ॥

હવે રાજા વનમાં ગયા. અને દૂતે દૂરથી તે મૃગનુ ટોળુ રાજાને બતાડર્યું. આગળ આગળ ચાલતો એ‍હા દૂતના ભયથી મૃગનુ ટોળુ ભાગ્યું. ॥ ૨૮ ॥

पीलुगुल्मंप्रतिगतं गोवत्सः प्रस्थितस्तदा ॥
राजाततग्रहणाकांक्षी प्राविशद्गुल्ममादरात् ॥ ९ ॥

તે મૃગનુ ટોળુ પીલુના ઝાડોના ગુચ્છમાં ભરાઇ ગયું. અને પછવાડેથી ગાયનુ વાછયડુ પણ તેજ ગુચ્છમાં સંતાવવા દોડયુ. ત્યારે રાજાને તે ગાયનુ વાછયડુ ધરવાની ઈચ્છા થઈ, ત્યારે રાજા પણ તે પીલુના ગુચ્છમાં પ્રવેશ કરતા હવા. ॥ ૯ ॥

तत्रस्थितं स गोवत्सं अपश्यन्नृपतिः स्वयम् ॥
यावत् गृण्हातितं तावत् लिंङ्गजातं महोज्वलम् ॥१०॥

તે ઠેકાણે ભરાઇને બેઠેલુ ગાયનુ વાછયડુ જોઇને, રાજા તે વાછયડુ ધરવા ગયા. વાછયડાને ધરે છે શુ! એટલી વારમાં તો તે વાછયડાનુ–' મહા તેજસ્વી મહાદેવજીનુ લીંગ થઇ ગયું.' ॥૧૦॥

तंदृष्ट्वाविस्मितोराजा किमेतादितिचिन्तयत् ॥
यावाच्चिन्तयतोह्येते देहंत्यक्त्वादिवंगतः ॥ ११ ॥

તે વાછયડાનુ થએલું લિંગ જોઇને રાજા મહાન્ આશ્ચર્યને પ્રાપ્ત થયા, અને અરે આ શું છે? એવ્હી ચિંતા કરવા લાગ્યા–એટલી વારમાં રાજાનું દેહ ત્યાંજ છુટી ગયું. રાજા ત્યાં દેહનો પરીત્યાગ કરીને કૈલાસને વિષે જતા હવા. ॥ ૧૧ ॥

तावत्पश्यन्तितंनाभ्यां गोवत्सं बालकं स्थितम् ॥
नूनमेषमहादेवो वत्सरूपिमहेश्वरः ॥ १२ ॥

કૈલાસમાં રાજાએ તે ગોવત્સબાલકને ( વાછયડુ ) મહાદેવજીની સભામાં બેઠેલુ જોયું. ત્યારે રાજા મનમાં વિચાર કરે છે કે અરે! આ ગોવત્સરૂપ તો લીધેલું છે પણ એતો સાક્ષાત્ મહાદેવજી જ છે. ॥ ૧૨ ॥

ननामानयने देवो नोतिष्ठतिकथंचन ॥
देवाऊचुः-भगवन्सर्वदेवेशस्थातव्यं भवताविभो ॥ १३ ॥

ત્યારે રાજાએ તે ગોવત્સરૂપી ભગવાન્‌ને ધર્મારણ્યમાં લઈ જવા માટે નમસ્કાર કર્યો અને ઉઠાડયા. તોએ પણ મહાદેવજી કાંઈ ઉઠયા નહિ. ત્યારે સંપૂર્ણ દેવતાઓ હાથ જોડી મહાદેવજીને કહે છે—હે ભગવન્! હે સર્વના દેવ! આપે ત્યાં ધર્મારણ્યમા વિરાજમાન્ થઉ. ॥ ૧૩ ॥

महादेव उ०-शुक्लेनालिङ्गरूपेण सर्वलोक हितैषिणा ॥
स्थास्याम्यहं सदैवात्र लिङ्गरूपेणवैसुराः ॥ १४ ॥

ધોળા વર્ણના લિંગરૂપે કરીને સર્વ લોકના હિતની ઈચ્છાથી આપ ત્યાં (ધર્મારણ્યમા) વિરાજમાન્ થાવ. એ પ્રમાણે જ્યારે દેવતાઓએ કહ્યુ ત્યારે મહાદેવજી કહે છે—હે દેવતાઓ ઘણું સારૂં! હું સદાએ આ ક્ષેત્રમા લિંગરૂપે કરીને વાસ કરીશ ૧૪

यस्माद्भाद्रपदेमासी कृष्णपक्षे कुहुदिने ॥
तस्मात्तद्दिवसे तत्रस्नानं कृत्वाविधानतः ॥
लिङ्गंये पूजयिष्यन्ति न तेषांहिभयं भवेत्॥ १५ ॥

ભાદ્રપદવદ અમાવાસ્યાના દિવસે મહાદેવજીનું ધર્મારણ્યમા સ્થાપન થયું-એટલા જ માટે ભાદ્રપદ વદ અમાવાસ્યાના દિવસે સ્નાન કરીને તે ઠેકાણે વિધીથકી લિંગનું જે પૂજન કરશે તેવને ભય થવાનો નથી. ॥ ૧૫ ॥

कृते च पिण्ड दानेन पूर्वजाः साश्वतंसमाः ॥
रौरवे नरके घोरे कुंभिपाकेच ये गताः ॥ १६ ॥

ત્યાં પિંડદાન કર્યું અસતા મહા ભયંકર રૈરવ નર્ક અને કુંભિપાક નર્કમાં હજારો વર્ષથી ગએલા પૂર્વજોનો ઉદ્ધાર થાય છે. ॥૧૬॥

अनेक नरकस्थाश्च तिर्यग्योनिंगताश्चये ॥
तेसकृत्पिण्डदानेनस्यात्तेषा मक्षयागतिः ॥ १७ ॥

અનેક નર્કમાં ગએલા તેમજ પશુ યોનીમાં ગએલા—એક વખતના પિંડદાને કરીને અક્ષયગતીને પ્રાપ્ત થાય છે. ॥ ૧૭ ॥

एव मुक्त्वातु संहृष्टः वत्सरूपो जगद्गुरुः ॥
शुक्लयारोचिशाराजन् स्वधामप्रत्य पद्यत ॥ १८ ॥

વત્સરૂપ જગત્ગુરૂમહાદેવજી, એવું કહી હર્ષને પ્રાપ્ત થઇ, ગૌરવર્ણ રૂપથી–હે રાજા ધર્મ ? ધર્મારણ્યમાં આવી પ્રાપ્ત થયા. ૧૮

व्यास उ०–ततोदेवाः स्वयंविष्णुः सर्वदेवसमन्वितः ॥
स्थापयामासतल्लींगं सर्वदेवसमीपतः ॥१९॥

વેદવ્યાસજી, કેહે છે–હે રાજા ધર્મ ! ત્યાર પછી વિષ્ણુ ભગવાન્ સુદ્ધા સઘળાએ દેવતાઓ મળીને સર્વ દેવના કને ( ધર્મારણ્યમાં ) તે લિંગની સ્થાપના કરતા હવા ॥ ૧૯ ॥

चकार वरदानानि लोकानां हितकाम्यया ॥
यावच्चिन्तयतोह्येवं रुद्रोपिस्वय मागतः ॥ २० ॥

લોકોના કલ્યાણની ઇચ્છાએ કરીને, વરદાનનો નેમ* કરતા હતા, એટલામાં રૂદ્ર પણ પોતે ત્યાં આવી પ્રાપ્ત થયા. ॥ ૨૦ ॥

रुद्र उवाच–अस्यां रात्रौतुमनुजाः श्रद्धाभक्तिसमन्विताः ॥
येर्च इष्यन्तिदेवेशं तेषांपुण्यमनन्तकं ॥२१॥

મહાદેવજી કેહે છે–આ ( ભાદ્રપદ વધ અમાવાસ્યાની )

* એટલે જે મનુષ્ય ધર્મારણ્યના અમુક તીર્થમાં સ્નાન કરશે તો અમુક ફલ મળશે, અમુક ઠેકાણે પીંડદાન કરશે તો અમુક ફલ થશે. વિગેર

રાત્રીને વિષે જે મનુષ્યો શ્રદ્ધા-ભક્તીથી મ્હારૂં પૂજન કરશે તેવને અનંત પુણ્યની પ્રાપ્તી થશે. ॥ ૨૧ ॥

जागरं ये करिष्यन्ति गीतशास्त्रपुरःसरम् ।
उद्धरिष्यंतितेमर्त्याः कुलमेकोत्तरंशतम् ॥ २२ ॥

જે પુરૂષો ગાયન અને શાસ્ત્રયુક્ત આ રાત્રીયે જાગરણ કરશે તે એકસો એક પેઢીને તારશે. ॥ ૨૨ ॥

तावद्गर्जन्तितीर्थानि नैमिषं पुष्करं गया ॥
प्रयागंच प्रभासंच द्वारका मथुराऽर्बुदः ॥ २३ ॥

નૈમિષારણ્ય, પુષ્કરરાજ, ગયા, પ્રયાગ, પ્રભાસ (સિદ્ધપુર પાટણ) દ્વારકા મથુરા, અર્બુદ એ તીર્થો ત્યાર સુધીજ ગર્જના કરતા હતા—॥ ૨૩ ॥

यावन्नदृश्यते लिंगं गोवत्सं परमाद्भुतं ॥
यदाहिकुरुतेभावं गोवत्सगमनंप्रति ॥ २४ ॥

કે જ્યાર સુધી પરમ અદ્‌ભુત ગોવત્સ મહાદેવનુ લિંગ જોયુ ન્હોતુ. જ્યારે મનુષ્ય ગોવત્સ મહાદેવને જોવા જવાની ઇચ્છા કરે છે-॥ ૨૪ ॥

स्ववंशजास्तदासर्वे पूर्वेनृत्यंतिहर्षिताः ॥
વ્યાસ ઉ૦-पश्चादत्यद्भुतंतत्र वृत्तान्तं श्रुणुतद्विजाः ॥२५॥

તેના પેહેલેજ, તેના પૂર્વજો હર્ષને પ્રાપ્ત થઇ નૃત્ય કરે છે. વ્યાસજી કેહે છે-હે રાજા ! પછી ત્યાં એક અદ્‌ભુત વૃત્તાન્ત થયુ તે તમે સાંભળો. એમ સુતપુરાણી કે શૌનકાદિક ઋષીયોને પણ કહ્યું. ॥ ૨૫ ॥

येनवैश्रुतिमात्रेण सर्वपाप क्षयोभवेत् ॥
यदावैस्थापितंलिङ्गं सर्वैर्देवैःपुरातनं ॥ २६ ॥

જેના સાંભળવાથીજ સર્વે પાપનો ક્ષય થાય. જ્યારે સઘળા દેવોએ મળીને પુરાતન લિંગનુ સ્થાપન કર્યું—॥ ૨૬ ॥

विष्णुनास्थापित गुणात् सर्वपांचदिवौकसां ॥
इषुपातप्रमाणेन प्रत्यहं समवर्धत ॥ २७ ॥

તે વિષ્ણુ ભંગવાનના સ્થાપન કરેલા ગુણથી અને બધા દેવતાઓના ગુણથી તે લિંગ–બાણુ છોડીએ અને તે બાણુ જેટલે દૂર જાય, તેટલુ લાંબુ તે લિંગ રોજને રોજ વધવા લાગ્યુ. ૨૭

ततस्तेमनुजास्सर्वे भीतास्तंशरणंययौ ॥
देवाऊचुः-वृद्धिंसंहरदेवेशलोकानांस्वतिकृद्भव ॥ २८ ॥

ત્યારે તો સંપૂર્ણ દેવતાઓ અને મનુષ્યો ડરીને મહાદેવજીના શરણે ગયા અને કેહેવા લાગ્યા–હે દેવોના સ્વામી ! આ લિંગની વૃદ્ધી થઇ રહી છે એને બંધ કરો, અને લોકોનું કલ્યાણ કરનારા થાવ. ॥ ૨૮ ॥

एवमुक्तेततोलिङ्गात्वाग्वाचाशरीरिणी ॥
शिववाणी उ०–हेलोकामाभयंयात उपायःश्रूयतामयम्॥२९॥

દેવતાઓએ જ્યારે આ પ્રમાણે કહ્યું ત્યારે તે વૃદ્ધી પામનારા લિંગમાંથી શરીર વિનાની વાણી ઉત્પન્ન થઈ. તે શિવવાણી કેહેવા લાગી–હે લોકો ! તમે ભય ને પ્રાપ્ત મા થાવ ! હું તમને ઉપાય કહુ છું તે સાંભળો ॥ ૨૯ ॥

कश्चिचाण्डालमानीय मत्पुरः स्थाप्यतांध्रुवम् ॥
चाण्डालश्च समानीय दधु र्देवस्पत्ते पुरः ॥ ३० ॥

કોઇ એક ચાંડાલને લાવીને મ્હારા સામને બેસાડો ! એ પ્રમાણે જ્યારે તે વધનારા લિંગમાંથી વાણી થઇ–ત્યારે બધા દેવોએ એક ચાંડાલને લાવીને તે લિંગના સામને બેસાડયો ॥૩૦॥

तथापितस्यलिङ्गस्य वृद्धिर्नैवनिवर्तते ॥

પુનઃવાગુવાચ-कर्मणायस्तुचाण्डालः अग्रेमस्थाप्यतांजनाः
તોએ પણ તે લિંગની વૃદ્ધી કાંઇ બંધ થાય નહી. ત્યારે પુનઃ શિવવાણી કેહેવા લાગી—હે ! જનો !' કર્મથી જે ચાંડાલ હોય તેને મ્હારા સામને બેસાડો ॥ ૩૧ ॥

तच्छ्रुत्वामहदाश्चर्यं मतिंचक्रुर्विलोकने ॥
मार्गमाणाजनपदान् ग्रामाणिच पुराणिच ॥ ३२ ॥
આ આશ્ચર્યકારક વાત સાંભળી તે દેવતાઓ કર્મ ચાંડાળને શોધવાનો પ્રયત્ન કરતા હવા જનપદો ( શેહેરો ) ગામડાઓ અને પુરોમાં કર્મચાંડાળને શોધવા લાગ્યા. ॥ ૩૨ ॥

कश्चित्कर्मरतं पापे ददृशुर्ब्राह्मणंब्रुवम् ॥
वृपभान्भारसंयुक्तान् मध्याह्नेवाहयन्तिसः ॥ ३३ ॥
ત્યારે દેવતાઓએ, એક કર્મચાંડાલ બ્રાહ્મણ-પાપ કર્મમાં તત્પર મધ્યાન્હ સમયમાં બળદો ઉપર બોઝા લાદીને હાંકી રહ્યો છે એન્હો જોયો ॥ ૩૩ ॥

क्षु ट्श्रमपरीतांश्च दुर्बलान्क्रूरमानसः ॥
अनाचारिप्रवासीच भक्षभक्षेति वै द्विजः ॥ ३४ ॥
ભૂખ, તરસ અને શ્રમથી થાકેલા એન્હા ગરીબ માણસોને કઠોર ચિત્તનો, આચાર ભ્રષ્ટ, પ્રવાસ કરનારો એન્હો આ દુષ્ટ બ્રાહ્મણ 'ખાવ ! ખાવ ' એમ પોતાના મનથીજ કહી રહેલો છે. ॥૩૪॥

तंसमादायवैविप्रं जग्मुर्यत्राजगद्गुरुः ॥
तदग्रेह्यानितंभूम्यां स्थापयामासुरादृताः ॥ ३५ ॥
એન્હા તે દુષ્ટ બ્રાહ્મણને લઇને-જ્યાં જગદ્‌ગુરૂ શંકર ભગવાન્ હતા, તેવના સામને પૃથ્વીને વિષે આદરથી બેસાડયો ॥ ૩૫ ॥

भस्मीवभूवसहसा गोवत्साग्रेनिरूपितः ॥
चाण्डालस्थलइत्येपःप्रसिद्धःसोऽभवत्क्षितौ ॥ ३६ ॥

ગોત્સવ મહાદેવના સામને બેસાડતા માત્ર તે કર્મચાંડાલ બ્રાહ્મણ તાત્કાલ બળીને ભસ્મ થઈ ગયો. તે દિવસથી તે સ્થલ 'ચાંડાલસ્થલ' એ નામથી પૃથ્વીમાં પ્રસિદ્ધ થયું. ॥ ૩૬ ॥

तत्रास्थितैर्नचाद्यापि प्रासादो दृश्यतेहिसः ॥
तदाप्रभृतितल्लिङ्गं साम्यभाव मुपागतम् ॥ ३७ ॥

તેજ વખત તે લિંગ ન્હાનુ સરખુ થઈ ગયુ. અને આજ પણ તે મહાદેવજીનુ મંદિર દેખાતુ નથી. ( લિંગ ઘણું વધવાથી મંદિર બની શક્યું નહિ.) ॥ ૩૭ ॥

धौतपाप्मा गतः स्वर्गं द्विजो लिङ्ग निरीक्षणात् ॥
प्रत्यहं पूजयामासु गोवत्सं गतकिल्बिषः ॥ ३८ ॥

હવે તે પાપી બ્રાહ્મણ મહાદેવજીને જોતા માત્ર બધાએ પાતકોથી દુર થઇને સ્વર્ગને વિષે જતો હવો. અને બધાએ ધર્મારણ્ય નિવાસીજનો રોજ ગોવત્સ મહાદેવજીનુ પુજન કરવા લાગ્ય .૩૮

विशेषात्कृष्ण पक्षस्य चतुर्दश्यां समागताः ॥
एतन्महद्भुतं तस्य देवस्य च त्रिशूलिनः ३९ ॥

વિશેષે કરીને કૃષ્ણપક્ષની ચૌદશને દિવસે ત્રિશૂલને ધારણ કરનારા એહ્વા મહા અદ્દભુત તે લિંગરૂપી ગોવત્સ મહાદેવનું પુજન કર્યાનુ અધિક ફલ છે. ॥ ૩૯ ॥

વ્યાસ ઉ૦–शृणुयाद्योनरोभक्त्या सर्वपापैः प्रमुच्यते ॥
ततः प्रभृति तत्तीर्थं गोवत्सेति च संज्ञितम् ॥
नराणां पुण्य फलदं मार्कंडे न प्रभाषितम् ॥ ४० ॥

આ મહાત્મ, જે મનુષ્ય ભક્તીથી સાંભળશે તે સર્વ પાપથી મુક્ત થશે. વેદવ્યાસજી, ધર્મરાજાને કહે છે—હે રાજા! તે દિવસથી મનુષ્યોને પુણ્ય અને ફલ આપનારૂં માર્કંડેય ઋષીએ કહેલું તે તીર્થ ગોવત્સેશ્વર નામથી પ્રસિદ્ધ થયું. ॥ ૪૦ ॥

तत्राजन् सदास्नानं रुद्रलोकं नयेन्नृणाम् ॥
पापं देह विशुद्ध्यर्थं पापेनोप हतात्मनाम् ॥ ४१ ॥

પાપ દુર કરી દેહ શુદ્ધી માટે અને પાપે કરીને નષ્ટ થએલા છે આત્મા જેના, એહ્વા પુરૂષોને આ તીર્થનુ નિત્યસ્નાન રૂદ્રલોકમાં લઈ જનારૂં થાય છે. ॥ ૪૧ ॥

कूपे तर्पणकं श्राद्धं संशन्ति पितरोदिवि ॥
उत्कृष्टं पिंड दानेन गयायां पितरो यथा ॥ ४२ ॥

તે કૂપને વિષે તર્પણ કરવું, શ્રાદ્ધ કરવું એની સ્વર્ગમાં પિતરો પ્રશંસા કરે છે. અને ઉત્તમ પ્રકારના પિંડદાને કરીને તેવની-ગયાજીમાં પિંડદાન પ્રમાણે તૃપ્ત્રી થાય છે. ॥ ૪૨ ॥

वान्छन्ति तर्पणं कूपे धर्मारण्ये विशुद्धये ॥
भाद्रपदे विशेपेण पक्षस्यान्तेऽसिते कलौ ॥४३॥

ભાદ્રપદ માસના કૃષ્ણ પક્ષને વિષે, ધર્મારણ્યના કૂપમાં કલિયુગમાં પિતરો તર્પણની ઈચ્છા કરે છે. ॥ ૪૩ ॥

एकविंशति वारांस्तु गयायां तर्पणे कृते ॥
पितृणां या परातृप्तिः जायते गंगकूपके ॥ ४४ ॥

ગયાજીમાં એકવીસ વાર તર્પણ કર્યાથી જે તૃપ્ત્રી થાય છે તે તૃપ્ત્રી આ ગંગકૂપમાં તર્પણ કર્યાથી પિતરોને થાયછે. ॥૪૪॥

तस्मिन् गोवत्स सामिप्ये तिष्ठते गंग कूपकः ॥
तस्मिन् तिलोदकेनापि सद्गतिं यान्ति तर्पिताः ॥४५॥

તે ગોવત્સેશ્વરના કને ગંગકૂપ છે. ત્યાં તિલ્લી થકી તર્પણ કર્યું અસતા તૃપ્ત થએલા પિતરો સદ્ગતીને પ્રાપ્ત થાયછે. ॥૪૫॥

पितरो नरकाद्वापि सुपुत्रेण सुमेधसा ॥
गोप्रदानं प्रशंसन्ति तस्मिन्तीर्थे मुनीश्वराः ॥४६॥

સૂતપુરાણિક-શૌનકાદિક ઋષીયોને કહે છે કે મુનીશ્વરો! નર્કમાં પણ ગએલા પિતરો, તે ગંગારૂપ તીર્થ ને વિષે બુદ્ધિમાન્ પુત્રથી ગોદાનની પ્રશંસા ( ઇચ્છા ) કરે છે. ॥ ૪૬ ॥

विप्रायदानंस्वर्गाय रुद्रलोकं नयेन्नृणाम् ॥
सरस्वती शिवक्षेत्रं गङ्गकूपंतथैवच ॥ ४७ ॥

આ ઠેકાણે બ્રાહ્મણોને દાન દીધુ અસતા, સ્વર્ગ અને રૂદ્રલોકમાં લઇ જાય છે. સરસ્વતી, શિવક્ષેત્ર (ધર્મારણ્ય) અને ગંગકુપ ॥૪૭॥

एकत्रमेतत्त्रितयं स्वर्गापवर्गकारणम् ॥
सेवितंऋषिभिस्सिद्धैः तीर्थसर्वत्रविश्रुतम् ॥ ४८ ॥

એ તીને એકઠા સ્વર્ગ અને મોક્ષ આપનારા છે. ઋષી અને સિધ્ધોથી સેવિત આ તીર્થ સર્વત્ર વિખ્યાત છે. ॥ ૪૮ ॥

पीलुगुल्मं स्थितंतत्र तत्तीर्थं मुनिसेवितम् ॥
स्नानात्स्वर्गप्रदंनृणां पानात्पापविशुद्धिदम् ॥ ४९ ॥

ઋષિયોથી સેવિત તે પીલુ વૃક્ષમાં રહેલુ તીર્થ સ્નાનથી સ્વર્ગ આપનારૂ અને પાનથી મનુષ્યોના પાપ દૂર કરનારૂ છે ૪૯

कीर्तनात्पुण्यजननं सेवनान्मुक्तिदंपरम् ॥
तद्विपश्यन्तियेभक्त्या ब्रह्महायदिमातृहा ॥ ५० ॥

કીર્તનથી પુણ્ય આપનારૂ, સેવનથી મુક્તિ દેનારૂ, બ્રહ્મહત્યા અથવા માતૃહત્યા કરેલી હોય તો પણ જેના દર્શનથી મુક્ત થાય છે ॥ ૫૦ ॥

बालघातीच गोघ्नश्चयच स्त्रीशूद्रघातकाः ॥
गरदाश्चाग्निदाश्चैव गुरुद्रोहरताश्चये ॥ ५१ ॥

બાલહત્યા, ગોહત્યા, સ્ત્રીહત્યા, શુદ્રહત્યાકરનારો, ઝેર આપનારો, અગ્ની લગાડનારો, ગુરૂદ્રોહ કરનારો ॥ ૫૧ ॥

तपस्वी निन्दकाश्चैव कूटसाक्षिंकरोतियः ॥
वक्ताच परदोपस्य परस्यगुणलोपकाः ॥
सर्वपापमयोप्यत्रमुच्यते लिङ्गदर्शनात् ॥ ५२ ॥

તપસ્વીની નિંદા કરનારો, ખોટી સાક્ષી ભરનારો, પારકાના દોષને ઉઘાડનારો તેમજ પારકાના ગુણને ચોરનારો એ સર્વે આ લિંગના દર્શન માત્રથી સર્વ પાપથી મુક્ત થાય છે. ॥ ૫૨ ॥

इतिश्रीस्कंदपुराणेपातालखण्डे धर्मारण्योपाख्याने–गोवत्सेश्वर महात्मे चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥

---

व्यास उवाच–गोवत्सान्नैऋते भागेदृश्यते लोहयष्टिका ॥
स्वयम्भूलिङ्गरूपेण रुद्रस्तत्रस्थितःस्वयम्॥१॥

વેદવ્યાસજી કેહે છે—ગોવત્સતીર્થથી નૈઋત્યકોણને વિષે **લોહયષ્ટી** નામનું તીર્થ દેખાય છે કે જ્યાં પોતેજ સ્વયંભૂ લિંગરૂપે કરીને સ્થિત થયા છે. ॥ ૧ ॥

मार्कंडेय उ०–मोक्षतीर्थेसरस्वत्याः नभसीचन्द्रसंक्षय ॥
विप्रान्सम्पूज्यविधिवत्तेभ्योदत्वाचदक्षिणाम्॥२॥

જનક વિદેહી રાજાને માર્કંડેય ઋષી કહે છે—હે રાજા! સરસ્વતી નદીને કાંઠે મોક્ષતીર્થ, જેને લોહયષ્ટી નામનું તીર્થ કહે છે એને વિષે ભાદ્રપદ વદ અમાવાશ્યાને દિવસે બ્રાહ્મણોનું પૂજન કરીને વિધીથી જે દક્ષણા આપે છે તે પુરૂષને–॥ ૨ ॥

एकविंशतिवारांस्तु भक्तयापिण्डस्ययत्फलम् ॥
गयस्यांप्राप्यतेपुंसाम् ध्रुवंतदिह तर्पणैः ॥ ३ ॥

ગયાજીમાં ભક્તિથી એકવીસ વાર પીંડદાન કરેથી જે ફલની પ્રાપ્તી થાય તે ફલની પ્રાપ્તી મનુષ્યને નિશ્ચયે કરીને આ ઠેકાણે

તર્પણ કર્યાથી થાય છે. ॥ ૩ ॥

लोहपद्यांकृतेश्राद्धे नभस्ये चंद्रसंक्षये ॥
प्रेतयोनि विनिर्मुक्ताः क्रीडन्ती पितरो दिवी ॥४॥

ભાદ્રપદ વદ અમાવાસ્યાને દિવસે, લોહયષ્ટી તીર્થમાં જે શ્રાદ્ધ કરે છે તેના પિતરો પ્રેતયોનીમાંથી મુક્ત થઇને સ્વર્ગમાં ક્રીડા કરે છે. ॥ ૪ ॥

अपिनः सुकुले भूयात् योनौद्द्यात्तिलोदकं ॥
पिंडंच लोहयष्टयां वै प्रेतपक्षे विधूक्षये ॥ ५ ॥

અને પિતરો એવી પણ ઇચ્છા કરે છે કે હમારા સારા કુલમાં કોઈ એવો ઉત્પન્ન થાય કે જે હમને ભાદ્રપદ માસની અમાવાસ્યાના દિવસે લોહયષ્ટી તીર્થમાં તિલ, જલ અને પિંડદાન આપે. ॥ ૫ ॥

लोहयष्टयाममावास्यां कार्यभाद्रपदेजनैः ॥
विशुद्धं मुनयःप्राहु पितरोयदिवल्लभाः ॥ ६ ॥

જે પુરૂષોને પોતાના પિતરો ઘણા વ્હાલા હોય તે પુરૂષોએ લોહયષ્ટી તીર્થમાં ભાદ્રપદ માસની અમાવાસ્યા કરવી. એ કર્મને મુનીલોક ઘણુ શુદ્ધ કર્મ કહે છે. ॥ ૬ ॥

क्षीरेण सुतिलैःश्वेतैः स्नात्वासारस्वतेजले ॥
पितृतृप्तिःसु सम्पूर्णा ऋषीणां वचनं यथा ॥ ७ ॥

સરસ્વતી જલમાં સ્નાન કરીને જે પુરૂષ દુધ અને ધોળા તલ એથી પિતરોનુ તર્પણ કરે છે, તેથી પિતરોની સંપુર્ણ તૃપ્ત થાય છે. એવું ઋષીયોનુ વચન છે ॥ ૭ ॥

तत्रश्राद्धानिकुर्वीत सक्तुभिःपयसासह ॥
अमावास्या दिनंप्राप्य पितृणांमोक्षमिच्छकैः ॥ ८ ॥

પિતરોના મોક્ષની ઇચ્છા કરનાર પુરૂષે અમાવાસ્યાનો દીવસ પ્રાપ્ત થયે અસતા દુધ સહવર્તમાન સાતવાના પિંડથી તે ઠેકાણે શ્રાદ્ધ કરવું ॥ ૮ ॥

रुद्रतीर्थे ततोधेनुं दद्याद्वस्त्रादिभिर्युतां ॥
विष्णुतीर्थे हिरण्यंच प्रदद्यान्मोक्षमिच्छकः ॥ ९ ॥

• મોક્ષનો ઇચ્છા કરનાર પુરૂષે રૂદ્રતીર્થને વિષે વસ્ત્રાદિકયુક્ત ગાય આપવી, અને વિષ્ણુતીર્થને વિષે સુવર્ણ આપવું. ॥ ૯ ॥

गयायां पितृरूपेण स्वयमेवजनार्दनः ॥
तंध्यात्वा पुंडरीकाक्षं मुच्यतेच ऋणत्रयात् ॥१०॥

ગયાજીમા પિતૃરૂપે કરીને પોતેજ જનાર્દન ભગવાન્ વાસ કરે છે. જે પુંડરીકાક્ષ (કમલનેત્ર) ભગવાનના ધ્યાન કર્યાથી મનુષ્ય -દેવ, પિતૃ અને મનુષ્ય એવના ઋણોથી મુક્ત થાય છે. ॥૧૦॥

आगतोस्मिगयांदेव पितृकार्येगदाधर ॥
त्वं हिसाक्षिभवस्माकं अनृणोऽहंऋणत्रयात् ॥११॥

હે દેવ! ગદાને ધારણ કરનારા! પિતૃકાર્ય માટે હું ગયામાં આવ્યો છુ અને તીને ઋણથી મુક્ત થયો છુ માટે તમે મ્હારા સાક્ષી થાવ ॥ ૧૧ ॥

एषपिण्डोमयादत्तः तवहस्तेजनार्दन ॥
परलोकेगतेमह्यं त्वंहिसाक्षीभविष्यसि ॥ १२ ॥

હે જનાર્દન ભગવાન્! આ પિંડ મ્હેં તમારા હાથમાં આપ્યો છે. હું પરલોક ગયો અસતા તમેજ મ્હારા સાક્ષી થશો. ॥૧૨॥

अनेनैवतुमंत्रेण ममाग्रे सुरसत्तमाः ॥
चन्द्रक्षीणेचतुर्दस्यां नभसिपिण्डमाहरेत् ॥ १३ ॥

ગદાધર ભગવાન્ દેવતાઓને કહે છે—હે દેવતાઓ! આ મંત્રવડે કરીને ભાદ્રપદવદચતુર્દશીને દિવસે પિંડદાન કરવા ॥૧૩॥

पितॄणामक्षयातृप्तिर्भविष्यतिनसंशयः ॥
भक्त्यातृप्तिमवाप्नोति लोहयष्ट्यांहितर्पणे ॥ १४ ॥

તેથી પિતરોની અક્ષય તૃપ્તિ થાય છે એમાં સંશય નથી. અને ભક્તીથી લોહયષ્ટી તીર્થમાં પણ તર્પણ કરવાથી તૃપ્તી થાય છે. ૧૪

वारिदस्तृप्तिमाप्नोति सुखमक्षयमन्नदः ॥
घृतप्रदः सुतान्भक्तान् आरोग्यमभयप्रदः ॥१५॥

પાણી આપનારો તૃપ્તીને પ્રાપ્ત થાય છે, અન્ન આપનારો અક્ષય સુખને પ્રાપ્ત થાય છે, ઘી આપનારો–સુભક્ત એહ્વા પુત્રને પ્રાપ્ત થાય છે. અભય આપનારો આરોગ્યને પ્રાપ્ત થાય છે. ॥૧૫॥

वित्तंन्यायार्जितं दत्तं स्वल्पंतत्रमहत्फलम् ॥
स्नानेनापिहितत्तीर्थे रुद्रस्यानुचरोभवेत् ॥ १६ ॥

ન્યાય થકી ઉત્પન્ન કરેલું દ્રવ્ય થોડું પણ આપેલું મહાફલને આપે છે. તીર્થમાં સ્નાન કર્યાથી મહાદેવજીનો સેવક થાય છે. ॥૧૬॥

इतिश्रीस्कंदपुराणे पातालखण्डेधर्मारण्योपाख्याने–संक्षेप तीर्थमहात्मम्नाम पञ्चविंशोऽध्यायः ॥ २५ ॥

---

सूत उ०–अतः शृणुध्वं विप्रेन्द्राः लोहासुरविचेष्टितम् ॥
वलेः पुत्रशतस्यापि कथयिष्यामि विक्रमम् ॥ १ ॥

સૂતપુરાણિક, શૌનકાદિક ઋષીઓને કહે છે—હે શૌનકો! હવે હું તમારે આગળ, બલિરાજાનો સોમો પુત્ર અને લોહાસુર એવનું પરાક્રમ કહું છું તે સાંભળો. ॥ ૧ ॥

यथातौ भ्रातरौ वृद्धौ प्रापतुस्थानमुत्तमम् ॥
कश्चित्कालेन वैराग्यं दैत्यो लोहासुरो दधौ ॥२॥

જે પ્રકારે કરીને તે બેવે વૃદ્ધ બંધુઓ ઉત્તમ સ્થાનને પ્રાપ્ત થયા તે હું તમને કહું છું. હે શૌનકો! કોઇ એક કાલમાં લોહાસુર દૈત્યને વૈરાગ્યની પ્રાપ્તી થઇ. ॥ ૨ ॥

किंकरोमिक्कगच्छामि सेवेकं स्थान मुत्तमम् ॥
किमाराध्यंमयादेवं वदन्चिन्तयते भृशम् ॥ ३ ॥

હું શું કરૂ—કિયા સ્થાનને સેવું-કિયા દેવનું આરાધન કરૂં? એ પ્રમાણે કહેતો સતો અત્યન્ત ચિંતાને પ્રાપ્ત થયો. ॥ ૩ ॥

इति चिन्तयतस्तस्यमतिर्जातामहात्मनः ॥
यस्यपारं न जानन्ति देवतामुनयोनराः ॥ ४ ॥

એ પ્રમાણે ચિંતા કરતા કરતા મહાદેવજીની તપશ્ચર્યા કરૂં! એવી મતી ઉત્પન્ન થઇ. જે મહાદેવજીના દેવતા, મુનિયો, મનુષ્યો કોઇએ પારને જાણુતા નથી. ॥ ૪ ॥

दधौ गंगां स्वसीर्षण पुष्पदन्तौ च नेत्रयोः ॥
हृदिनारायणं देवं ब्रह्माणं कटिमंडले ॥ ५ ॥

જેવ પોતાના મસ્તકમાં ગંગાજીને ધારણ કરે છે. પુષ્પ દંત આદી બે ગંધર્વો નેત્રને વિષે છે જેવના, નારાયણ ભગવાન્ હૃદયમાં છે જેવના, અને કટીમાં બ્રહ્મદેવ છે જેવના. ॥ ૫ ॥

इंद्राद्याः देवताः सर्वे यद्देहे प्रतिबिम्बिताः ॥
प्रपश्यन्ति सदात्मानं भास्करं सलिले यथा ॥ ६ ॥

જેવના દેહમાં બધાએ ઇંદ્રાદિક દેવતાઓ પ્રતિબિંબરૂપે કરીને પોતાના આત્માને સદાએ જોય છે; કે જે પ્રમાણે સૂર્યનું બિંબ પાણીમાં પડે છે અને દેખાય છે. ॥ ૬ ॥

तमेवाराधयिष्यामि निरंजनमकल्मपम् ॥
एवं कृत्वा मतिर्दैत्यः तपस्तेपे सुदुष्करम् ॥ ७ ॥

તેજ નિરંજન અને અકલ્મષ એવા મહાદેવજીનુજ આરાધન કરીશ. એવી મતી કરીને તે લોહાસુર દૈત્ય મહા કઠોર તપશ્ચર્યા કરવા લાગ્યો. ॥ ૭ ॥

भीतोजन्म भयात् घोरात् दुष्करं यन्महात्मभिः ॥
अबुंभक्षो वायुभक्षः शीर्णपर्णा शनस्तथा ॥ ८ ॥

ઘોર એવા જન્મ થવાના ભયથી–'મને મૃત્યુજન આવે' એવો વિચાર કરી મ્હોટા મ્હોટા મહાત્માઓને પણ દુષ્કર એવી પાણી પીને અને વાયુ ભક્ષણ કરીને, તેમજ સૂકા અને જીર્ણ એવા પાંદડાં ખાઇને તપશ્ચર્યા કરવા લાગ્યો. ॥ ૮ ॥

दिव्यं वर्ष शतं साग्रं यदा तेपे महत्तपाः ॥
ततस्तुतोप भगवान् त्रिशूलवरधारकः ॥ ९ ॥

જ્યારે દેવતાઈ સો વર્ષ તપશ્ચર્યા કરતા કરતા થયા, ત્યારે જલદી પ્રસન્ન થનારા, સુંદર ત્રિશૂલને ધારણ કરનાર, ષટ્ગુણૈશ્વર્ય સંપન્ન મહાદેવજી પ્રસન્ન થયા. ॥ ૯ ॥

ईश्वर उ०–वरंवृणीष्वभद्रंते मनसायदभीप्सितं ॥
लोहासुर मयादेयं तव नास्ति तपोवलात् ॥ १० ॥

મહાદેવજી, લોહાસુરને કહે છે—હે લોહાસુર તારૂં કલ્યાણ થાવ! હું તારાથી પ્રસન્ન છું તારા મનથી જે ઇચ્છીત હોય તે વરદાન મ્હારાથી તું માગ. હે લોહાસુર? તારા તપનુ બલ એવું છે કે તને દેવા યોગ્ય વસ્તુ મને કોઈજ જણાતી નથી. ॥ ૧૦ ॥

इयेपदानवस्तत्र शंकरालोकशंकरात् ॥
लोहासुर उ०–यदितुष्टोसिदेवेश वरमेकंवृणोम्यहं ॥ ११ ॥

સંપુર્ણ જગતનુ કલ્યાણ કરનારા શંકરજીથી તે લોહાસુર વરદાનની ઇચ્છા કરતો હવો, કહે છે–હે દેવેશ! આપ જો મ્હારા ઉપર પ્રસન્ન છો તો આપથી એક વરદાન માગું છું. ॥ ૧૧ ॥

शरीरस्याजरत्वं च मा मृत्यो रपि मेभयं ॥
ह्यस्मिन् जन्मानि भूयाच्च स्थातव्यं हृदयेमम ॥१२॥

કે, હે શીવજી ? મ્હારા શરીરને વૃદ્ધાવસ્થા ન આવો અને મને મૃત્યુથી પણ ભય ન થાવ, અજરપણુ અને અમરપણુ મ્હારા આજ જન્મને વિષે મને પ્રાપ્ત થાવ ! અને હે પ્રભો ? આપ મારા હૃદયમાં વિરાજો. ॥ ૧૨ ॥

મહાદેવ ઉ૦–एवमस्तुशिवप्राह तत्रतं दानवेश्वरम् ॥
एवंलब्धवरोदत्यो पुनस्तेपेमहत्तपाः ॥१३॥

ત્યારે મહાદેવજી કેહે છે—હે લોહાસુર ! ઘણું સારૂં તને એજ પ્રમાણે પ્રાપ્ત થશે ? ત્યારે તે દૈત્ય મહાદેવજીથી આવ્હા વરદાનને પ્રાપ્ત થઇને પુનઃ મહાતપ કરવા લાગ્યો ॥ ૧૩ ॥

रम्येसरस्वतीतीरे तरणायभवार्णवात् ॥
वत्सराणां सहस्राणि प्रयुतान्यर्बुदानिच ॥ १४ ॥

રમણીય એવ્હા સરસ્વતી નદીના કાંઠે પ્રયુત અને અર્બુદ એવ્હા હજારે વર્ષ સુધી સંસારરૂપી સમુદ્ર તરવા માટે તપશ્ચર્યા કરવા લાગ્યો. ॥ ૧૪ ॥

शंकते भगवानिन्द्रो भीतस्तस्य तपोबलात् ॥
मामेपदच्युतिर्भूयात् दैत्याल्लोहासुरात्कचित् ॥ १५ ॥

લોહાસુરના તપો બલથી ઈન્દ્ર રાજાને મહાન્ શંકા પ્રાપ્ત થઈ, કે દૈત્ય લોહાસુરના તપો બલથી—મ્હારા ઈન્દ્રપદથી હું ભ્રષ્ટ તો નહી થાઉ ? ॥ ૧૫ ॥

मघवागृध्ररूपेण समेत्याश्रमकाननम् ॥
तपोभङ्ग प्रकुरुते कोपयित्वामहाऽसुरम् ॥ १६ ॥

એવ્હો વિચાર કરી ઈન્દ્રરાજાએ ગીદડનુ રૂપ લીધું અને

તે વનના આશ્રમમાં આવીને, લોહાસુરને ક્રોધ ચઢાવે એવા લોહાસુરના તપનો ભંગ કરવા લાગ્યો. ॥ ૧૬ ॥

ताडयन्ति शरीरंतं चंचुभिस्तीक्ष्णकर्कशैः ॥
अथक्रुद्धेनदैत्येनयदादृष्ट्या निरीक्षितम् ॥ १७ ॥

પછી તે ગીદડરૂપિ ઇન્દ્ર પોતાની કઠોર અને તીખી ચાંચ લોહાસુરના શરીરમા ટોચવા લાગ્યો. ત્યારે મહા ક્રોધને પ્રાપ્ત થએલો તે દૈત્ય એણે જ્યારે પોતાના દૃષ્ટીથી જોયુ ॥ ૧૭ ॥

ज्ञातंसुरकृतंसर्वं तपोबलविनाशनम् ॥
व्यास उ०–तस्यैतरभवद्युद्धं अमरैरतिकर्कशैः ॥ १८ ॥

કે મ્હારા તપના બલનો નાશ કરવા માટે આ બધુંએ ઇન્દ્રએ કરેલું છે–એન્હું જાણી મહાક્રોધને પ્રાપ્ત થયો અને તપને છોડી ઇન્દ્ર સાથે યુદ્ધ કરવા લાગ્યો. વ્યાસજી કેહે છે—હે ધર્મરાજા! ત્યારે બધાએ દેવતાઓ મળી ઇન્દ્રનો પક્ષ કરી લોહાસુર સાથે યુદ્ધ કરવા આવ્યા, ત્યારે લોહાસુર અને લઢવામાં કઠોર દેવતાઓના યુદ્ધનો આરંભ થયો. ॥ ૧૮ ॥

एकस्यबहुभिस्सार्धं देवास्तेतेनसंयुगे ॥
रुधिरक्लिन्नदेहावै प्रहारैर्ज्जर्जरीकृताः ॥ १९ ॥

એકલો લોહાસુર અને ઘણા બધા દેવતાઓ, એવનાથી યુદ્ધ થવા લાગ્યુ–ત્યારે તે સંગ્રામમાં લોહાસુરના પ્રહારથી બધાએ દેવતાઓના શરીરમાંથી લોહી વહેવા લાગ્યા, અને જર્જર થઈ ગયા.૧૯

केशवंशरणंप्राप्ताः त्राहि त्राहीति भाषिणः ॥
मार्कंडेय उ०–देवानांवाक्यमाकर्ण्यवासुदेवोजनार्दनः ॥२०॥

ત્યારે બધાએ દેવતાઓ હારીને નાઠા અને ભગવાન્ કેશવના શરણે ગયા. માર્કંડેય ઋષી કહે છે—હે રાજા! દેવતાઓએ ભગવાન્ આગળ 'લોહાસુર સાથે હમે યુદ્ધ કર્યું અને હાર્યા'

शरीरस्याजरत्वंच मा मृत्यो रपि मेभयं ॥
ह्यस्मिन् जन्मानि भूयाच्च स्थातव्यं हृदयेमम ॥१२॥

કે, હે શીવજી ? મ્હારા શરીરને વૃદ્ધાવસ્થા ન આવો અને મને મૃત્યુથી પણ ભય ન થાવ, અજરપણુ અને અમરપણુ મ્હારા આજ જન્મને વિષે મને પ્રાપ્ત થાવ ! અને હે પ્રભો ? આપ મારા હૃદયમાં વિરાજો. ॥ ૧૨ ॥

મહાદેવ ઉ૦–एवमस्तुशिवप्राह तत्रतं दानवेश्वरम् ॥
एवंलब्धवरोदत्यो पुनस्तेपेमहत्तपाः ॥१३॥

ત્યારે મહાદેવજી કહે છે—હે લોહાસુર ! ઘણું સારૂં તને એજ પ્રમાણે પ્રાપ્ત થશે ? ત્યારે તે દૈત્ય મહાદેવજીથી આવ્હા વરદાનને પ્રાપ્ત થઇને પુન: મહાતપ કરવા લાગ્યો ॥ ૧૩ ॥

रम्येसरस्वतीतीरे तरणायभवार्णवात् ॥
वत्सराणां सहस्राणि प्रयुतान्यर्बुदानिच ॥ १४ ॥

રમણીય એવ્હા સરસ્વતી નદીના કાંઠે પ્રયુત અને અર્બુદ એવ્હા હજારે વર્ષ સુધી સંસારરૂપી સમુદ્ર તરવા માટે તપશ્ચર્યા કરવા લાગ્યો. ॥ ૧૪ ॥

शंकते भगवानिन्द्रो भीतस्तस्य तपोबलात् ॥
मामेपदच्युतिर्भूयात् दैत्याल्लोहासुरात्कचित् ॥ १५ ॥

લોહાસુરના તપો બલથી ઈન્દ્ર રાજાને મહાન્ શંકા પ્રાપ્ત થઈ, કે દૈત્ય લોહાસુરના તપો બલથી–મ્હારા ઇન્દ્રપદથી હું ભ્રષ્ટ તો નહી થાઉ ? ॥ ૧૫ ॥

मघवागृध्ररूपेण समेत्याश्रमकाननम् ॥
तपोभङ्ग प्रकुरुते कोपयित्वामहाऽसुरम् ॥ १६ ॥

એવ્હો વિચાર કરી ઈન્દ્રરાજાએ ગીદડનુ રૂપ લીધું અને

તે વનના આશ્રમમાં આવીને, લોહાસુરને ક્રોધ ચઢાવે એવા લો-હાસુરના તપનો ભંગ કરવા લાગ્યો. ॥ ૧૬ ॥

ताडयन्ति शरीरंतं चंचुभिस्तीक्ष्णकर्कशैः ॥
अथक्रुद्धेनदैत्येनयदादृष्ट्या निरीक्षितम् ॥ १७ ॥

પછી તે ગીદ્ધરૂપિ ઈન્દ્ર પોતાની કઠોર અને તીખી ચાંચ લોહાસુરના શરીરમા ટોચવા લાગ્યો. ત્યારે મહા ક્રોધને પ્રાપ્ત થએલો તે દૈત્ય એણે જ્યારે પોતાના દૃષ્ટીથી જોયુ ॥ ૧૭ ॥

ज्ञातंसुरकृतंसर्वं तपोबलविनाशनम् ॥
व्यास उ०-तस्यैतरभवद्युद्धं अमरैरतिकर्कशैः ॥ १८ ॥

કે મ્હારા તપના બલનો નાશ કરવા માટે આ બધુંએ ઈન્દ્રએ કરેલું છે-એવ્હું જાણી મહાક્રોધને પ્રાપ્ત થયો અને તપને છોડી ઈન્દ્ર સાથે યુદ્ધ કરવા લાગ્યો. વ્યાસજી કેહે છે—હે ધર્મરાજ! ત્યારે બધાએ દેવતાએ‌ા મળી ઈન્દ્રનો પક્ષ કરી લોહાસુર સાથે યુદ્ધ કરવા આવ્યા, ત્યારે લોહાસુર અને લઢવામાં કઠોર દેવતા-ઓના યુદ્ધનો આરંભ થયો. ॥ ૧૮ ॥

एकस्यबहुभिस्सार्धं देवास्तेतेनसंयुगे ॥
रुधिरक्लिन्नदेहावै प्रहारैर्ज्जर्जरीकृताः ॥ १९ ॥

એકલો લોહાસુર અને ઘણા બધા દેવતાઓ, એવનાથી યુદ્ધ થવા લાગ્યુ-ત્યારે તે સંગ્રામમાં લોહાસુરના પ્રહારથી બધાએ દેવતા ઓના શરીરમાથી લોહો વહેવા લાગ્યા, અને જર્જર થઈ ગયા.૧૯

केशवंशरणंप्रासाः त्राहि त्राहीति भाषिणः ॥
मार्कंडेय उ०-देवानांवाक्यमाकर्ण्यवासुदेवोजनार्दनः ॥२०॥

ત્યારે બધાએ દેવતાઓ હારીને નાઠા અને ભગવાન્ કેશ-વના શરણે ગયા. માર્કંડેય ઋષી કહે છે—હે રાજા! દેવતાઓએ ભગવાન્ આગળ 'લોહાસુર સાથે હમે યુદ્ધ કર્યુ અને હાર્યા'

એ વૃતાન્ત કહ્યો. ત્યારે ભગવાને દેવતાઓનુ વચન સાંભળી પોતે લોહાસુરથી યુદ્ધ કરવા આવ્યા. ॥ ૨૦ ॥

युयुधेकेशवस्तेन संवत्सर शतंकिल ॥
अथनारायणोदेवो जितोलोहासुरेनतु ॥२१॥

ત્યારે ભગવાન્ અને લોહાસુરનુ સો વર્ષ પર્યંત યુદ્ધ થયુ આખરે લોહાસુરે ભગવાનને પણ જીત્યા. ॥ ૨૧ ॥

श्रीमहादेव उ०–मंत्रयामासरुद्रेण ब्रह्मणाच पुनः पुनः ॥
मीमांसित्वात्रयोदेवाः तत्पुराश्रमकाननम् ।२२।

મહાદેવજી, સ્વામિ કાર્તિકને કહે છે—હે સ્વામિ કાર્તિક! ત્યારે બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વર એવ તીને દેવતાઓ મળીને એક વિચાર કરી પાછા લોહાસુરના આશ્રમ (તપશ્ચર્યા કરતો હતો તે)ને વિષે, તીને દેવતાઓએ નવીનરૂપ ધારણ કરીને ગયા.॥૨૨॥

महदासीत्पुनर्युद्धं दैत्यकेशवयोस्तदा ॥
न ममार यदा दैत्यो विष्णुनाप्रभविष्णुना ॥२३॥

પુનઃ ભગવાનનું અને લોહાસુરનું યુદ્ધ થવા લાગ્યું. જ્યારે આ દૈત્ય ભગવાનથી નજ મર્યો ત્યારે-॥ ૨૩ ॥

तरसापृष्ठतो गत्वापातयामासभूतले ॥
दानवं पतितं दृष्ट्वा पिनाकी परमेश्वरः ॥ २४ ॥

બલાત્કારે કરીને વિષ્ણુભગવાન્–લોહાસુરના પીઠ પાછળ થઇ ગયા. અને એકદમ લોહાસુરને ઉંધો પૃથ્વી પર પછાડયો. દૈત્યને પૃથ્વી પર પડેલો જોઈ, પિનાક ધનુષ્યને ધારણ કરનારા મહાદેવજી-॥ ૨૪ ॥

दधार हृदये तस्य स्वरूपं रूपवर्जितं ॥
कंठे तस्थौ ततो ब्रह्मा लोहयष्टीमुखेकृता ॥ २५ ॥

સ્વરૂપરહિત, ગુપ્તરૂપે કરીને લોહાસુરની છાતી પર બેઠા. અને બ્રમ્હદેવ કંઠને વિષે બેઠા અને લોઢાની લાકડી લોહાસુરના મુખમાં દીધી. ॥ ૨૫ ॥

चरणौ पीडयामास केशिहापुरुषोत्तमः ॥
अथदैत्यः समुत्तस्थौ भृशंबद्धोऽपि भूतले ॥ २६ ॥

કેશી દૈત્યને મારનારા, પુરૂષોમાં શ્રેષ્ઠ, ભગવાને એ દૈત્યના બન્ને પગ દાબી રાખ્યા. તદનંતર આ પ્રમાણે લોહાસુર દૈત્ય ત્રણે દેવતાઓથી બંધાઈ ગયેલો છે તોએ પણ, પૃથ્વીમાં પડયો પડયો ઉઠવા લાગ્યો. ॥ ૨૬ ॥

अर्धोत्थितं ततो दैत्यं घातयन्तं सुरोत्तमान् ॥
उवाच दिव्ययावाचा विरंचिः कमलासनः ॥ २७ ॥

અડધો ઉઠેલો અને દેવતાઓને મારી રહેલો છે એવા લોહાસુર પ્રતિ બ્રમ્હદેવ પોતાની દિવ્ય વાણીથી કહેવા લાગ્યા-॥૨૭॥

ब्रह्मा उ०-लोहासुरसदारक्षा वाचोधर्म मभीप्सुभिः ॥
यत्त्वयाप्रार्थितंरुद्रात् तदेव समुपास्थितं ॥२८॥

-હે લોહાસુર! ધર્મને જાણનારાઓએ પોતાનું વચન જ પાળવું. મહાદેવજીથી ત્હેં જે માગ્યું હતું તે જ તને પ્રાપ્ત થયું. ।૨૮।

अहं विष्णुश्च रुद्रश्च त्रयोऽमी सुरसत्तमाः ॥
तवदेहमुपास्यामो यावदाभूतसंप्लवं ॥ २९ ॥

હું, વિષ્ણુ અને શીવજી હમે તીને દેવતાઓ, જ્યાર સુધી ભુત પ્રાણિ માત્ર છે ત્યાર સુધી તારા દેહમાં વાસ કરીશું. ।૨૯।

दानवेश शिवप्राप्ति र्भवभक्ति र्निरंतरं ॥
शिवं चालयितुं बुद्धिः कथं तव भविष्यति ॥३०॥

હે દાનવેશ લોહાસુર! શીવને વિષે તારી નિરંતર ભક્તી થાવ અને શીવજીમાંજ તારી પ્રાપ્તી થાંવ! ત્યારે હે લોહાસુર!

તારા હૃદય ઉપર બેઠેલા સદાશિવજીને હટાવવા માટે કેમ તારી બુદ્ધી થશે ? ॥ ૩૦ ॥

अचलान् चालयेद्यस्तु प्रासादाद्धरिणाकृतात् ॥
अचिरेणैव कालेन पातके नैवलिप्यते ॥ ३१ ॥

હે લોહાસુર ! ભગવાને કરેલા મંદીરોમાંથી જે લોકો મૂર્તિયોનુ ચાલન (હટાવવું) કરે છે—તે લોકો થોડાજ કાલે કરીને પાપથી લિપ્તમાન થાય છે. ॥ ૩૧ ॥

स्मशानवत्परित्याज्यो सर्वधर्म वहिष्कृतः ॥
सत्यवागसिभद्रंते मा विचालय देवताः ॥ ३२ ॥

અને સર્વ ધર્મ થકી બહીષ્કૃત, સ્મશાન સરખો તે પુરૂષનો પરિત્યાગ કરવો. તુ સત્ય ભાષણ કરનાર છે, તારૂ કલ્યાણ થાવ ! તારા શરીરમાં બેઠેલા જે દેવતાઓ છે તેવને ચલાયમાન ના કર. ૩૨

येनयातास्तुपितरो येनयाता पितामहाः ॥
तेनमार्गेण गन्तव्यं नच लङ्घ्यासतां गतिः ॥३३॥

જે માર્ગે કરીને બાપ ગયા જે માર્ગે કરી દાદા ગયા તેજ માર્ગે કરીને આપણે પણ જઉ, મ્હોટાઓનો માર્ગ છોડવો નહિં. ૩૩

दानवेशपितातुभ्यं ददौलोकत्रयंहरेः ॥
वाक्पाशबद्धपाताले राज्यंचक्रे महीतले ॥ ३४ ॥

હે દાનવેશ લોહાસુર ! જો ! તાહારા પિતા બલીરાજાએ ભગવાનને સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ તીને લોક આપ્યા. ભગવાનના વાણીરૂપી પાશથી બંધાઈને પૃથ્વીના નીચે સુતલ નામના પાતાલમાં રાજ્ય કરતા હવા. ॥ ૩૪ ॥

तथात्वमपिवाक्पाशात् शिवभक्तो विचिन्तकः ॥
भूतले तिष्ठदैत्येन्द्र मावाग्वैकल्य माप्नुहि ॥ ३५ ॥

તે પ્રમાણે શીવભક્તી કરનારો એવ્હો જે તું, તે તું પણ વાણીરૂપી પાશથી બંધાઇને પૃથ્વીમાં વાસ કર-તારી વાણીને વહો ન લાગો? ॥ ૩૫ ॥

वरांस्तत्र प्रदास्यामो माविचालयदेवताः ॥
व्यास उ०-तच्छ्रुत्वा ब्रह्मणोवाक्यं संहृष्टोदानवेश्वरः ॥३६॥

હુમે તને વરદાન આપિએ છીએ, તહારા શરીર ઉપરથી દેવતાઓને મા ખેસવ. વ્યાસજી કહે છે-જ્યારે બ્રમ્હદેવનું આવ્હુ વચન સાંભળ્યું ત્યારે લોહાસુર ઘણો ખુશી થયો. ॥ ૩૬ ॥

प्राहप्रसन्नयावाचा ब्रह्माणं केशवंहरम् ॥
लोहासुर उ०-वाक्पाशबद्धास्तिष्टेऽहं न पुनर्भवतांछले ॥३७॥

અને પ્રસન્ન વાણીથી બ્રમ્હા, વિષ્ણુ અને મહાદેવજીને કેહેવા લાગ્યો—મહારાજો! તમારા વાણીરૂપી પાશથી હું સદાએ બંધાએલો રહીશ. અને આપને પુનઃ છળવાનો નથી. ॥ ૩૭ ॥

ब्रह्मा विष्णुश्च रुद्रश्च त्रयोमीसुरसत्तमाः ॥
स्थास्यन्तीचेच्छरीरेमे किं न लब्धं मयाततः ॥३८॥

બ્રમ્હા, વિષ્ણુ અને રૂદ્ર એ તીને શ્રેષ્ઠદેવતાઓ જો મ્હારા શરીરમાં રહેશે તો મને શું ન પ્રાપ્ત થયું. ॥ ૩૮ ॥

इदं कलेवरं मह्यं समारूढं त्रिभिस्सुरैः ॥
भूम्यांभवतुविख्यातं मत्प्रभावोस्तुपद्मज ॥ ३९ ॥

હે કમલથી ઉત્પન્ન થએલા બ્રમ્હદેવ! તીને દેવતાઓથી આરૂઢ થએલું એવ્હું મ્હારૂં આ શરીર પૃથ્વીને વિષે વિખ્યાત થાવ અને મ્હારો પ્રભાવ પણ વધો. ॥ ૩૯ ॥

लोहासुरस्य वाक्येन हर्पितास्त्रि दशास्त्रयः ॥
व्यास उ०-दधुः प्रत्युत्तरं व्यग्राः ततो लोहासुरं किल ॥४०

લોહાસુરના આવ્હા વચનથી તીને દેવતાઓ હર્ષને પ્રાપ્ત થયા. વ્યાસજી, ધર્મને કેહે છે-તદનંતર વ્યગ્ર થએલા તીને દેવતાઓ નિશ્ચયે કરીને લોહાસુરને ઉત્તર દેતા હવા. ॥ ૪૦ ॥

सत्यवागसिदैत्येन्द्र न सत्याच्चलितोयतः ॥
तेन सत्येन संतुष्टाः दास्यामस्तेसमीहितम् ॥ ४१ ॥

હે દૈત્યેન્દ્ર ! તું સત્ય ભાષણ કરનાર છે, તું સત્યથી ચલાયમાન નથી થયો, તેજ તહારા સત્યથી હમે સંતોષ પામ્યા છિએ અને તારી મન ઇચ્છિત વાતને હમે આપીએ છિએ. ॥૪૧॥

श्रीब्रह्मउवाच–यथास्नानं ब्रह्मज्ञानं देहत्यागोगयातले ॥
धर्मारण्ये तथा दैत्य धर्मेश्वर पुरस्थितिः ॥४२॥

બ્રહ્મદેવ કહે છે-હે લોહાસુર! જેમ બ્રહ્મજ્ઞાનરૂપી સ્નાન કરવું-જેમ ગયાજીમાં દેહત્યાગ કરવો તેમ જ ધર્મારણ્યમાં ધર્મેશ્વર મહાદેવના સામને રેહેવું એ જ બેવેની તુલ્યતા કરે છે. ૪૨

व्यास उ०–कूपेचतर्पणंश्राद्धं शंसन्तिपितरोदिवी ॥
सन्तुष्टाः पिण्ड दानेन गयायां पितरो यथा॥४३॥

જે પ્રમાણે ગયાજીમાં પિંડદાન કર્યાથી પિતરો સંતુષ્ટ થાય છે તેજ પ્રમાણે ધર્મારણ્યમા ધર્મવાપીને વિષે તર્પણ અને શ્રાદ્ધ કર્યાથી સ્વર્ગમા પિતરો પ્રશંસા કરે છે. ॥ ૪૩ ॥

वाञ्छन्ति तर्पणंकूपे धर्मारण्ये विशुद्धये ॥
दानवेन्द्र तयोः तुल्यं तीर्थं तव भविष्यति ॥ ४४ ॥

જે પ્રમાણે પિતરો પોતાની શુદ્ધી થવા માટે ધર્મારણ્યમાં કૂપને વિષે તર્પણની ઇચ્છા કરે છે અને ધર્મેશ્વર મહાદેવના પુજનની ઈચ્છા કરે છે, તેવુ તે બેના તુલ્યતારૂ પણ તીર્થ થશે. ૪૪

एकविंशति वारांस्तु गयायां तर्पणेकृते ॥
पितृणां या परा तृप्तिः जायते दान वाधिप ॥४५॥

હે દાનવાધિપ લોહાસુર ! ગયાજીમાં એકવીસવાર તર્પણથી પિતરોની જેવી તૃપ્તી થાય છે ॥ ૪૫ ॥

धर्मेश्वरपुरस्तात्तु सकृतस्यात्पितृतर्पणे ॥
स्यात्ते दशगुणावक्रे तर्पणेन भविष्यति ॥ ४६ ॥

ધર્મેશ્વર મહાદેવના સામને એક વખત પિતૃતર્પણ કરિયે અને પિતરોને જે તૃપ્તી થાય, તે થકી દશ ગુણા અધિક તારા મુખને વિષે તર્પણ કર્યાથી થશે. ॥ ૪૬ ॥

पितृणां पिण्डदानेन अक्षया तृप्ति रस्त्वहो ॥
शिवरूपान्तरालेतु धर्मारण्ये धरातले ॥ ४७ ॥

પૃથ્વીમાં ધર્મારણ્યને વિષે, શિવરૂપ અંતરાલમાં ( બ્રહ્મા અને શિવના વચમા-અથવા બ્રહ્મા અને વિષ્ણુના વચમાં ) પિતરોને પિંડદાનથી અક્ષય તૃપ્તી થાવ. ॥ ૪૭ ॥

कूपोदकेन कर्तव्यः श्राद्धपिण्डो यथानरैः ॥
तथान्तराले चास्माकं श्राद्धपिण्डो विशेपतः ॥४८॥

જે પ્રમાણે મનુષ્ય કૂવાના પાણીથી તર્પણ અને પિંડદાન, ૂપ અને ધર્મેશ્વર મહાદેવના વચમાં કરે છે. તેમજ હમારા તીનેના વચમાં શ્રાદ્ધ અને પિંડદાન કરવાથી વિશેષ ફલ થશે. ॥ ૪૮ ॥

तथाशरीरं कर्तव्यं भविष्यत्यसुरोत्तम ॥
ब्रह्मणोवाक्य माकर्ण्य रुद्रप्राह ततोऽसुरं ॥ ४९ ॥

હે અસુરોમાં શ્રેષ્ટ લોહાસુર ! તે પ્રમાણે તારૂ શરીર તું કર. કે જેથી તેવના વચમાં જેમ શ્રાદ્ધાદિક થાય છે તેમજ તારા પણ શરીરના વચમાં થશે. એ પ્રમાણે બ્રમ્હદેવે લોહાસુરને કહ્યું. પછી મહાદેવજી, બ્રમ્હદેવે લોહાસુરને કહેલું વાકય સાંભળીને પોત પણ લોહાસુરને કહેવા લાગ્યા-॥ ૪૯ ॥

श्रीमहादेव उ०—लोहासुरनतेकार्या चिन्तासत्योऽसिसुव्रत॥

त्रिपुलोकेपु दुष्प्राप्यं सत्यंते दिविसंस्थितं ।५०।

હે લોહાસુર ! તુ સત્યવ્રત છે ચિંતા ના કર ! તીને લોકને વિષે દુઃખે કરીને પણ પ્રાપ્ત ન થાય એવું તારૂ સત્ય સ્વર્ગમાં સ્થિત થયું છે. ॥ ૫૦ ॥

अस्मद्वाक्येन सत्येन तव देहेचवै सदा ॥
गया समधिकं तीर्थं तव देहे भविष्यति ॥ ५१ ॥

હમારા સત્ય વાક્યે કરીને આ પૃથ્વીતલમાં તારો દેહ ગયા તીર્થ કરતા પણ અધિક તીર્થ થશે. ॥ ૫૧ ॥

अस्माकं स्थितिरव्यग्रा तव देहे न संशयः ॥
सत्यपाशेन बद्धास्मः दृढपाशैस्तवानघ ॥ ५२ ॥

હે નિષ્પાપ લોહાસુર ! તારા દેહને વિષે, હમારા તીને દેવોની સ્થિતિ નિશ્ચિન્તાઈથી થશે ! એમાં સંશય નથી. તારા દ્રઢ અને સત્ય પાશથી હમે બંધાએલા છીએ ॥ ૫૨ ॥

श्रीविष्णुरुवाच-गयाप्रयागकस्यापि फलं समधिकं स्मृतं ॥
चतुर्दश्याममावास्यां लोहयष्ट्यां हि श्राद्धतः ॥ ५३ ॥

હવે શ્રી વિષ્ણુ ભગવાન કહે છે-હે લોહાસુર ! લોહયષ્ટી તીર્થરૂપ તારા દેહને વિષે ચતુર્દશી અને અમાવાસ્યાને દિવસે શ્રાદ્ધ કર્યાથી, ગયા અને પ્રયાગ કરતાં પણ અધિક ફલ ગ્હે કહ્યું છે. ॥ ૫૩ ॥

बलिपुत्रोसिसत्येन महनीयोऽसिनोसुर ॥
माकुरुष्वात्र सन्देहः तवदेहे स्थितावयम् ॥५४॥

હે લોહાસુર ! બલિપુત્ર તું સત્યે કરીને ગ્હોટા છે અને હમને માન્ય છે. હમે ત્હારા દેહમાં સ્થિતી કરી છે એમાં તું સંદેહ મા કરીશ ॥ ૫૪ ॥

स्वरस्वती पुण्यतोया ब्रह्मलोकात्तु आगता ॥
प्लावयिष्यति देहोयं गङ्गयासह संगता ॥ ५५ ॥

બ્રહ્મલોકમાંથી આવેલી પુણ્યરૂપ જલવાળી સરસ્વતી અને ગંગા તહારા દેહને પવિત્ર કરશે. ॥ ૫૫ ॥

यथावैद्वारिकावासो कैलासेच महेश्वरः ॥
विरंचिः सत्यलोकेच त्रीण्येतानि धरातले ॥ ५६ ॥

તેજ પ્રમાણે, જે પ્રમાણે દ્વારિકામાં હું કૈલાસમાં મહાદેવજી અને સત્યલોકમાં બ્રહ્મદેવ એ તીને પૃથ્વી તલને વિષે તહારા દેહમાં પગ, કેડ અને ગળા ઉપર તીને ઠેકાણે અનુક્રમે કરી વાસ કરે છે. ॥ ૫૬ ॥

भविष्यतिच पाताले स्वर्गलोके तथैवच ॥
विख्यातं ह्यसुरश्रेष्ठ पितृणां तृप्तिहेतवे ॥ ५७ ॥

હે અસુર શ્રેષ્ટ ! તહારૂં દેહ પિતરોની તૃપ્તિ માટે સ્વર્ગ અને પાતાલમાં વિખ્યાત થશે. ॥ ૫૭ ॥

अप्यन्यत्संप्रवक्ष्यामि गाथांपितृकृतांवर ॥
अस्माकं प्रियपुत्राणां तांश्रुणुष्वमयानघ ॥५८॥

હે નિષ્પાપ હે સર્વમાં શ્રેષ્ટ લોહાસુર ! વળી પણ હું ત્હારે આગળ કહું છું કે હમારાં પ્રિય પુત્રોની અન્ય પિતરોએ કરેલી કથા હું તહારે આગળ કહું છું તે સાંભળ. ॥ ૫૮ ॥

पितरऊचुः—शंकरस्याग्रतस्थानं रुद्रलोकप्रदंनृणाम् ॥
पानंदेहविशुद्ध्यर्थं पापेनोपहतात्मनाम् ॥५९॥

પિતરો કહે છે—મહાદેવજીના સામનેનું સ્થાન મનુષ્યોને રૂદ્રલોક આપે છે અને ત્યાંના જલનું પાન–પાપે કરીને નષ્ટ થએલા છે આત્મા જેવના તેવના દેહની શુદ્ધી માટે છે. ॥ ૫૯ ॥

तस्मिन्तिलोदकेनापि सद्गतिंयान्तितर्पिताः ॥
पितरोनरकाद्वापि सुपुत्रेण सुमेधसा ॥ ६० ॥

સારા બુદ્ધિમાન્ પુત્રથી, નર્કમા પણ ગએલા પિતરો તે ઠેકાણે તિલોદકે કરીને તૃપ્ત થયા સતા સદ્ગતીને પ્રાપ્ત થાય છે.

गोप्रदानं प्रशंसन्ति ऋणत्रयनिवृत्तये ॥
पित्राद्येन समुद्दिश्य तुष्टोभवति केशवः ॥ ६१ ॥

દેવ, પિતર અને મનુષ્ય એ તીનેના ઋણથી મુકત થવા માટે બાપ દાદાના ઉદ્દેશે કરીને ગોદાન કરવુ એ ઘણું વખાણેલું છે. જેથી કેશવ ભગવાન્ સંતોષને પ્રાપ્ત થાય છે. ॥ ૬૧ ॥

तिलपिण्याक पिण्डेन तृप्तिंयान्ति महत्पराम् ॥
चतुर्दश्यां नभस्यास्य तथाच पितृतर्पणम् ॥ ६२ ॥

ભાદ્રપદ વદ ચતુર્દશીને દિવસે પિતરોનું તર્પણ અને તિલ્લી વાટીને કરેલા પિંડ દાનથી મહાન્ શ્રેષ્ઠ તૃપ્તીને પ્રાપ્ત થાય છે. ૬૨

भृत्यास्तथान्त्यजन्मानः तेभ्यः पिण्डांस्तु निर्वपेत् ॥
तेपियान्तिदिवं सर्वे पिण्डेदत्ते इतिश्रुतिः ॥ ६३ ॥

સેવકો તેમજ શૂદ્રો એવને પણ પિંડ આપવા. પિંડ આપ્યા અસતા તે લોક સ્વર્ગમાં જાય છે, એવું વેદની શ્રુતીમાં કહ્યુ છે.૬૩

सर्वकार्याणि संत्यज्य मानवैः पुण्यमिच्छुभिः ॥
प्राप्ते भाद्रपदेमासी गंतव्यालोहयष्टिका ॥ ६४ ॥

પુણ્યની ઈચ્છા કરનાર માનવોએ, ભાદ્રપદ માસ પ્રાપ્ત થયો અસતા સર્વ કાર્યોનો પરિત્યાગ કરીને લોહયષ્ટી તીર્થ ઉપર જવુ ૬૪

अजातगोत्रनाम्नातु पिण्डमंत्रमिमंश्रृणु॥
पितृवंशे मृतायेच मातृवंशे तथैवच ॥ ६५ ॥

અને જેવના ગોત્ર તેમજ નામો માલમ નથી તેવને આ મંત્રથી પિંડ આપવા. તે પીંડદાનનો મંત્ર હું તમને કહુ છુ તે સાંભળો. પિતાના વંશને વિષે જે મરેલા હોય તેમજ માતાના વંશમાં જે મરેલા હોય—॥ ૬૫ ॥

गुरु श्वशुर वंधूनां ये चान्ये बांधवास्स्तताः ॥
ये मे कुले लुप्तपिण्डा पुत्रदार विवर्जिताः ॥ ६६ ॥

ગુરૂ, સસરા અને બીજા ભાઇઓ, જે મ્હારા કુલમાં વગર પિંડ પ્રાપ્ત થયેલા પુત્ર અને સ્ત્રી એ વિનાના—॥ ૬૬ ॥

क्रियालोपगतायेच जात्यन्धापङ्गवस्तथा ॥
विरूपाआमगर्भाश्चज्ञाताऽज्ञातकुलेमम ॥ ६७ ॥

જે પુરૂષોની ક્રિયા નહી થએલી હોય, જે જન્મથી જ આંધળા હોય તેમજ પગથી પાંગળા હોય જે કુરૂપ હોય જે કાચા ગર્ભમા જ માતાના ઉદરથી પડી ગએલા હોય અને જે જાણેલા અથવા અંજાણ્યા હોય ॥ ૬૭ ॥

तेभ्यः पिंडोमयादत्तोअक्षय्यमुपतिष्ठतु ॥
श्रीविष्णुरुवाच–अनेनैवतुमंत्रेणममाग्रेह्यसुरोत्तम ॥६८॥

તે પુરૂષોને મ્હે આપેલો પિંડ અક્ષય પ્રાપ્ત થાવ. શ્રીવિષ્ણુ ભગવાન કહે છે—હે લોહાસુરા આ મંત્રવડે કરીને મ્હારે આગળ પીંડ આપવા. ॥ ૬૮ ॥

क्षीणेचंद्रे चतुर्दश्यांनभस्येपिंडमाहरेत् ॥
पितृणामक्षया तृप्तिर्भविष्यति न संशयः ॥ ६९ ॥

ભાદ્રપદ વદ અમાવાસ્યાના દિવસે એ પ્રમાણે પિંડ આપવા તેથી પિતરોની અક્ષય તૃપ્તિ થશે એમા સંદેહ નથી. ॥ ૬૯ ॥

तिलपिण्याकपिंडेन पितरो मोक्षमाप्नुयात् ॥
ऋणत्रयविनिर्मुक्ताः मानवाजगतीतले ॥ ७० ॥

તીલને વાટીને તે કંકના પિંડદાનથી પિતરો મોક્ષને પ્રાપ્ત થાય છે એ પ્રમાણે પિંડદાન કરનાર પુરૂષ દેવ પિતૃ અને મનુષ્ય એવના ઋણથી પૃથ્વીમાં મુક્ત થાય છે. ॥ ૭૦ ॥

भविष्यति न संदेहो लोहयष्ट्यांहितर्पणे ॥
स्नात्वायः कुरुते चात्र पितृपिण्डोदकक्रियाम् ॥७१॥

લોહયષ્ટી તીર્થમા તર્પણ કર્યું અસતા મનુષ્ય તીને ઋણથકી મુક્ત થાય છે એમા સંશય નથી. જે સ્નાન કરીને પિતરોનું તર્પણ અને પિંડદાન કરે છે–॥ ૭૧ ॥

पितरस्तस्य तृप्यंति यावद्ब्रह्मदिवानिशं ॥
अमावास्यादिनं प्राप्य मासि भाद्रपदेऽसुर ॥
ब्रह्मणो यष्टिकायांतुयःकुर्यात्पितृतर्पणं ॥ ७२ ॥

તેના પિતરો, બ્રહ્મદેવના દિવસ અને રાત્ર પર્યંત તૃપ્તીને પ્રાપ્ત થાય છે. હે લોહાસુર ! ભાદ્રપદ વધ અમાવાશ્યાને દિવસે બ્રહ્મદેવના લોહયષ્ટી નામના તીર્થમા જે પિતરોનું તર્પણ કરે છે–।૭૨।

तेषांप्रसन्नो भगवान् आदिदेवोमहेश्वरः ॥
अस्यतीर्थस्ययात्राया मतिर्एषांभविष्यति ॥७३॥

તેવને અને આ તીર્થની યાત્રાની બુદ્ધી કરનાર પુરૂષને બ્રહ્મ વિષ્ણુ અને મહેશ્વર એ તીને પ્રસન્ન થાય છે. ॥ ૭૩ ॥

गोक्षीरेणतिलैश्वेतैः स्नात्वासारस्वतेजले ॥
पितृणामक्षयातृप्तिः तस्यमद्वचनंयथा ॥७४॥

સરસ્વતી નદીમા સ્નાન કરીને ગાયનુ દુધ અને સફેદ તિલથી તર્પણ કર્યું અસતા પિતરોની અક્ષય તૃપ્તી થાય છે. તેને આ મ્હારૂ વચન છે ॥ ૭૪ ॥

तत्रश्राद्धानिकुर्वीत सक्तुभिःपयसासह ॥
अमावास्यादिनं प्राप्य पितृणां मोक्षमिच्छकैः ॥७५॥

તે ઠેકાણે પિતરોના મોક્ષની ઇચ્છા કરનાર પુરૂષે અમાવાસ્યાના દિવસે સાતવાના પિંડથી અને દુધથી શ્રાદ્ધ કરવું. ॥૭૫॥

रुद्रतीर्थे ततोधेनुं दद्याद्वस्त्राणिपद्मजे ॥
विष्णुतीर्थे हिरण्यंच प्रदद्यान्मोक्षमिच्छता ॥७६॥

રૂદ્ર તીર્થને વિષે ગાય, બ્રહ્મ તીર્થને વિષે વસ્ત્રો અને વિષ્ણુ તીર્થને વિષે સોનું એ મોક્ષની ઇચ્છાકરનાર પુરૂષે દાન કરવા. ॥૭૬॥

विनाक्षतैर्विनादर्भैः आसनेन विनाऽपिवा ॥
वारिमात्रंलोहयष्टयां गयाश्राद्धफलंलभेत् ॥७७॥

ચોખા વિના, દર્ભ વિના અને આસન વિના ફક્ત પાણીથીજ લોહયષ્ટીમાં તર્પણ કરે તો ગયાશ્રાદ્ધના ફલને પ્રાપ્ત થાય. ॥ ૭૭ ॥

अत्रागतस्यमर्त्यस्य पापंयमपटेस्थितम् ॥
तत्सर्वंनाशमायान्तिकोटिजन्मकृतंचयत् ॥७८॥

આ લોહયષ્ટી તીર્થમાં આવેલા પુરૂષના કરોડે જન્મના પણ પાપ યમરાજના ચોપડામાં લખાયલા નાશ થાય છે. ॥ ૭૮ ॥

सहस्रहेमशृङ्गीणां धेनुनांकुरुजाङ्गले ॥
दत्वासूर्यग्रहेपुण्यं लोहयष्टयांहितर्पणे ॥७९॥

કુરૂક્ષેત્રમાં સૂર્યગ્રહણને વિષે સોનાના સીંગડાવાળી હજાર ગાયોના દાનથી જે પુણ્યની પ્રાપ્તી થાય–તે પુણ્યની પ્રાપ્તી લોહયષ્ટી તીર્થને વિષે તર્પણથી થાય છે. ॥ ૭૯ ॥

सूतउवाच–एतद्वःकथितंविप्राः लोहासुरविचेष्टितम् ॥
यच्छ्रुत्वाब्रह्महागोघ्नी मुच्यतेसर्वपातकैः ॥८०॥

સૂતપુરાણિક કહે છે–હે શૌનકો ! એ પ્રમાણે મ્હેં તમ્હારે આગળ લોહાસુરનું પરાક્રમ કહ્યું. જેના સાંભળવાથી મનુષ્ય-બ્રહ્મહત્યા અને ગોહત્યાના પાતકથી મુક્ત થાય છે. ॥ ૮૦ ॥

एकविंशतिवारांस्तुगयायां पिण्डपातने ॥
तत्फलंसमवाप्नोति सकृदस्मिन्श्रुतेसति ॥८१॥

એકવીસ વખત ગયાજીમાં પિંડ દાન કરે તેથી જે પુણ્યની પ્રાપ્તી થાય તે પુણ્યની પ્રાપ્તી–એક વખત ધર્મારણ્ય મહાત્મ્ય સાંભળવાથી થાય છે. ॥ ૮૧ ॥

चतुःकोटिद्विलक्षंच सहस्रद्वेशतैकच ॥
एतेदाशरथीराम ममदृष्टौ दिवंगताः ॥८२॥

વશિષ્ઠ ઋષીએ રામચંદ્રજી આગળ ધર્મારણ્યનું મહાત્મ કેહેતા કેહેતા એમ કહ્યું છે કે હે દાશરથી રામ! મ્હારા જોતા જોતા ધર્મારણ્યમાંથી ચાર કરોડ બે લાખ બે હજાર અને એકસો, એટલા પુરૂષો સ્વર્ગમાં ગયા છે. ॥ ૮૨ ॥

इतिश्रीस्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने
लोहयष्टिमहात्मे बलिपुत्रलोहासुर विचेष्टितम्
नाम षट्विंशोऽध्यायः ॥२६॥

---

युधिष्ठिर उवाच–गंगाकूपंकथं प्रोक्तं गंगातत्रकथं स्थिता ॥
एतदाख्याहिगंगायाः परंकौतुहलंहिमे॥१॥

ધર્મરાજા, વેદવ્યાસજીથી પુછે છે—કહો મહારાજ કે ગંગા કુપ કેમ થયું? ત્યાં ગંગાજી કેમ સ્થિત થયા? એ મહા આશ્ચર્યની વાત મ્હારે આગળ કહો. ॥ ૧ ॥

व्यास उवाच–श्रूयतां नर शार्दूल इतिहासं पुरातनं ॥
येनश्रुतेनवै मर्त्यः गंगास्नानफलंलभेत् ॥२॥

ત્યારે વેદવ્યાસજી કહે છે—હે મનુષ્યોમાં સીંહ ધર્મ! તમે આ જુનો ઇતિહાસ સાંભળો. જેના સાંભળવાથી મનુષ્યને ગંગાસ્નાનના ફલની પ્રાપ્તી થાય છે. ॥ ૨ ॥

गंगादेवीपरिज्ञाय गिरीशं तत्रसंस्थितं ॥
स्वमूर्ध्ना विधृतायेन लोकवंद्येनशंभुना ॥ ३ ॥

અહિં ગંગા દેવી છે એવું જાણીને, લોકોને વંદ્ય એવા મહાદેવજીએ પોતાના મસ્તકને વિષે, ધારણ કરીને ત્યાં સ્થિત થયા છે. ॥ ૩ ॥

तदाराधनमिच्छन्ति काङ्क्षमाणाचतंप्रियं ॥
रसातलाद्भोगवति कूपेतत्रोन्ममज्जह ॥ ४ ॥

મહાદેવના આરાધનની ઈચ્છા કરનારી અને તેવનુ પ્રિય કરનારી રસાતલ પાતાલમાંથી, ભોગવતી નામની ગંગા તે કૂપને વિષે પ્રગટ થઈ. ॥ ૪ ॥

तांज्ञात्वाविबुधाःसर्वे सस्नुःतत्रमुदान्विताः ॥
ततःकालान्तरे कश्चित् तीर्थयात्रा रतोद्विजः ॥ ५ ॥

ગંગાજી આ કૂપમાં પધારેલા છે એવું જાણી, બધાએ દેવતાઓ તે કૂપમા સ્નાન કરતા હવા. એ વાતને ઘણાક દિવસ વિત્યા પછી, કોઇ એક બ્રાહ્મણ તીર્થ યાત્રા કરવા નિકળ્યો હતો.

परिभ्रमन् प्रसंगेन ततस्तं देशमागतः ॥
गोवत्सस्यपुरोगांगे कूपेस्नातोविशेपतः ॥ ६ ॥

તે ફરતા ફરના પ્રસંગે કરીને, ધર્મારણ્યમાં આવીને પ્રાપ્ત થયો અને ગોવત્સેશ્વર મહાદેવના સામને ગંગાકૂપમાં સ્નાન કર્યું. ૬

चिराद्भ्रष्टां हरिद्वारे निजांयष्टि मबुद्धयत ॥
परमाश्चर्य संयुक्तो जनेभ्यस्तामदर्शयत् ॥ ७ ॥

સ્નાન કરતા માત્રજ, હરદ્વારમાં ઘણા દિવસથી ખોવાઇ ગએલી પોતાની લાકડી ત્યાં તેને દેખાવા લાગી. ત્યારે તે બ્રાહ્મણ પરમ આશ્ચર્યને પ્રાપ્ત થઇ લોકોને કહેવા લાગ્યો કે અરે ભાઇયો!

જુવો જુવો આ મ્હારી લાકડી ઘણા દિવસથી હરદ્વારમાં ખોવાઈ ગઈ હતી, તે આ કૂપમાં સ્નાનના પ્રભાવથી મને આજ દેખાઈ. ૭

स्वरूपं कथयामास तस्याःभ्रंशो यथाभवत् ॥
ततोगच्छन् महाभाग गोवत्सं नाभिसंस्थितं ॥ ८॥

તે જેમ ખોવાઈ ગઈ હતી તે બધીએ વાત કહીને, ગોવત્સેશ્વર મહાદેવના કને ગયો. ॥ ૮ ॥

पूर्वोक्तेन विधानेन सर्वंकुर्यात्समाहितः ॥
ततःप्रभाते विमले कृत्वापूर्वाह्निकींक्रियां ॥ ९ ॥

પછવાડે કહી આવેલા વિધાને કરીને સર્વ યાત્રા સમાધાન ચિત્તથી કરતો હવો. બીજે દિવસે પ્રાતઃકાલમાં ઉઠીને મધ્યાન્હને મ્હાયની સંધ્યાદિક ક્રિયા કરીને ॥ ૯ ॥

अमावास्यादिनेगच्छन् शिवयात्रार्थ मादृतः ॥
चतुर्मुखस्वयंदेवो यत्रातिष्ठतिसर्वकृत् ॥१०॥

અમાવાસ્યાના દિવસે પરમ આદરથી શિવયાત્રા કરવા માટે ગયો. કે જે ઠેકાણે બ્રહ્મદેવ અને વિષ્ણુ સ્થિત થયેલા છે ॥૧૦॥

दूरादेवजनैर्यत्रदृश्यतेलोहयष्टिका ॥
सरस्वत्यांनरस्नात्वा तस्यामध्येस्वशंबलम् ॥११॥

મનુષ્યો દૂરથી જ લોહયષ્ટી તીર્થનું દર્શન કરે અને સરસ્વતી નદીનું સ્નાન કરે તો સરસ્વતી નદીમાં પોતાનું પાપ અથવા વર્ણ ભેદ દૂર કરે. ॥ ૧૧ ॥

ततःप्रभृतितत्तीर्थं प्रतिष्ठामतुलामगात् ॥
तद्दिनेतत्रयःस्नात्वा धवलंवृषभोत्तमम् ॥१२॥

તે દિવસથી તે તીર્થનું મહાત્મ ઘણું વધ્યું. અમાવાસ્યાના દિવસે આ તીર્થમાં સ્નાન કરીને જે પુરૂષ ધોળો બેલ ॥ ૧૨ ॥

गोवत्सदेवमुद्दिश्य द्विजायप्रतिपादयेत् ॥
शिवलोकमवाप्नोति भुक्त्वाभोगान्मनोरमान् ॥१३॥

ગોવત્સેશ્વર મહાદેવ પ્રીત્યર્થે બ્રાહ્મણને આપે છે તે પુરૂષને શિવલોકની પ્રાપ્તી થાય છે. અને ત્યાં મનમાં ઇચ્છેલા ઉપભોગો ભોગવે છે. ॥ ૧૩ ॥

कुरुक्षेत्राच्छतगुणं क्षेत्रंतत्कल्पितंपुरा ॥
तत्रसर्षपमात्रंतु दानंमेरुसमंभवेत् ॥१४॥

પહેલે બ્રહ્માદિકોએ કુરૂક્ષેત્ર કરતા સોગણુ અધિક ધર્મારણ્ય ક્ષેત્રની કલ્પના કરી છે. તે ઠેકાણે સર્ષપ જેટલું પણ દાન કરે તો મેરૂપર્વત જેટલું ફલ થાય છે. ॥ ૧૪ ॥

ऋषयऊचुः-भगवन्भवताप्रोक्तंसंस्थानंशंकरस्यनः ॥
निवासंब्रह्मणस्तत्रगोविन्दस्यहरेःप्रभोः ॥१५॥

શૌનકાદિક, સૂતથી પૂછે છે-આપે હમારે આગળ શંકરનું સ્થાન કહ્યું તેજ પ્રમાણે બ્રહ્મદેવનો નિવાસ અને દુઃખ હરણ કરનારા ભગવાન્ ગોવિંદનું પણ સ્થાન કહ્યું. ॥ ૧૫ ॥

क्षेत्रस्यास्यप्रमाणंतुयथावद्वक्तुमर्हसि ॥
तृप्तिर्नस्याच्चापिवतां त्वन्मुखाद्वचनामृतम् ॥१६॥

હે પ્રભો ! તમારા મુખના આ વચન રૂપી અમૃતનું હમે પાન કરિએ છીએ તોપણ તૃપ્તી થતી નથી માટે આ ક્ષેત્રનું હમને પ્રમાણ કહો, કે આ ધર્મારણ્ય ક્ષેત્ર કેટલું લાંબુ અને ચવડું છે. આ પ્રમાણ જે રીતે કરીને હોય તે રીતે કરી આપ હમારે આગળ કેહેવાને યોગ્ય છો. ॥ ૧૬ ॥

सूतउवाच-सर्वंश्रृणुतवैह्यत्रऋषयः संशितव्रताः ॥
कथयिष्ये यथातथ्यं भवतांब्रह्मवादिनाम् ॥१७॥

ત્યારે સૂતપુરાણિક કહે છે-હે શૌનિકો! ધારણ કરેલા વ્રત વાળાઓ તમે બધાએ આ ઠેકાણે સાંભળો. બ્રહ્મનો વાદ કરનારા તમારે આગળ જેમ છે તેમ કહું છું. ॥ ૧૭ ॥

गव्युतिमात्रंतत्क्षेत्रं प्रमाणेनमहर्षयः॥
स्नानदानादिकं सर्वं तन्मध्येऽक्षयतांव्रजेत् ॥१८॥

હે મહર્ષીયો! બે કોસના પ્રમાણનું તે ક્ષેત્ર છે તેમાં સ્નાન દાનાદિક કરેલું સર્વે અક્ષયતાને પામે છે. ॥ ૧૮ ॥

लोहासुरस्यचरणौ यत्रचास्तिसनातनः॥
क्रीडारुपेणवैदेवै दैत्यमाक्रम्यसंस्थिताः ॥१९॥

જે ઠેકાણે ઘણા દિવસથી લોહાસુરના ચરણો છે-ત્યાં દેવતાઓએ ક્રીડાએ કરીને દૈત્ય લોહાસુરનો દેહ વશ્ય કરીને સ્થિત થયા છે. ॥ ૧૯ ॥

तद्वैद्वारावतीनामतीर्थं द्वारवतीसमम् ॥
तत्रदेवस्वयंविष्णुः साक्षाद्वसति सर्वदा ॥२०॥

ત્યાં દ્વારકા સરખું જ દ્વારાવતી નામનું તીર્થ છે. જ્યાં ભગવાન્ વિષ્ણુ પોતે પ્રત્યક્ષ વાસ કરે છે. ॥ ૨૦ ॥

पुनानः सकलंलोकं स्वमूर्त्या भक्तवत्सलः ॥
चतुर्दशीदिनंप्राप्य येऽर्चयिष्यन्तितंप्रभुं ॥२१॥

ભક્ત વત્સલ ભગવાન્ પોતાના મૂર્તીથી તીને લોકને પવિત્ર કરતા સતા ત્યાં વાસ કરે છે. એવા પ્રભુનું ચૌદસને દિવસે જે પુજન કરે છે ॥ ૨૧ ॥

स्नात्वासरस्वती तोये कलिकल्मषनाशने ॥
देवान् पितृन् हिसंतर्प्य श्राद्धंकृत्वा विधानतः ॥२२॥

તેમ જ કલીના પાપને દૂર કરનારા સરસ્વતી નદીના પાણીમાં સ્નાન કરીને દેવતા અને પિતરો એવનું સ તર્પણ કરી વિધી

થી જે શ્રાદ્ધ કરે છે ॥ ૨૨ ॥

धात्रीफलप्रमाणेन पिंण्डंदद्यात्स्वपाणिना ॥
कृतार्थाःपूर्वजाःसर्वे मोदन्ते दिविदेवताः ॥२३॥

અને આમળાના ફુલ જેવડા પિંડ પોતાના હાથથી જે પુરૂષ આપે છે, તેના પુર્વજો કૃતાર્થ થતા સતા સ્વર્ગને વિષે દેવતા સરખા આનંદને પામે છે. ॥ ૨૩ ॥

किंकरिष्यत्यहोतेषां मायारात्रिस्तमस्विनी
कलिकालोथवाघोरः तत्तीर्थं यैर्निशेवितं ॥२४॥

અંધઃકારવાળી માયારૂપી–રાત્રી તે ( ક્રિયા કરનાર ) નું શું કરનારી છે? અને જેને આ તીર્થ સેવ્યા છે તેવને ભયંકર કલિકાલ પણ શું કરવાનો છે? ॥ ૨૪ ॥

तत्रस्नात्वाचयोमर्त्यो सुरूपांगांपयस्विनीं ॥
ददातिद्विजमुख्याय वेदवेदाङ्ग पारगे ॥२५॥

જે પુરૂષ સ્નાન કરીને સારી અને દુધવાળી ગાય, વેદ અને વેદના અંગને જાણનાર વિદ્વાન્ બ્રાહ્મણને આપે છે–તે પરમપદને પામે છે. ॥ ૨૫ ॥

सदाचाराय शान्ताय गुरवे गुण शालिने ॥
घृतकुल्यापयःकुल्या पितृणांतेनकल्पिता ॥२६॥

જે પુરૂષ, સારા આચારવાળો, શાન્ત, શ્રેષ્ટ, સારા ગુણથી શોભનાર એવા બ્રાહ્મણને, પિતરોની તૃપ્તી માટે *ઘીની નદી અને દુધની નદી બનાવીને જે આપે છે ॥ ૨૬ ॥

परमातृप्ति मापन्नाः भोगान् यच्छन्ति शोभनान् ॥
यत्फलं गोमतीतीरे गोदानात्कृष्ण दर्शनात् ॥२७॥

*ઘૃતાદિકની નદીયો વિષે દાનાદિક વિષયોમાં ખુલાસા છે.

તે પુરૂષો પરમ તૃપ્તીને પ્રાપ્ત થઇ સારા ઉપભોગને ભોગવે છે. જે ફૂલ ગોમતીજીના તીરે ગોદાનથી અને કૃષ્ણદર્શનથી થાય છે ૨૭

तस्माच्छतगुणं पुण्यं चतुर्दश्यां न संशयः ॥
यथाविष्णु परांप्रीतिं आहवे भक्तितोपितः ॥२८॥

તે થકી સોગણું અધિક પુણ્ય, ચૌદસને દિવસે સ્નાનમાત્રથી થાય છે એમાં સંદેહ નથી. જે પ્રમાણે ભગવાન્ સંગ્રામ (યુદ્ધ) માં ભક્ત અર્જુનપર સંતોષને પામ્યા. ॥ ૨૮ ॥

सारस्वतं जलंयत्रमहर्षिगणसेवितं ॥
सदासन्नि हितोविष्णुः अन्यत् किंम्रग्यतेपरं ॥२९॥

મ્હોટા મ્હોટા ઋપીઓથી સેવિત એવું સરસ્વતીનું જલ જે ઠેકાણે છે, તે ઠેકાણે ભગવાન્ વિષ્ણુ સદાએ વાસ કરે છે. પછી બીજે ઠેકાણે કાં હુંડો છો ? ॥ ૨૯ ॥

एतद्वारावतीतीर्थं महात्मंश्रुणुयाद्विजाः ॥
गोमतिस्नानजंपुण्यं संप्राप्नोतिनसंशयः ॥३०॥

હે શૌનકો ! જે પુરૂષ આ દ્વારાવતી તીર્થનું મહાત્મ સાંભળશે તે પુરૂષને ગોમતિસ્નાનના પુણ્યની પ્રાપ્તી થશે. ॥ ૩૦ ॥

सूतउवाच-जलोघैर्प्लावितंतीर्थं ऋपेतद्विद्धिभूतलम् ॥
पूर्वंतत्र स्वयंब्रह्मायजद्यज्ञं सुरैर्व्रतः ॥३१॥

સૂત પુરાણિક કહે છે—હે ઋપીઓ ! સરસ્વતી નદીના જલથી પાણીવાળું છબછબતુ ભૂતલ તમે તીર્થ જાણો. પહેલે ત્યાં બ્રહ્મદેવે ઋપીયો સહવર્તમાન યજ્ઞ કર્યો હતો. ॥ ૩૧ ॥

कृत्वायज्ञंश्रुतंतत्रलोहासुरविचेष्टितम् ॥
स्वयंचास्थितवान्तत्र लोकानुग्रहकाम्यया ॥३२॥

બ્રહ્મદેવે યજ્ઞ કરીને લોહાસુરનું પરાક્રમ સાંભળ્યું ત્યારે લોકો પર કલ્યાણ કરવાની ઇચ્છાથી બ્રહ્મદેવ પણ ત્યાં સ્થિત થયા. ૩૨

अश्रुक्षिप्तातस्तेन लिङ्गरूपाबभूवह ॥
लोहलिङ्ग समाकारा शिलापरमपावनी ॥३३॥

ત્યારે બ્રહ્મદેવે પોતાના અશ્રુ ત્યાં નાખ્યાં તેથી એક લીંગાકાર લોઢાની શિલા ઉત્પન્ન થઇ. ॥ ૩૩ ॥

तत्रस्नात्वाचयोमर्त्यः कुर्यादुग्धेन तर्पणम् ॥
पितॄणांजायतेतृप्तिः कल्पकोटिशतं समम् ॥३४॥

જે પુરૂષ તે ઠેકાણે સ્નાન કરી દુધથી તર્પણ કરશે તેના પિતરોની સો કરોડ કલ્પ સુધી તૃપ્તી થશે. ॥ ૩૪ ॥

पितॄनुद्दिश्ययस्तत्र पिण्डंदद्यात्समाहितः ॥
नरकस्थादिवंयान्ति स्वर्गस्था मोक्षमाप्नुयात् ॥३५॥

અને તે ઠેકાણે પિતરોના ઉદ્દેશથી જે પિંડદાન કરશે તેના નર્કમાં ગએલા પિતરો પણ સ્વર્ગમાં જશે અને સ્વર્ગમાં ગએલા મોક્ષને પ્રાપ્ત થશે ॥ ૩૫ ॥

गयाशिलायांयात्पिण्ड दानाच्छ्राद्धाचलभ्यते ॥
लोहयष्ट्यांशतगुणं अमायां प्राप्यतेनरः ॥३६॥

ગયાજીમાં ગયાસુરની શિલા ઉપર પિંડદાનથી અને શ્રાદ્ધથી જે પુણ્યની પ્રાપ્તી થાય છે તે કરતાં પણ સો ગુણુ અધિક પુણ્ય અમાવાસ્યાના દિવસે લોહયષ્ટીમાં પ્રાપ્ત થાય છે. ॥ ૩૬ ॥

किंपुनर्मानवोभक्त्या वित्तशाठ्य विवर्जितः ॥
स्नात्वातत्राशिलायांतु पिण्डंदद्यात्प्रयत्नतः ॥३७॥

*વિત્તશઠપણું વર્જીત કરીને ભક્તીથી સ્નાન કરી પ્રયત્નથી લોહશિલાને વિષે જે પિંડ દાન કરશે તેને પુણ્યની પ્રાપ્તી થશે

* સો રૂપિયા ખરચવાની શકતી હોય ત્યાં દસ રૂપિયા કમતી ખરચવાની જે ઇચ્છા.

એમાં શું જ કેહેવું છે? ॥ ૩૭ ॥

स्वर्णंदद्याद्यथाशक्त्या तत्पुण्यंचनिबोधत ॥
वाजपेयादिभिर्यज्ञैः अश्व मेधादिभिस्तथा ॥३८॥

લોહયષ્ટી તીર્થને વિષે યથાશક્તી સોનાનું દાન કરવું તેથી કિયા પુણ્યની પ્રાપ્તી થાય છે? તે હું કહુ છુ.તે સાંભળો. વાજપેય યજ્ઞ તેમજ અશ્વમેધાદિક યજ્ઞ-॥ ૩૮ ॥

यत्फलंप्राप्यतेलोके समाप्त्यांवरदक्षिणैः ॥
तत्फलंलभतेनूनं सुवर्णकणिकामपि ॥३९॥

ના સમાપ્તિને વિષે ફલની ઈચ્છા કરનાર પુરૂષને ઘણી બધી દક્ષણા દીધાથી આ લોકને વિષે જે ફલની પ્રાપ્તી થાય છે તે ફલ નિશ્ચયે કરીને કણિકામાત્ર સોનુ આપવાથી થાય છે. ॥ ૩૯ ॥

तस्मात्सर्वप्रयत्नेन हिरण्यं तत्रदापयेत् ॥
यदीच्छेद्विपुलान्भोगान् भुविस्वर्ग सुखोपमान् ॥४०॥

પૃથ્વીને વિષે સ્વર્ગ જેવા મહાન્ સુખ અને ઉપભોગ એની જો ઈચ્છા હોય, તો બને તે પ્રયત્ને કરીને લોહયષ્ટી તીર્થને વિષે સુવર્ણ દાન કરવુ. ॥ ૪૦ ॥

एतद्वः कथितं विप्राः यन्मांसंपरिपृच्छतः ॥
लोहासुरस्य चरितं लोहयष्टी समुद्भवं ॥४१॥

હે શૌનકાદિક ઋષીહો! લોહયષ્ટી તીર્થથી થયેલું લોહાસુરનું ચરિત્ર તમે મ્હારાથી જે પુછયું તે બધુએ મ્હે તમારે આગળ કહ્યુ. ૪૧

गोवत्सस्यच माहात्म्यं गंगाकूपंपुनस्तथा ॥
द्वारावत्याश्च माहात्म्यं तथाऽन्याश्चसरोवराः ॥४२॥

તેમ જ ગોવત્સેશ્વરનું મહાત્મ, ગગા કૂપનું મહાત્મ, અને દ્વારાવતીનુ મહાત્મ, તે જ પ્રમાણે બીજા સરોવરોનું મહાત્મ મ્હે તમારે આગળ કહ્યુ. ॥ ૪૨ ॥

स्नानदान फलंपुण्यं किमन्यत् श्रोतुमिच्छथ ॥
यइदं श्रुणुयान्नित्यं आख्यानंच पुरातनम् ॥४३॥

તે તીર્થોમાં સ્નાન દાનનું શું ફલ અને પુણ્ય છે એ પણ મેહેં તમાંરે આગળ કહ્યું. હવે બીજું શું શ્રવણ કરવાની તમારી ઇચ્છા છે ? જે પુરૂષ આ જુનું આખ્યાન નિત્ય શ્રવણ કરશે ૪૩

श्रद्धयापरयोपेतः शिवभक्ति समन्वितः ॥
मृत्युलोकेचिरंस्थित्वापुण्यंप्राप्य सुपुष्कलं ॥४४॥

તે પરમ શ્રદ્ધા યુક્ત થઇ, શિવભક્તી યુક્ત મૃત્યુલોકમાં ચિરકાલ રહીને, ઘણા પુણ્યને પ્રાપ્ત થઇને ॥ ૪૪ ॥

परमं स्थानमाप्नोति पुनरावृत्ति वर्जितं ॥
प्रसादाद्वासुदेवस्य ब्रह्मणःशंकरस्यच ॥ ४५ ॥

વાસુદેવ ભગવાન, બ્રહ્માદેવ અને મહાદેવજી એવના પ્રસાદે કરીને, જન્મમરણ વર્જીત પરમ સ્થાનને પ્રાપ્ત થાય છે. ॥૪૫॥

इतिश्री स्कंदपुराणे पातालखण्डे धर्मारण्यो पाख्याने
संक्षेप तीर्थ महात्म्यं नाम सप्तविंशोऽध्यायः ॥२७॥

---

व्यास उवाच-ततस्त्रेतायुगेप्राप्ते वैष्णवांशोरघुद्वहः ॥
सूर्यवंशेसमुत्पन्नो रामोराजीवलोचनः ॥१॥

વેદવ્યાસજી કેહે છે-હે ધર્મરાજા ! એ પ્રમાણે સત્યયુગમાં સંપૂર્ણ તીર્થોનું મહાત્મ થયું. પછી જ્યારે ત્રેતાયુગ આવીને પ્રાપ્ત થયો ત્યારે રઘુવંશને પ્રવૃત્ત કરનારા એવ્હા સાક્ષાત્ વિષ્ણુનો અવતાર કમલનેત્ર રામચંદ્રજી સૂર્યકુલમાં ઉત્પન્ન થયા. ॥ ૧ ॥

सरामोलक्ष्मणसखः काकपक्षधरोयुवा ॥
तातस्यवचनात्तौतु विश्वामित्रमनुव्रतौ ॥२॥

જેવે કાકપક્ષ ધારણ કરેલા છે એવા રામચંદ્રજી અને લક્ષ્મણજી બેવે તરૂણ બંધુઓ, પિતા દશરથ રાજાના વચનથી વિશ્વામિત્રના સાથે થયા. ॥ ૨ ॥

यज्ञसंरक्षणार्थाय राज्ञादत्तौकुमारकौ ॥
दान्तौधनुर्धरौवीरौ विश्वामित्रमनुव्रतौ ॥ ३ ॥

વિશ્વામિત્રના યજ્ઞ સંરક્ષણ માટે દશરથ રાજાએ આપેલા, ઇંદ્રીયો છે વશ જેવના, ધનુષ્યને ધારણ કરનારા, પરાક્રમી, મહા શૂર એવા તે બે કુમારો રામચંદ્ર અને લક્ષ્મણ બેવે ભાઇયો વિશ્વામિત્ર ઋષીના સાથે ગયા. ॥ ૩ ॥

पथिप्रव्रजतोताव त्ताटिका नाम राक्षसी ॥
आगताचवनेघोरे तयोर्वै विघ्नकारणात् ॥ ४ ॥

ત્યારે વિશ્વામિત્ર સહવર્તમાન્ માર્ગમાં ચાલતા ચાલતા એક તાટિકા નામની રાક્ષસી મહા ઘોર વનમાં એવને વિઘ્ન કરવા આવી. ॥ ૪ ॥

ऋषेरनुज्ञयारामः ताडयामास राक्षसीम् ॥
साममार धनुर्वेद विद्याभ्यासेन राघवः ॥ ५ ॥

ધનુર્વેદના વિદ્યાભ્યાસ વાળા રાઘવ ( રઘુકુલમાં ઉત્પન્ન થએલા) રામચંદ્રજી—વિશ્વામિત્ર ઋષીની આજ્ઞાથી તાટિકાને બાણ માર્યો, તેથી તે રાક્ષસી મરણ પામી. ॥ ૫ ॥

तस्यपादतलस्पर्शाच्छिलावासवयोगजा ॥
अहिल्यागौतमवधूः पुनर्जाता स्वरूपिणी ॥ ६ ॥

પુન આગળ ચાલતા ચાલતા, ગૌતમ ઋષીની સ્ત્રી અહલ્યા પોતાના પતિના શાપથી ઇન્દ્ર રાજાના યોગે કરી થએલી શિલા માર્ગમાં પડી હતી, તેને રામચંદ્રજીના પાદતલની રજનો સ્પર્શ થતા માત્ર તાતકાલ પ્રથરની શિલાના દેહનો પરિત્યાગ કરીને

પુનઃ અહલ્યા પોતાના પૂર્વરૂપને પ્રાપ્ત થતી હવી. ॥ ૬ ॥

विश्वामित्रस्ययज्ञेतु संप्रवृत्ते रघुद्वहः ॥
मारिचंचसुबाहुंच जघानपरमेशुभिः ॥ ७ ॥

પછી રામચંદ્રજી, વિશ્વામિત્રના યજ્ઞમાં જઈને પ્રાપ્ત થયા. અને જ્યારે વિશ્વામિત્રના યજ્ઞનો આરંભ કર્યો ત્યારે મારિચ અને સુબાહુ નામના બે રાક્ષસો યજ્ઞમાં આવીને વિઘ્ન કરવા લાગ્યા. તે સમયમાં રામચંદ્રજીએ અને લક્ષ્મણજીએ પોતાના બાણોથી તે બેવે રાક્ષસોને માર્યા. ॥ ૭ ॥

ईश्वरस्यधनुर्भग्नंजनकस्यगृहेस्थितम् ॥
रामःपञ्चदशेवर्षे षट्वार्षा मथमैथिली ॥ ८ ॥

નિર્વિઘ્ન પણે વિશ્વામિત્રનુ યજ્ઞ થયા પછી રામચંદ્રજી અને લક્ષ્મણજી-વિશ્વામિત્રઋષી સહવર્તમાન્ જનકરાજાના ઘેરે આવ્યા. અને ત્યાં મહાદેવજીનુ 'માહેશ્વર ધનુષ્ય' ભગ કર્યું. તે દિવસે રામચંદ્રજીનું વય પંધર વર્ષનુ હતું અને સીતાજી છ વર્ષના હતા.૮

उपमेये विवाहेनरम्यां सीतामयोनिजाम् ॥
कृतकृत्य स्तदाजातः सीतां संप्राप्यराघवः ॥ ९ ॥

પછી રામચંદ્રજી પોતાના વિવાહને વિષે, માતાના યોની વગર ઉત્પન્ન થયેલા સીતાજીને વિવાહના યથા વિધીથી પરણતા હવા. રમણીય એવા સીતાજીને પ્રાપ્ત થઈને રામચંદ્રજી કૃત કૃત્ય ( કર્યું છે કાર્ય જેણે ) થતા હવા. ॥ ૯ ॥

ततोद्वादशवर्षाणी वनेरामस्तयासह ॥
सप्तविंशतिमेवर्षे यौवराज्यमकल्पयत् ॥ १० ॥

ત્યારપછી સીતાજી અને લક્ષ્મણજી-સહવર્તમાન્ રામચંદ્રજી બાર વર્ષ પર્યંત વનવાસમાં ગયા. તદન્તર સત્તાવીસ વર્ષનું વય હતું ત્યારે રામચંદ્રજી રાજ્ય ગાદીપર બેઠા. ( એ કથા વિસ્તારે

કહું છું ) ॥ ૧૦ ॥

राजानमथकैकेयी वरद्वयमयाचत ॥
तयोरेकेनरामस्तु ससीतः सहलक्ष्मणः ॥
जटाधरप्रव्रजतां वर्षाणीहचतुर्दश ॥११॥

દશરથ રાજાથી કૈકેઈ એ બે વરદાન માગ્યા. તેમાં એક વર દાનથી રામચંદ્રજી, સીતા અને લક્ષ્મણજી સહવર્તમાન્, જટાને ધારણ કરી ભોજપત્રાદિ વલ્કલ વસ્ત્ર પહેરી ચૌદ વર્ષ સુધીં વન માં જાય! ॥ ૧૧ ॥

भरतस्तुद्वितीयेन यौव राज्याधिपोस्तुमे ॥
जानकीलक्ष्मणसखः रामो प्रव्रजतुनृप ॥१२॥

અને હે રાજા! બીજા વરદાનથી, મ્હારો પુત્ર ભરત–રાજ્ય ગાદીપર બેસે. રામ સીતા અને લક્ષ્મણ વનમાં જાય ॥૧૨॥

त्रिरात्रमुदकाहारः चतुर्थेन्हिफलाशनः ॥
पञ्चमेचित्रकूटेतु रामोवास मकल्पयत् ॥१३॥

ત્યારે પિતા દશરથ રાજાના વચનથી, સીતા અને લક્ષ્મણ જીને સાથે લઈ રામચંદ્રજી વનમાં ચાલ્યા. તીન દિવસસુધી ફક્ત પાણી પીને રહ્યા. અને ચોથે દિવસે ફલો ભક્ષણ કર્યા. પાંચમે દિવસે ચિત્રકૂટ પર્વત ઉપર આવીને રામચંદ્રજીએ વાસ કર્યો ॥૧૩॥

ततोगच्छन् वनेरामो पञ्चवट्यां महामनाः ॥
विरूपयामासतूर्णं सूर्पनख्यां निशाचरीं ॥१४॥

પછી વનમાં જતા જતા, પંચવટી (નાશિક)માં આવીને પ્રાપ્ત થયા. ત્યાં રામચંદ્રજીએ સૂર્પનખા રાક્ષસીના નાક અને કાન કાપી નાંખ્યા. ॥ ૧૪ ॥

वनेविचरतस्तस्यजानकी सहितस्य च ॥
आगतो राक्षसः कश्चित् मारीचो मृगरूपधृक् ॥१५॥

એ પ્રમાણે જાનકી અને લક્ષ્મણ સહવર્તમાન્ વનમાં ફરતા ફરતા, એક મારીચ નામનો રાક્ષસ, સોનાના હરણનું રૂપ લઈને આવ્યો. અને તેને જોઇ રામચંદ્રજી તેના પાછળ દોડયા. ॥૧૫॥

ततो माघसिताष्टम्यां मुहूर्तेवंदसंज्ञके ॥
राघवाभ्यां विनासीतां जहारदशकंधरः ॥१६॥

તદન્તર માઘ શુક્લ અષ્ટમીને દિવસે, વંદ નામના મુહૂર્તમાં, રામ અને લક્ષ્મણજી વિના, રાવણ રાજા સીતાજીનુ હરણ કરતા હવા. ॥ ૧૬ ॥

तेनैवनीयमानासा चक्रन्दत् कुररीयथा ॥
रामरामेतिसाजल्पन् रक्षमांरक्षसाहृतां ॥१७॥

જ્યારે રાવણ રાજા સીતાજીને લઈ ચાલ્યો, ત્યારે સીતાજી ટીટોડી જેવા અરડાવા લાગ્યા. હે રામ! હે રામચંદ્રજી! આ રાક્ષસ મ્હારૂ હરણ કરી લઈ ચાલ્યો છે, મ્હારૂ સંરક્ષણ કરો! ॥ ૧૭ ॥

यथाशेन क्षुधाक्रान्तः क्रन्दन्ति वर्तिकां नयेत् ॥
तथाकामवशंप्राप्तः रावणोजनकात्मजाम् ॥१८॥

જે પ્રમાણે ભૂકયો થએલો શચાણ પક્ષી રડતી રડતી એવ્હી જંગલી ચરકલીને લઈ જાય તે પ્રમાણે કામના વશ થએલો રાવણ રાજા સીતાજીને લઈ જતો હવો. ॥ ૧૮ ॥

नयत्येवंजनकजां जटायुः पक्षिराट् तदा ॥
युयुधे राक्षसेन्द्रेण रावणेनहतो पतत् ॥१९॥

એ પ્રમાણે રાવણ રાજા સીતાજીને જ્યારે લઇ ચાલ્યો ત્યારે માર્ગમાં રામનો મહાભક્ત જટાયુ નામનો પક્ષી રાવણ સાથે યુદ્ધ કરવા લાગ્યો. જ્યારે રાવણે જટાયુના પંખ કાપી નાખ્યા ત્યારે તો જટાયુ પડી ગયો. ॥ ૧૯ ॥

माघशुक्लनवम्यां तु सीताच रावणा लये ॥
संपातिर्दशमे मासि आचक्षेवानरेषुताम् ॥२०॥

માઘ શુદ્ધ નવમાને દિવસે રાવણ રાજા સીતાજીને પોતાના ઘેરે લઇ ગયો. અને દશમે મહિને જટાયુ પક્ષીનો ભાઈ સંપાતી એ વાનરો આગળ "રાવણ રાજા સીતાજીને લઈ ગયો છે' એ વૃત્તાન્ત કહ્યો. ॥ ૨૦ ॥

एकादश्यांमहेन्द्रात्तु पल्लवेशतयोजनम् ॥
हनुमान्तु निशायां वै लङ्कायांगमनंकरोत् ॥२१॥

એકાદશીના દિવસે મહેન્દ્રાચલ પર્વત ઉપર ઉડીને ચારસો કોસ સમુદ્ર તરીને હનુમાનજી રાત્રીને વિષે લંકામાં પ્રવેશ કરતા હવા. ॥ ૨૧ ॥

तदाक्रुतंतुसीतायाः दर्शनंतुहनूमतः ॥
द्वादश्यांशिंशुपावृक्षे हनुमान्पर्यवास्थितः ॥२२॥

અને દ્વાદશીને દિવસે હનુમાનજીએ લંકામાં સીતાજીના દર્શન કર્યા. પછી હનુમાનજી પોતે રાત્રીને વિષે સીસમના વૃક્ષમાં સંતાઇને બેઠા. ॥ ૨૨ ॥

तस्यांनिशायांजानक्याः विश्वासालाप सत्कथाम् ॥
रक्षोभिश्च त्रयोदश्यां ततोयुद्धप्रवर्तनम् ॥२३॥

તે રાત્રીને વિષે જાનકીજીને વિશ્વાસ બેસવા સારૂ રામચંદ્રજીની સંપૂર્ણ કથા હનુમાનજીએ સીતાજી આગળ કહી. અને ત્રયોદશીના દિવસે રાક્ષસોનું અને હનુમાનજીનું યુદ્ધ થયું. ॥૨૩॥

ब्रह्मास्त्रेणचतुर्दश्यां बद्धःशक्रजिताकपिः ॥
वन्हिना पुच्छयुक्तेन लङ्काया दहनं कृतम् ॥२४॥

ચતુર્દશીના દિવસે ઇન્દ્રજીતે બ્રહ્માસ્ત્રે કરીને મારૂતીને બાંધ્યા. ત્યારે મારૂતીએ પોતાની પુછડીના અગ્નિથી લંકાને બાળી નાંખી.

पूर्णिमायांमहेन्द्राद्रौ पुनरागमनंकपेः ॥
माघेऽसित प्रतिपदीपञ्चमिः पथिवासरैः ॥२५॥

માઘ માસની પૂનમને દિવસે મારૂતી પાછા મહેન્દ્રાચલ પર્વત ઉપર આવ્યા. અને માઘવદ પ્રતિપદાને દિવસે મહેન્દ્રાચલ-થી ચાલ્યા તે પાંચ દિવસ રસ્તામાં લાગ્યા. ॥ ૨૫ ॥

पुनरागत्यपष्ठेन्हि ध्वस्तंमधुवनं किल ॥
सप्तम्यांप्रत्यभिज्ञान दानंसर्वनिवेदनम् ॥२६॥

અને છઠે દિવસે રામચંદ્રજી કને આવ્યા. અને "મ્હેં સંપૂર્ણ લંકા બાળી નાંખી! એવું કહ્યું. સાતમના દિવસે સીતાજીએ આપેલી નિશાની (વીંટી) રામચંદ્રજીને આપી અને સંપૂર્ણ વૃત્તાન્ત નિવેદન કર્યો. ॥ ૨૬ ॥

अष्टम्युत्तर फाल्गुन्यां मुहूर्ते विजयाभिधे ॥
मध्यंप्राप्ते सहस्रांशो प्रस्थानं राघवस्यच ॥२७॥

અષ્ટમી ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રના દિવસે વિજય' નામના મુહુર્તમાં મધ્યાન્હ સમયે રામચંદ્રજીનું પ્રસ્થાન થયું ( લંકા જવા સારૂ વિદાય થયા. ) ॥ ૨૭ ॥

रामःकृत्वाप्रतिज्ञांतु प्रयाते दक्षिणां दिशम् ॥
तीर्त्वाऽहं सागर मपि हनिष्येराक्षसेश्वरम् ॥२८॥

દક્ષિણ દિશામાં જતાં જતાં રામચંદ્રજીએ પ્રતિજ્ઞા કરી કે "હું સમુદ્ર તરીને રાવણને મારીશ" ॥ ૨૮ ॥

दक्षिणाशां प्रयातस्य सुग्रीवो ह्यभवत्सखा ॥
वानरैःसप्तभि स्तेषां स्कंधाचार निवेशनं ॥२९॥

દક્ષિણ દિશામાં ચાલતાં ચાલતાં સુગ્રીવથી મિત્રતા થઇ. ત્યારે સુગ્રીવ આદી સાત વાનરાઓના ખાંદા ઉપર બેસીને રામ-તથા લક્ષ્મણ ચાલ્યા. ॥ ૨૯ ॥

पौप शुक्लप्रतिपदी समुद्रस्यान्तिकेययौ ॥
उपस्थानं स सैन्यस्य राघवस्यवभूवह ॥३०॥

પૌષ શુદ્ધ પડવાના દિવસે રામચંદ્રજી સમુદ્રના કાંઠે આવ્યા અને રામચંદ્રજીના સૈન્યનો ત્યાંજ મુકામ થયો. ॥ ૩૦ ॥

विभीपणश्चतुर्थ्यांतु रामेणसहसंगमः ॥
समुद्र तरणार्थाय पञ्चम्यां मंत्रउद्यमः ॥३१॥

તે ઠેકાણે ચતુર્થીના દિવસે રામચંદ્રજી અને રાવણનો ભાઈ વિભીષણ એવનો મિલાપ થયો. અને પચમીના દિવસે, સમુદ્ર તરી જવાની સલાહ કરી. ॥ ૩૧ ॥

प्रायोपवेशनं चक्रे रामो दिनचतुष्टयम् ॥
समुद्राद्वर लाभश्च सहोपायप्रदर्शनम् ॥ ३२ ॥

પછી રામચંદ્રજીએ ચાર દિવસ સુધી, ફલ અને જલ ભક્ષણ કરવું પણ છોડી દીધું. એ પ્રમાણે જ્યારે રામચંદ્રજીએ પ્રાયોપવેશ લીધો ત્યારે સમુદ્ર પ્રત્યક્ષ સામને આવ્યો અને સમુદ્ર તરી જવાનો સમુદ્રએ ઉપાય બતાડયો. અને આપ સુખે કરીને સમુદ્ર તરી જશો એવું અભય વચન પણ આપ્યું ॥ ૩૨ ॥

सेतोर्दशम्यामारंभः त्रयोदश्यां समापनं ॥
चतुर्दश्यां सुवेलाद्रौ रामः सैन्यं न्यवेशयत् ॥ ३३ ॥

ત્યારે દશમીના દિવસે સમુદ્રને સેતુ ( પૂલ ) બાંધવાનો રામચંદ્રજીએ આરંભ કર્યો અને ત્રયોદશીના દિવસે સમાપ્તી કરી. ચતુર્દશીના દિવસે સુવેલાદ્રી પર્વત ઉપર પોતાના સૈન્યનું સ્થાપન કર્યું ॥ ૩૩ ॥

पुर्णिमातो द्वितीयायां त्रिदिनेसैन्य तारणं ॥
तीर्त्वा तोयनिधिंरामः वानरेश्वर सैन्यवान् ॥ ३४ ॥

પુનમથી આરંભ કરી બીજ સુધી ત્રણ દિવસમાં રામચંદ્રજીએ પોતાનું સર્વ સૈન્ય સમુદ્રપાર ઉતારી દીધું. સુગ્રીવના સૈન્યના સ્વામી રામચંદ્ર પોતે પણ ઉતરી ગયા. ॥ ૩૪ ॥

रुरोधच पुरीलङ्कां सीतार्थे सहलक्ष्मणः ॥
तृतीयादि दशम्यन्तं निवेशश्च दिनाष्टकं ॥ ३५ ॥

સીતાજી માટે, રામચંદ્રજી અને લક્ષ્મણજીએ સંપુર્ણ લંકાને રોકી લીધી. ( લંકાના ચારે તરફ વાનરાઓનો પેહેરો બેસાડી દીધો ) ત્રીજથી દશમી સુધી આઠ દિવસ આપે ત્યા નિવાસ કર્યો ॥ ૩૫ ॥

शुक सारण योस्तत्र प्राप्तिरेकादशीदिने ॥
पौषा सिताख्य द्वादश्यां सैन्य संधान मेवच ॥३६॥

એકાદશીના દિવસે શુક અને સારણ નામના બે દૂતો ગમચંદ્રજી કને આવીને પ્રાપ્ત થયા પોષ વદ દ્વાદશીના દિવસે રામચંદ્રજીએ સર્વ સૈન્યની ચોકીયો બેસાડી. ॥ ૩૬ ॥

रावणसैन्य संख्यानं युद्धोत्साहंतदाकरोत् ॥
प्रययौ अङ्गदो दैत्ये माघशुक्लाद्यवासरे ॥ ३७ ॥

રાવણ રાજા પોતાના મનમા યુદ્ધનો ઉત્સાહ કરીને પોતાના સૈન્યની ગણના કરવા લાગ્યો. ત્યારે સુગ્રીવનો ભત્રીજો અંગદ, માઘ સુદી પડવાના દિવસે રાવણને સમજાવવા સારૂ રાવણ કને ગયો. ॥ ૩૭ ॥

सीतासंप्रेपणे वोधो अङ्गदेनैवकारितः ॥
माघशुक्ल द्वितीयायां दिनैः सप्तभिरष्टमिम् ॥ ३८ ॥

હે રાવણ રાજા ! તમે રામચંદ્રજીને સીતાજી પાછાં આપી દો ? એ પ્રમાણે રાવણને અંગદે સાત દિવસ સુધી બોધ કર્યો. અષ્ટમીના દિવસે રાક્ષસોનું અને વાનરોનું મહા ભયંકર યુદ્ધ થયું. ॥ ૩૮ ॥

माघशुक्ल नवम्यांतु रात्राविन्द्रजितारणे ॥
लक्ष्मणायमहाराज पाशबन्धकृतः किल ॥ ३९ ॥

માઘ સુદી નવમીના દિવસે રાત્રીના સમયમાં રાવણનો પુત્ર ઇન્દ્રજીતે લક્ષ્મણજીને નાગપાશથી બાંધ્યા. ॥ ૩૯ ॥

आकुलेषुकपीशेषु निरुत्साहेषुसर्वशः ॥
नागपाशविमोक्षार्थं दशम्यां गरुडोभ्यगात् ॥ ४० ॥

એવું જોઈ વાનર સૈન્યના સ્વામી વ્યાકુલ થયા અસતા ચારે તરફ ઉદાસી થઇ ગઇ. ત્યારે નાગપાશને તોડવા સારૂ ગરૂડજી આવીને પ્રાપ્ત થયા અને નાગપાશ તોડયો. ॥ ૪૦ ॥

लक्ष्मणेनतदाराजन् इन्द्रजीतवधकृतः ॥
द्वादश्यांचैव नीलेनधुम्राक्षस्यवधकृतः ॥ ४१ ॥

હે રાજા ધર્મ ! નાગપાશથી મુક્ત થયા પછી લક્ષ્મણજીએ ઇન્દ્રજીતનો વધ કર્યો અને નીલ નામના વાનરે ધુમ્રાક્ષ દૈત્યનો દ્વાદશીના દિવસે વધ કર્યો. ॥ ૪૧ ॥

त्रिदिनेनप्रहस्तस्यनलेनविहितोवधः ॥
माघेकृष्ण द्वितीयायां चतुर्थ्यातं द्विभिर्दिनैः ॥
रामेणतुमुलेयुद्धे रावणोद्रावितो रणात् ॥ ४२ ॥

ત્રણ દિવસના યુદ્ધમાં નલ નામના વાનરોએ પ્રહસ્ત નામના રાવણના પ્રધાનનો વધ કર્યો. અને માઘ વદી બીજથી ચોથ સુધી બે દિવસના મહાન્ ભયંકર યુદ્ધમાં રામચંદ્રજીએ રાવણને યુદ્ધમાંથી ભગાવી દીધો.. ॥ ૪૨ ॥

पञ्चम्यामष्टमीयावत् रावणेन प्रबोधितः ॥
कुंभकर्णस्तदाचक्रे महद्युद्धंचतुर्दिनम् ॥ ४३ ॥

પાંચમથી આઠમ સુધી ચાર દિવસમાં રાવણ રાજાએ પો-

તાના ભાઇ કુંભકર્ણને રામથી યુદ્ધ કરવા સારૂ ઉંઘમાંથી જગાડયો. ત્યારે કુંભકર્ણએ રામચંદ્રજીથી ચાર દિવસ સુધી મહાન્ ભયંકર યુદ્ધ કર્યું. ॥ ૪૩ ॥

कुंभकर्णो दिनैः षड्भिः पुनर्युद्धंचकारह ॥
रामेणनिहितोयुद्धे बहुवानरभक्षकः ॥ ४४ ॥

પછી પાછો કુંભકર્ણ છ દિવસ સુધી રામચંદ્રજીથી લઢયો. ત્યારે રામચંદ્રજીએ, ઘણા બધા વાનરો ખાઈ જનારો એવ્હા કુંભકર્ણનો વધ કર્યો. ॥ ૪૪ ॥

फाल्गुनादिप्रतिपदः चतुर्थ्यन्तंचतुर्दिनैः ॥
अतिकायप्रभृतयो निहताः पञ्चराक्षसाः ॥ ४५ ॥

ફાગણ સુદ પડવાથી ચોથ સુધી ચાર દિવસમાં અતીકાય છે જેમાં મ્હોટો, એવા પાંચ રાક્ષસો રામચંદ્રજીએ માર્યા. ॥૪૫॥

पञ्चम्यां सप्तमीं तावत् प्रहेतिश्चवधस्त्रहात् ॥
अष्टम्यां द्वादशीयावत् निहतोदिनपंचकात् ॥ ४६ ॥

પાંચમથી સાતમ સુધી ત્રણ દિવસમાં 'પ્રહેતિ'નો વધ કર્યો. આઠમથી બારસ સુધી પાંચ દિવસમાં ॥ ૪૬ ॥

निकुंभकुंभादूर्ध्वंतु मकराक्षश्चतुर्दिनैः ॥
औषध्या नयने व्यग्रा देवहारोवभूवह ॥ ४७ ॥

નિકુંભ અને કુંભ એવને માર્યા. પછી ચાર દિવસના યુદ્ધમાં મકરાક્ષને માર્યો. પછી દેવતાઓના દુતો ઔષધીઓ લાવવા માટે વિચાર કરવા લાગ્યા. ॥ ૪૭ ॥

अष्टम्यां रावणी माया मैथिलीं हतवान् कुधीः ॥
शोकवेगात्तदारामः चक्रे सैन्यावलोकनं ॥ ४८ ॥

આઠમને દિવસે રાવણ રાજાએ રાક્ષસી માયા ઉત્પન્ન કરી

અને તે માયામાંજ દુષ્ટબુદ્ધી રાવણે, સીતાનો ખોટો વધ કર્યો અને રામચંદ્રજીને બતાડયો. ત્યારે રામચદ્રજી મહાન્ શોકને પ્રાપ્ત થઈ પોતાના સૈન્યના તરફ જોવા લાગ્યા. ત્યારે માયાનો નાશ થયો ॥૪૮॥

चतुर्दश्यां दशग्रीवो दीक्षां प्राप्यच होमकृत् ॥
अमावास्यादिनेप्रागात् युद्धायदशकन्धरः ॥ ४९ ॥

ચૌદસના દિવસે દશ મોઢાનો રાવણ રાજા હોમની દીક્ષાને પ્રાપ્ત થઈને હોમ કરવા લાગ્યો. ફાગણ વદ અમાસને દિવસે રામચદ્રજીથી, રાવણ રાજા યુદ્ધ કરવા ગયો. ॥ ૪૯ ॥

चैत्रशुक्ल प्रतिपदः पञ्चमीं दिनपञ्चके ॥
रावणे युद्धमानेऽभूत प्रचुरो राक्षसांवधः ॥ ५० ॥

ચૈત્ર સુદી પડવાથી પાચમ સુધી પાચ દિવસ રાવણ રાજા યુદ્ધ કરતા અસખ્ય હજારે રાક્ષસોનો વધ થયો. ॥ ૫૦ ॥

चैत्रषष्ठ्यष्टमीयावत् महापार्श्वा दिमारणं ॥
चैत्रशुक्ले नवम्यांतु सौमित्रेः शक्तिभेदनं ॥ ५१ ॥

ચૈત્ર સુદી છટ અને આઠમ એ ત્રણ દિવસમા રામચદ્રજીએ મહાપાર્શ્વ આદી લઈને રાક્ષસો માર્યા. ચૈત્ર સુદી નોમને દિવસ લક્ષ્મણજીને શક્તી વાગી. ॥ ૫૧ ॥

कोपाविष्टेनरामेण द्रावितो दशकन्धरः ॥
द्रोणाद्रितो हनुमतः आनितामृतजीवनीं ॥ ५२ ॥

ત્યારે રામચંદ્રજીને મહાન્ ક્રોધ ચઢયો તેથી યુદ્ધમાથી રાવણ રાજા નાસી ગયો. પછી મારૂતી દ્રોણાચલ પર્વત ઉપર જઈને 'મૃતસંજીવની' ઔષધી લક્ષ્મણજીને જીવાડવા સારૂ લઈ આવ્યા. ॥ ૫૨ ॥

दशम्यामवहारोऽभूत रात्रौयुद्धंतु राक्षसां ॥
एकादश्यांतु रामाय रथं मातलिसारथिः ॥ ५३ ॥

દશમીના દિવસે યુદ્ધ બંધ રહ્યું. પછી રાત્રિને વિષે રાક્ષસોથી પુનઃ યુદ્ધ થયું. એકાદશીના દિવસે સૂર્યલોકથી માતલી નામના સારથીએ રથ લાવીને રામચંદ્રજીને આપ્યો. ॥ ૫૩ ॥

प्राप्तोयुद्धायद्वादश्यां यावत्कृष्णचतुर्दशी ॥
अष्टादशदिनैरामो रावणंद्वैरथेऽवधीत् ॥ ५४ ॥

પુનઃ રાવણ રાજા બારસને દિવસે રામચંદ્રજીથી યુદ્ધને આવ્યો. તે બારસથી તે ચૈત્ર વદ ચતુર્દશી સુધી અઢાર દિવસના સંગ્રામમાં રામચંદ્રજીએ રાવણને માર્યો. ॥ ૫૪ ॥

संग्रामेतुमुलेजाते रामोजयमवाप्तवान् ॥
माघशुक्ल द्वितीयायां चैत्रशुक्ल चतुर्दशी ॥ ५५ ॥

એ પ્રમાણે મહા ભયંકર સંગ્રામમાં રામચંદ્રજી જયને પ્રાપ્ત થયા. માઘ શુદ્ધ દ્વિતીયાથી આરંભ કરી ચૈત્ર શુદ્ધ ચતુર્દશી સુધી ॥ ૫૫ ॥

सप्ताशीति दिनान्येवं मध्यं पञ्चदशाहकम् ॥
युद्धावहारः संग्रामो द्वासप्ततिदिनान्यभूत् ॥ ५६ ॥

સિત્યાસી દિવસમાં પંદર દિવસ યુદ્ધ બંધ રહ્યું અને બોત્તેર દિવસ બરોબર યુદ્ધ ચાલતું રહ્યું. ॥ ૫૬ ॥

संस्कारोरावणादीनां अमावास्यादिनेऽभवत् ॥
वैशाखादि तिथौराम ऊवासरणभूमिषु ॥ ५७ ॥

અમાવાસ્યાના દિવસે રાવણાદિ રાક્ષસોને અગ્નિસંસ્કાર થયો. વૈશાખ શુદ્ધ પ્રતિપદાએ શ્રીરામચંદ્રજીએ રણભૂમિમાં એક દિવસ નિવાસ કર્યો. ॥ ૫૭ ॥

अभिषिक्तोद्वितीयायां लङ्काराज्ये विभीषणः ॥
सीताशुद्धिस्तृतीयायां वानरेभ्यो वरं ददौ ॥ ५८ ॥

પછી વૈશાખ શુદ્ધ દ્વિતીયાએ રામચંદ્રજીએ વિભીષણને

લંકાના રાજ્યને અભિષેક કર્યો, અને વૈશાખ શુદ્ધ તૃતીયાએ રામચંદ્રજીએ રાવણના બગીચામાંથી સીતાજીને તેડાવ્યા અને વાનરોને વરદાનો દીધાં. ॥ ૫૮ ॥

हत्वाऽचिरेणलङ्केशं लक्ष्मणेन समन्वितः ॥
गृहीत्वा जानकीं पुण्यां दुःखितां रावणेनतु ॥५९॥

થોડાજ દિવસમાં રામચંદ્રજી, લક્ષ્મણજી સહવર્તમાન રાવણ રાજાને મારીને-રાવણથી દુઃખને પામેલા સીતાજીનું ગ્રહણ કરતા હવા. ॥ ૫૯ ॥

आदायपरया प्रीत्या जानकीं सत्यवर्तिनीम् ॥
वैशाखस्यचतुर्थ्यांतु रामः पुष्पकमाश्रितः ॥६०॥

સત્યથી વર્તનારા સીતાજીને પરમપ્રીતીથી લઈને વૈશાખ શુદ્ધ ચતુર્થીના દિવસે શ્રીરામચંદ્રજી પુષ્પક નામના વિમાનમાં બેસતા હવા. ॥ ૬૦ ॥

विहायसानिवृत्तस्तु भूयोयोध्यांपुरींप्रति ॥
पूर्णेचतुर्दशेवर्षे पञ्चम्यांमाधवस्यच ॥६१॥

પુષ્પક વિમાનમાં બેસી આકાશમાર્ગેથી ચાલ્યા તે પાછા અયોધ્યામાં બરોબર ચઉદ વર્ષ પૂર્ણ થતે વૈશાખ શુદ્ધ પંચમીએ આવ્યા. ॥ ૬૧ ॥

भारद्वाजाश्रमेरामः सगणः समुपाविशत् ॥
नन्दि ग्रामेतुशष्ठ्यासः भरतेनसमागतः ॥६२॥

રામચંદ્રજી, પોતાના ગણો સહવર્તમાન, ભારદ્વાજ ઋષીના આશ્રમને વિષે આવ્યા અને વૈશાખ સુદ છટને દિવસે નન્દિગ્રામમાં ભરતજી પાસે આવ્યા. ॥ ૬૨ ॥

सप्तम्यामभिषिक्तो सौ भूयोयोध्यांरघुद्वहः ॥
वर्षे द्वात्रिंशकेरामो ह्यकरोत् राज्यकर्मच ॥६३॥

પછિ રામચંદ્રજીને સપ્તમીને દિવસે અયોધ્યામાં રાજ્યાભિષેક થયો તે દિવસે રામચંદ્રજીનું વય બત્રીસ વર્ષનું હતું. તે સમયમાં રાજ્યકર્મ કરવા લાગ્યા. ॥ ૬૩ ॥

चुतुर्दशेचवर्षान्ते प्रविष्टः स्वांपुरींप्रभुः ॥
अयोध्यांनाममुदितो रामोरावण हारणे ॥६४॥

રણસંગ્રામમાં રાવણ રાજાને મારનારા રામચંદ્રજી, પુર્ણ ચૌદ વર્ષ થયા અસતા મહા હર્ષને પ્રાપ્ત થઇને, પ્રભુ પોતાની અયોધ્યા નામની પુરીમાં પ્રવેશ કરતા હવા. ॥ ૬૪ ॥

भ्रातृभिः सहितस्तत्र रामोराज्यमकारयत् ॥
राज्यंप्रकुर्वतस्तस्य पुरोधावदतांवरः ॥
वशिष्टोमुनिभिः सार्धकृत्वातीर्थान्यनेकशः ॥६५॥

પોતાના ભાઇયો સહવર્તમાન્ રામચંદ્રજી રાજ્ય કરવા લાગ્યા. રામચંદ્રજી આ પ્રમાણે રાજ્ય કરે છે એટલામાં, બોલનારાઓમાં શ્રેષ્ટ એવા કુલગુરૂ વશિષ્ટ ઋષી બીજા ઋષીયોને સાથે લઇને, અનેક તીર્થ યાત્રા કરતા કરતા અયોધ્યામાં આવીને પ્રાપ્ત થયા. ॥ ૬૫ ॥

आजगाम ब्रह्मपुत्रो महाभागस्तपोनिधिः ॥
रामस्तंपूजयामास मुनिभिः सहितं गुरुं ॥६६॥

બ્રહ્મદેવના પુત્ર મહા ભાગ્યવાન્, તપશ્ચર્યાના સમુદ્ર એ પ્રમાણના વશિષ્ટઋષીને આવેલા જોઇને રામચંદ્રજી—ઋષીયો સહવર્તમાન્ વશિષ્ઠ ગુરૂનુ પૂજન કરતા હવા. ॥ ૬૬ ॥

अभ्युत्थानार्घ पाद्यैश्च मधुपर्केणपूजयत् ॥
यपृच्छकुशलंरामो वशिष्ठंमुनिपुंगवं ॥६७॥

વશિષ્ઠ ઋષીને જોઈ, રામચંદ્રજી ઉભા થયા. અને અર્ઘ, પાદ્ય, મધુપર્ક વગેરેથી પુજન કરતા હવા. ઋષીયોમાં શ્રેષ્ઠ એવા

વશિષ્ઠ ઋષીનું કુશલ પ્રશ્ન રામચંદ્રજી પુછવા લાગ્યા. ॥ ૬૭ ॥

सससर्वं कथयामासयथातीर्थान्यनेकशः ॥
सेवितानिधरापृष्ठे क्षेत्राण्या यतना निच ॥६८॥

ત્યારે વશિષ્ઠ ઋષીએ બધુએ રામચંદ્રજીને કહ્યું. જે પ્રકારે આ પૃથ્વી તલમાં અનેક તીર્થોનુ સેવન કર્યું, તેમજ નાના પ્રકારના ક્ષેત્રો જોયા, અને નાના પ્રકારના મંદિરો જોયા એ બધુએ કહ્યું. ॥ ૬૮ ॥

ततःसविस्मयाविष्टो रामोराजीवलोचनः ॥
पपृच्छतीर्थ माहात्म्यं यत्तीर्थेषूत्तमोत्तमं ॥६९॥

ત્યાર પછી આશ્ચર્યને પામેલા કમલનેત્ર એવ્હા રામચંદ્રજીએ, જે તાર્થોમાં ઉત્તમ તી ઃ હતા તે તીર્થોનુ મહાત્મ પૂછયું. ॥ ૬૯ ॥

इतिश्रीस्कंदपुराणे पातालखण्डेधर्मारण्योपाख्याने व्यास-धर्मसंवादेरामचरितवर्णनंनाम अष्टाविंशतिमोऽध्यायः २८

---

श्रीराम उ०–भगवन्सर्वतीर्थानि सेवितानित्वयाप्रभो ॥
एतेपां परमंतीर्थं तन्ममाचक्ष्वमानद ॥१॥

શ્રી રામચંદ્રજી, વશિષ્ટ ઋષીથી કેહે છે–હે ગુરૂજી! તમે સર્વ તીર્થોનું સેવન કર્યું. હે માનદેવા ને યોગ્ય, હે પ્રભો! એ તીર્થોમા શ્રેષ્ઠ તીર્થ કયું છે? તે કૃપા કરીને મ્હારે આગળ કહો॥૧॥

मयातुसीताहरणे निहताब्रह्मराक्षसाः ॥
तस्यपापविशुध्यर्थं वदतीर्थोत्तमोत्तमम् ॥ २ ॥

હે મહારાજ! જ્યારે સીતાજીનુ હરણ થયું ત્યારે તે અર્ણમાં મ્હેં ઘણાક બ્રહ્મરાક્ષસો માર્યા છે તેના પાતકથી દૂર થવા માટે ઉત્તમમાં ઉત્તમ જે તીર્થ હોય તે મ્હારે આગળ કહો. ॥૨॥

वशिष्ट उ०—गङ्गाचनर्मदातापी यमुनाच सरस्वती ॥
गण्डकी गोमतीपूर्णा एतानद्यः सुपावनाः॥३॥

ત્યારે વશિષ્ટગુરૂ કહે છે–હે રામચંદ્રજી! ગંગા, નર્મદા, તાપી, યમુના, સરસ્વતી, ગણ્ડકી, ગોમતી, અને પૂર્ણા એ નદીયો પવિત્ર કરનારીયો છે. ॥ ૩ ॥

एतासां नर्मदाश्रेष्ठा गङ्गात्रिपथगामिनी ॥
हरते किल्बिषंसर्वं दर्शनादेवराघव ॥ ४ ॥

હે રામચંદ્રજી! એ નદીયોમાં–તીને લોકમાં વાસ કરનારા ગંગા અને નર્મદા એ મહાશ્રેષ્ઠ છે, એવના દર્શન માત્રથીજ પાપ દૂર થાય છે. ॥ ૪ ॥

धर्मारण्यंप्रयागंच प्रभासं नैमिषं तथा ॥
कुरुक्षेत्रं श्रीस्थलंच क्षेत्राण्यन्यानि भूतले ॥५॥

ધર્મારણ્ય, પ્રયાગ, પ્રભાસ, નૈમિષારણ્ય, કુરૂક્ષેત્ર અને બદરી-કેદાર એથી બીજા પણ ક્ષેત્રો પૃથ્વીમાં છે. ॥ ૫ ॥

सन्तिराघवसर्वत्र स्नानयात्रावगाहनात् ॥
नाशयन्तिमनुष्याणां सर्वपापानिलीलया ॥६॥

હે રામચંદ્રજી! સઘળે ઠેકાણે એજ છે કે સ્નાન કરો, યાત્રા કરો, મંદિરોમાં પ્રવેશ કરો, તેથી મનુષ્યોના સર્વ પાપો લીલાથી નાશને પામે છે. ॥ ૬ ॥

अयोध्यामथुरामाया काशीकाञ्ची अवन्तिका ॥
पुरिद्वारावतीचैव एकैकंपावनं स्मृतम् ॥ ७ ॥

તેમજ અયોધ્યા, મથુરા, હરદ્વાર, કાશી, કાંચી, અવન્તિકા અને દ્વારિકાએ પુરીમા એકેક પવિત્ર કરનારીયો છે. ॥ ૭ ॥

तीर्थानां परमंतीर्थं धर्मारण्यं प्रचक्षते ॥
ब्रह्मविष्णुशिवाद्यै र्यत् आदौसंस्थापितंपुरा ॥ ८ ॥

હે રાજા રામચંદ્રજી ! તીર્થો તો ઘણા છે પરંતુ ધર્મારણ્ય નામનુ તીર્થ સર્વમાં મોટું છે. કે જે તીર્થને બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવજીએ પેહેલે સ્થાપન કર્યું છે. ॥ ૮ ॥

अरण्यानांच सर्वेषां तीर्थानांच विशेषतः ॥
धर्मारण्यात्परंनास्ति भुक्तिमुक्तिप्रदायकम् ॥ ९ ॥

સર્વ અરણ્યોમાં અને સર્વ તીર્થોમાં વિશેષે કરીને, ભોગ, અને મોક્ષ આપનારૂં ધર્મારણ્ય સરખુ બીજુ તીર્થ નથી. ॥ ૯ ॥

स्वर्गेदेवाप्रशंसन्ति धर्मारण्यनिवासिनाम् ॥
तेपुण्यास्ते पुण्यकृता येवसंन्ति कलौयुगे ॥ १० ॥

ધર્મારણ્યમાં નિવાસ કરનારા જનોની સ્વર્ગમાં દેવતાઓ પ્રશંસા કરે છે. કે કલિયુગને વિષે જે ધર્મારણ્યમાં વાસ કરે છે તે જનો પુણ્યાત્મા છે, અને તેવે પુણ્ય કર્યા છે. ॥ ૧૦ ॥

धर्मारण्ये द्विजाश्रेष्ठः सर्व किल्विष नाशनाः ॥
ब्रह्महत्यादि पापानि स्वर्णस्तेयकृतान्यपि ॥ ११ ॥

ધર્મારણ્યને વિષે રહેનારા બ્રાહ્મણોએ બ્રમ્હહત્યાદિક પાપ કર્યા છે, અને સોનાની ચોરી કરી છે તો એ પણ શ્રેષ્ટ છે અને સર્વ પાપનો નાશ કરનારા છે. ॥ ૧૧ ॥

भस्मी भवन्ति पापानि धर्मारण्यावगाहनात् ॥
कामिनां कामदंक्षेत्रं यतीनां मुक्तिदायकं ॥
सिद्धानां सिद्धिदं प्रोक्तं धर्मारण्यं युगे युगे ॥१२॥

ધર્મારણ્યમાં સ્નાન કર્યાથી સંપૂર્ણ પાપ બળીને ભસ્મ થઈ જાય છે. કામી પુરૂષના મનોર્થને પુર્ણ કરનાર, યતીયોને મુક્તી આપનાર, સિધ્ધોને સિદ્ધી આપનાર એવું યુગયુગને વિષે ધર્મારણ્ય કહ્યુ છે. ॥ ૧૨ ॥

व्यासउवाच-वशिष्ठवचनंश्रुत्वा रामोधर्म भृतांवरः ॥
प्रस्थितस्तीर्थे यात्रायां सीतया भ्रातृभिस्सह ॥१३॥

વેદવ્યાસજી, ધર્મરાજાને કેહે છે-ધર્મને ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા રામચંદ્રજી, વશિષ્ઠ ઋષીનુ આ પ્રમાણેનુ વચન સાંભળીને પોતાના ભાઈઓ સહવર્તમાન્ સીતાજીને સાથે લઇ ધર્મારણ્યની તીર્થ યાત્રા કરવા માટે નિકળ્યા. ॥ ૧૩ ॥

अनुजग्मुस्तदारामो सुग्रीवाद्याकपीश्वराः
ब्राह्मणाक्षत्रियोवैश्याः शूद्राःपुण्यचिकीर्षया ॥ १४ ॥

રામચંદ્રજી, સુગ્રીવાદિક વાનરાઓ, બ્રામ્હણો, ક્ષત્રીયો, વેશ્યો, અને પુણ્યની ઇચ્છાવાળા શૂદ્રો, વશિષ્ઠ ઋષીના પછવાડે ચાલ્યા. ॥ ૧૪ ॥

अनुजग्मुस्तदासर्वे मुदापरमयायुतः ॥
तीर्थयात्राविधिंकर्तु गृहात्प्रचालितोनृप ॥ १५ ॥

હે રાજા ધર્મ! સર્વે પરમ હર્ષથી યુક્ત થઈ તીર્થ યાત્રા વિધી કરવા માટે પોતપોતાના ઘરમાંથી ચાલ્યા. ॥ ૧૫ ॥

श्रीरामचंद्र उ०-एतदाश्चर्य मतुलं किमादिद्वारकाभवत् ॥
कियत्कालं समुत्पन्नं वशिष्ठादिनपृच्छत ॥१६॥

શ્રી રામચંદ્રજી, વશિષ્ઠ ઋષીથી પુછે છે-હે મહારાજ! આ મહા આશ્ચર્યની વાત છે કે આ આદિ દ્વારકા કયારે ઉત્પન્ન થઇ, અને અને કેટલો કાલ થયો? ॥ ૧૬ ॥

वशिष्ठउवाच-नजानामि महाराज कियत्कालोप पद्यत ॥
लोमशो जाम्बुवंतश्च जानातीतौच कारणं ॥१७॥

આ પ્રમાણે જ્યારે રામચંદ્રજીનું વચન સાંભળ્યું-ત્યારે વશિષ્ઠ ઋષી કેહે છે-હે રાજા રામચંદ્રજી! આ આદિ દ્વારકાને કેટલો કાલ થયો. એ હું જાણતો નથી. એ વાતને તો લોમશ

ઋષી અને જાંબુવંત નામનો રીછ એ બે જણા એનુ કારણ જાણે છે. ॥ ૧૭ ॥

गुरुवाक्यं समाकर्ण्य विचार्यच्च पुनः पुनः ॥
शरीरेयत्कृतंपापं प्रायश्चित्तं यथाविधिः ॥ १८ ॥

એ પ્રમાણે વશિષ્ઠ ગુરૂનું વચન સાંભળી રામચંદ્રજીએ વારંવાર વિચાર કરી શરીરથી થએલા પાપોનું યથાવિધી પ્રાયશ્ચિત કર્યું. ॥ ૧૮ ॥

वशिष्ठंचाग्रतः कृत्वासह माण्डलिकैर्नृपैः ॥
कृत्वापुरश्चर्णविधिं प्रस्थितश्चोत्तरांदिशम् ॥ १९ ॥

પછી રામચંદ્રજી પુરશ્ચર્ણ વિધી કરીને, માંડલિક રાજાઓ સાથે લઇને અને વશિષ્ઠ ઋષીને આગળ કરીને ઉત્તર દિશામાં ચાલ્યા. ॥ ૧૯ ॥

क्षेत्रमद्ध्येयदारामः प्रविष्टस्सहसैनिकैः ॥
विमानस्यगतिर्मन्दा संजाताकिलतत्रवै ॥ २० ॥

જ્યારે રામચંદ્રજીએ પોતાની સેના સહવર્તમાન્ ધર્મારણ્ય ક્ષેત્રમાં પ્રવેશ કર્યો ત્યારે વિમાનોની ગતીયો મંદ થઈ ગઈ. ૨૦

मन्दशद्वानिवाद्यानि मातङ्गामन्द गामिनः ॥
हयाश्वताद्दशाजाता रामोविस्मयमागतः ॥ २१ ॥

અને વાજાંઓના શબ્દો મંદ થઇ ગયા, હાથીયોની તથા ઘોડાઓની ગતીઓ મંદ થઇ ગઇ, એવું જોઈ રામચંદ્રજી આશ્ચર્યને પ્રાપ્ત થયાં. ॥ ૨૧ ॥

गुरुंपपृच्छविनया द्वशिष्ठंमुनिपुंगवम् ॥
किमेतन्मन्दगतय श्चित्रंहादिमुनीश्वर ॥ २२ ॥

ત્યારે રામચંદ્રજી, વશિષ્ઠ ગુરૂથી વિનયયુક્ત પુછવા લાગ્યા-

હે મુનીશ્વર! આ બધાએ મંદગતીયે કેમ થયા ? એનું કારણ કહો, મને મહાન્ આશ્ચર્ય લાગે છે. ॥ ૨૨ ॥

त्रिकालज्ञोमुनिप्राह धर्मक्षेत्रमुपागतः ॥
तीर्थे पुण्यतमेराम पादचारेणगम्यते ॥ २३ ॥

ત્યારે ભૂત, ભવિષ્ય અને વર્તમાનૂને જાણુનારા એવા વશિષ્ઠ મુની રામચંદ્રજીને કહેવા લાગ્યા—હે રાજા! આ ધર્મક્ષેત્ર આવીને પ્રાપ્ત થયું છે માટે હે રામ! પુણ્યને આપનારા તીર્થોમાં લોકો પગથી ચાલીને જાય છે અને આપણે તો વિમાનમાં બેસીને ચાલ્યા છીએ તેથી જ વિમાનો તથા વાહનોની ગતીયો મંદ થઇયો છે માટે આપણે પણ પગથી ચાલો. ॥ ૨૩ ॥

एवंकृते ततः पश्चात् सैन्यस्वास्थ्यं भविष्यति ॥
पादचारीततोजग्मुः रामसैन्यंतु संयतम् ॥२४॥

એ પ્રમાણે કર્યું અસતા સૈન્યને સુખ થશે. ત્યારે રામચંદ્રજી સહવર્તમાન્ સંપૂર્ણ સૈન્ય પગથી ચાલવા લાગ્યું. ॥ ૨૪ ॥

मातृवासनके ग्रामेप्राप्ते परमपावने ॥
गुरुणाचोपदिष्टंतु मातृणांपूजनं कृतम् ॥ २५ ॥

એ પ્રમાણે ચાલતા ચાલતા **શ્રી માતા** જ્યાં વાસ કરે છે તે ગામ આવીને પ્રાપ્ત થયું. ત્યારે વશિષ્ઠ ઋષીની આજ્ઞાથી રામચંદ્રજીએ માતાજીનું પૂજન કર્યું. ॥ ૨૫ ॥

नानोपहारै र्विविधैः प्रतिष्ठा विधिपूर्वकम् ॥
गतोरामोहरिक्षेत्रे सुवर्णा दक्षिणेतटे ॥ २६ ॥

પ્રતિષ્ઠા વિધિ પૂર્વક નાનાપ્રકારના ઉપહારથીં પૂજન કરીને પછી રામચંદ્રજી આગળ ચાલ્યા, તે સુવર્ણા નદીના તટને વિષે હરિક્ષેત્રમાં આવીને પ્રાપ્ત થયા. ॥ ૨૬ ॥

नीरीक्ष्य यज्ञवेदींश्च यूपांश्च बहुशस्तथा ॥
कृतकृत्यं तदात्मानं मेनेरामो रघुद्वहः ॥ २७ ॥

તે હરિક્ષેત્રમાં આવીને રામચંદ્રજીયે યજ્ઞોનીવેદીયો જોઇ. તેમજ ઘણાક યજ્ઞ સ્થંભો જોયા. ત્યારે રામચંદ્રજી પોતાના મનને વિષે કૃતાર્થ માનતા હવા. ॥ ૨૭ ॥

धर्मस्थानं निरीक्ष्याथ सुवर्णाश्चोत्तरेतटे ॥
सैन्यसंघसमुत्तार्थ बभ्रामक्षेत्रमध्यतः ॥२८॥

એ પ્રમાણે ધર્મારણ્યનું સ્થાન જોઈ સુવર્ણા નદીના ઉત્તર તટને વિષે પોતાના સંપૂર્ણ સૈન્યના સંઘને ઉતારીને, પોતે તે ક્ષેત્રમાં ફરવા લાગ્યા. ॥ ૨૮ ॥

तत्रतीर्थेषु सर्वेषु देवतायतनेषुच ॥
यथोक्तानिचकर्माणि चक्रेरामो विधानतः ॥२९॥

અને ત્યાંના સંપુર્ણ તીર્થોને વિષે અને દેવતાઓના મંદિરોમાં યથોક્ત કર્મ (જે ઠેકાણે કરવું ઘટે તે) રામચંદ્રજી વિધીથી કરવા લાગ્યા. ॥ ૨૯ ॥

श्राद्धानिविधिवच्चक्रेतत्तीर्थ वासिभिस्सह ॥
स्थापयामासरामेशं तथाकामेश्वरंपुनः ॥३०॥

તેમજ યથાવિધીથી શ્રાદ્ધો કરીને, તે તીર્થોમાં રહેનારા જનો સહવર્તમાન **રામેશ્વર** અને **કામેશ્વર** એવા બે મહાદેવોનું સ્થાપન કર્યું. ॥ ૩૦ ॥

स्थानाद्वायुप्रदेशेतु सुवर्णासरितस्तटे ॥
कृत्वैवं कृतकृत्योभूत् रामोदशरथात्मजः ॥३१॥

સુવર્ણા નદીની વાયવ્ય દિશાને વિષે એ પ્રમાણે મહાદેવોનું સ્થાપન કરીને દશરથ રાજાના પુત્ર રામચંદ્રજી કૃતાર્થ થતા હવા. ॥૩૧॥

कृत्वासायंविधिंसर्वाम् सभायांसमशीदत
अथाश्रौपीत क्षणेतस्मिन् रामोनारीं निरंजने ॥३२॥

હવે રામચંદ્રજીએ સંપુર્ણ સાયમસંધ્યાનો વિધી કરીને સભામાં બેઠા હતા, એટલીવારમાં અરણ્યમાં એક સ્ત્રીના રડવાનો શબ્દ રામચંદ્રજીએ સાંભળ્યો. ॥ ૩૨ ॥

निशायांकरुणैर्वाक्यैः क्रन्दान्ति कुररीमिव ॥
चारैर्विलोकयामास रामस्तामतिसंभ्रमात् ॥३३॥

રાત્રીને વિષે ટિટોડી જેવી અરડાતી, અત્યંત કરૂણા ઉત્પન્ન કરનારા ઉદ્ગારોથી રડતી એવી સ્ત્રીનો શબ્દ સાંભળી, રામચંદ્રજીને મહાન્ આશ્ચર્ય થયું. ત્યારે પોતાના દૂતોને આજ્ઞા કરી કે જાવ! આ અરણ્યમાં કોણ સ્ત્રી રડે છે તે જોઈ આવો. ॥ ૩૩ ॥

दृष्टातैर्विव्हलानारी क्रन्दान्तिकरुण स्वरैः ॥
पृष्ठासादुःखसंभूतिं रामसंप्रेषितैःनरैः ॥३४॥

ત્યારે તે દૂતોએ અરણ્યમાં જઈને, કરૂણ સ્વરથી આક્રોશ કરી રહેલી એવી એક દુઃખી સ્ત્રીને જોઇ. ત્યારે તે દૂતોએ, રામચંદ્રજીના કહેલા વચનોથી તે સ્ત્રીને તેના દુઃખનું કારણ પુછયું. ॥૩૪॥

दूतउवाच–कासित्वंसुभगेनारी देवीवादानवीनुकिं ॥
केनासित्वंपराभूता मुष्टं केनधनंतव ॥३५॥

રામચંદ્રજીના દૂતો તે સ્ત્રીને પુછે છે–હે સુભગા નારી! તું કોણ છે. તું દેવતાની સ્ત્રી છે અથવા દાનવની સ્ત્રી છે શું? તારો પરાભવ કોણે કર્યો અથવા તારૂં ધન કોઈએ લુંટી લીધું શું? ॥૩૫॥

विव्हलादारुणा शब्दादुद्गिरंतिमुहुर्मुहुः ॥
कथयस्वयथातथ्यं रामो राजाभिपृच्छती ॥३६॥

અધીરા, અને ભયંકર એવા શબ્દો વારંવાર ઉચ્ચાર કરનારી

તું, તારૂં યથાર્થ દુઃખ કહે. કારણ રાજાધિરાજ રામચંદ્રજી પુછેછે. ॥૩૬॥

देवीउवाच-तयोक्तंस्वामिनंदूताः प्रेषयध्वं ममान्तिकम् ॥
यथाऽहं मानसं दुःखं शान्त्यैतस्मिन्निवेदये ॥३७॥

ત્યારે દેવી કહે છે,-હે દૂતો ! તમારા સ્વામીને મ્હારે કને મોકલો, કે જે પ્રકારે શાન્ત વૃત્તીથી હું મ્હારા મનનું દુઃખ તેવને આગળ કહું. ॥ ૩૭ ॥

दूतउवाच-तथेत्युक्त्वाततोदूताः राम मागत्यमब्रुवन् ॥
तदाकर्ण्यततोरामः संभ्रमात्त्वरितंययौ ॥३८॥

એવું સાંભળી દૂતોએ-ઘણું સારૂં ! એમ કહી રામચંદ્રજી કને આવ્યા અને સંપૂર્ણ વૃત્તાન્ત કહયો. ત્યારે રામચંદ્રજી આશ્ચર્ય પામી તે સ્ત્રી કને જતા હવા. ॥ ૩૮ ॥

दृष्ट्वानारींदुःखतप्तां तस्यादुःखस्यकारणम् ॥
पपृच्छवचनंरामः कृताञ्जलिपुटाग्रतः ॥ ३९ ॥

દુઃખે કરી સંતાપને પ્રાપ્ત થયેલી અને હાથ જોડીને સામને ઉભેલી એવ્હી સ્ત્રી જોઇને રામચંદ્રજી, તેના દુઃખનું કારણ પૂછવા લાગ્યા. ॥ ૩૯ ॥

श्रीरामउवाच—
कात्वंशुभेकस्य परिग्रहावाकेनावलुप्ताविजनेनिरस्ता ॥
मुष्टंधनंकेनचतावकीयं आचक्ष्वदेवी सकलं ममाग्रे ॥४०॥

શ્રીરામચંદ્રજી કહે છે-તું કોણ છે ? હે કલ્યાણી ! તું કોને પરણી છે, તને કોઇએ ક્રુંટી લીધી છે શું, અથવા તારો આરણ્યમાં કોઇએ ત્યાગ કર્યો શું અથવા કોઇએ તારૂં ધન લઇ લીધું શું ? હે દેવી ! તહારો સંપૂર્ણ વૃત્તાન્ત મ્હારે આગળ કહે. ॥ ૪૦ ॥

इत्युक्त्वाचातिदुःखार्ता नारींमतिमतांवर ॥
प्राणामंदण्डवच्चक्रे चक्रपाणिरिवापरः ॥ ४१ ॥

વેદ વ્યાસજી કહે છે–હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ટ રાજા ધર્મ! અતી દુઃખથી દુઃખીત થયેલી ને શ્રી પ્રતિ–ચક્રને ધારણ કરનારા બીજા હરીજ એવ્હા રામચંદ્રજી દંડવત્ નમસ્કાર કરતા હવા. ॥ ૪૧ ॥

तयाभिनन्दितोरामः प्रणमन्तः पुनः पुनः॥
तुष्टया परयाप्रीत्या स्तुतो मधुरयागिरा ॥ ४२ ॥

પરમ પ્રીતીથી સંતોષને પામેલી તે દેવીથી આનંદને પ્રાપ્ત થએલા અને મધુર વાણીથી સ્તવનને પ્રાપ્ત થએલા એવ્હા રામચંદ્રજી વારંવાર નમસ્કાર કરતા હવા. ॥ ૪૨ ॥

धर्मारण्याधिष्ठातृदेवताउवाच—

परमात्मन्परेशाद्य भारहारिन् सनातन ॥
यदर्थमवतारस्ते चाद्यकार्यंत्वयाकृतम् ॥ ४३ ॥

ત્યારે રામચંદ્રજીને ધર્મારણ્યની અધિષ્ઠાત્રિ દેવતા ( દેવી ) કેહેવા લાગી–હે પૃથ્વીના ભારને દુર કરનારા, હે સનાતન ધર્મનુ રક્ષણ કરનારા, હે પરમાત્મા! તમે સર્વના સ્વામી છો અને આદ્ય છો. જે કાર્ય સારૂ તમારો અવતાર થયો છે તે સર્વ તમે પહેલાં કર્યું. ॥ ૪૩ ॥

रावणः कुम्भकर्णश्च शक्रजित्प्रमुखास्तथा ॥
हेलयानिर्जितारौद्राः राक्षसाः समराङ्गणे ॥ ४४ ॥

રાવણ, કુંભકર્ણ ઇત્યાદિ મોટા છે જેમાં એવ્હા ભયંકર રાક્ષસો રણસંગ્રામમાં તમે જીત્યા. ॥૪૪॥

किंवाच्मिलोकेशयतस्तुतोजनैः वध्याश्चदुष्टावरपद्मभवाः॥
त्रिश्वंचदुत्थंचतवोदरस्थं वटस्यबीजेहियथावटोमतः ॥४५॥

સંપુર્ણજન જેની સ્તુતી કરે છે એવા હે પ્રભો! હું તમારાથી શું કહું? હે સંપુર્ણ લોકના સ્વામી! બ્રહ્મદેવના વરથી ઉત્પન્ન થયેલા દુષ્ટ રાક્ષસોને તમે મારવા, એ યોગ્યજ છે. આ

સપુર્ણ જગત્ તમારાથી ઉત્પન્ન થયુ છે અને તમારાજ પેટમા રહે છે. જેમ વડના બીજમાં વહનુ ઝાડ રહે છે અને વડનાં ઝાડમા વડનુ બીજ રહે છે. તેજ પ્રમાણે બધુ તમારાથીજ ઉત્પન્ન થયુ છે. ॥ ૪૫ ॥

धन्योदशरथोलोके धन्याचजननी तव ॥
यथा जातोसि गोविंद जगदीश परःपुमान् ॥४६॥

આ લોકને વિષે દશરથ રાજાને ધન્ય છે, તેમજ તમારી માતાને ધન્ય છે, કે જેવને ત્યા-ઇંદ્રિયોના સ્વામા, જગતના ઇશ્વર, શ્રેષ્ટ પુરૂષ તમે ઉત્પન્ન થયા છો । ॥ ૪૬ ॥

धन्यंच त्वत्कुलं राम यत्रप्राप्तोसि हे प्रभो ॥
त्वत्तोभयं कुलंचेदं त्वयादेवमुपासितं ॥ ४७ ॥

હે રામચંદ્રજી ! જે કુલમા તમે આવ્યા છો તે કુલને ધન્ય છે. તમારા બન્ને ( મા અને બાપનુ ) કુલ તમારીજ ઉપાસના કરે છે. ॥ ૪૭ ॥

नरपति पितरोपी स्मर्यते वैष्णवांशः ।
स्वयमसि रमणीयो त्वंगुणै र्विष्णुरेव ॥
किमपि भुवनकार्यं यद्विचिन्त्यावतीर्णो ।
तदिह घटयनस्ते वत्सनिर्विघ्नमस्तु ॥ ४८ ॥

હે નરપતી ! તમને પિતરો પણ વિષ્ણુના અંશ માને છે તમે રમણીય છો, ગુણે કરીને વિષ્ણુજ છો, પૃથ્વીનુ કંઇ પણ કાર્ય કરવાનો વિચાર કરી તમે અવતાર ધારણ કર્યો છે-તે વાત તમે બનાવી લાવો, હે વત્સ ! તમને નિર્વિઘ્ન થાવ. ॥ ૪૮ ॥

स्तुत्वोवाचाथसा रामं त्वयिनाथेतुसंप्रति ॥
शून्यावर्तेचिरंकालं तथादोपस्तवैवहि ॥४९॥

તે દેવી, રામચંદ્રજીનું એ પ્રમાણે સ્તવન કરીને પુનઃ કહેવા લાગી હે નાથ! સામ્પ્રતકાલમાં તમે વિદ્યમાન અસીને મ્હારૂં નગર (ગામ) સર્વ સૂનુ રહે એ તમને દોષ છે. ॥ ૪૯ ॥

धर्मारण्यस्य विप्राणां तथाचैवाधिदेवतां ॥
वर्षाणिद्वादशाभूवन् शून्यागारामनाथवत् ॥५०॥

હે પ્રભો! આ ધર્મારણ્યના બ્રાહ્મણો અને ગામના દેવતાઓ વિના આજ બાર વર્ષ થઈ ગયા, અનાથ સરખા સૂના ઘરો થયા છે. ॥ ૫૦ ॥

यस्यांहि दीर्घिकायाम्मे स्नानदानोद्यताजनाः ॥
रामस्तस्यांदीर्घिकायां निपतन्तिच शूकराः ॥५१॥

જે મ્હારી વાવડીઓમા લોકો સ્નાન, દાન, જપ વગેરે કરતા હતા—હે રામચંદ્રજી! આજ તે વાવડીયોમાં ડુકરો પડે છે. ॥૫૧॥

यत्राङ्गनाभर्तृयुताजलक्रीडापरायणाः ॥
चिक्रीडुस्तत्रमहिषा निपतन्तिजलाशये ॥ ५२ ॥

વળી હે પ્રભો! જે જલાશયોમા, પોતાના પતીયો સહવર્તમાન્ સ્ત્રીયો ક્રીડા કરતીયો હતીયો, તે જલાશયોમાં આજ ભેસો પડે છે. ॥ ૫૨ ॥

यत्ररथ्यासुपुष्पाणां सौरभ्यः प्रचुरो भवत् ॥
संरुद्धः कंटकैर्वृक्षैः सिंहव्याघ्र समाकुलः ॥ ५३ ॥

જે ઠેકાણે રસ્તાઓમા સારા પુષ્પોનો સુગંધ આવતો હતો, તે ઠેકાણુ આજ કાંટાના વૃક્ષોથી અને સીંહ, વ્યાઘ્રોથી વ્યાપ્ત થયેલા છે. ૫૩

संचिक्रीडुः कुमाराश्च यस्यांभूमौनिरन्तरं ॥
कुमाराश्चित्रकायानां तत्रक्रीडन्तिहर्षिताः ॥५४॥

જે પૃથ્વીને વિષે બાલકો નિરંતર ક્રીડા કરતા હતા તે ઠેકાણે આજ વ્યાઘ્રોના બાલકો હર્ષને પ્રાપ્ત થઈ ક્રીડા કરે છે. ॥૫૪॥

अकुर्वन्वाडवायत्र वेदगानं निरन्तरम् ॥
शिवानांतत्रफेत्काराः श्रूयन्तेति भयंकराः ॥ ५५ ॥

જે ઠેકાણે બ્રાહ્મણો રાત્ર દિવસ વેદ પાઠ કરતા હતા તે ઠેકાણે આજ મહાન્ ભયંકર શીયાળીયાઓના શબ્દ સંભળાય છે ॥૫૫॥

नृपायत्रसभायान्तु निषीदन् मंत्रतत्पराः ॥
तस्मिन्स्थाने निषीदन्ति गवपाशकशल्लकाः ॥५६॥

જે ઠેકાણે રાજાઓ સભામાં મંત્રીયોથી વિચાર કરતા બેસતા હતા તે ઠેકાણે આજ ગવય, પાશક અને શલ્લક આદી નામના જનાવરો બેસે છે ॥ ૫૬ ॥

एवंविधं निवासंमे विद्धिरामनृपोत्तम ॥
शून्यंतु सर्वतोमत्वा निवासय द्विजोत्तमान् ॥ ५७ ॥

હે રાજાઓમાં શ્રેષ્ઠ રામચંદ્રજી! આ પ્રકારે ચારે તરફથી સુનો એવો મ્હારો નિવાસ જાણીને અહીં બ્રાહ્મણોને પાછા લાવીને રાખો. ॥ ૫૭ ॥

तेनमेसुमहद्दुःखं तस्मात्राहिनरेश्वर ॥
एतच्छ्रुत्वावचोराम उवाचवदतां वरः ॥ ५८ ॥

હે નરેશ્વર! તેથી મને મહાન્ દુઃખ થયું છે એ દુઃખથી મ્હારૂં સંરક્ષણ કરો. રામચંદ્રજીએ દેવીનું આ પ્રમાણેનું વચન જ્યારે સાંભળ્યું ત્યારે બોલનારાઓમાં શ્રેષ્ઠ રામચંદ્રજી બોલવા લાગ્યા. ૫૮

श्रीरामउवाच–नजानेतावकान्विप्रान् येचतुर्दिशमाश्रिताः॥
नतेषांवेद्म्यऽहं संख्यां नाम गोत्रंद्विजन्मनाम्॥५९॥

રામચંદ્રજી કેહે છે—હે દેવી! તાહારા જે બ્રાહ્મણો ચારે દિશામાં ચાલ્યા ગયા છે તેવને હું જાણતો નથી. તેમજ તેવના નામો તથા ગોત્રો અને તેવ કેટલા છે એ સંખ્યા પણ હું જાણતો નથી. ॥ ૫૯ ॥

यथाज्ञातीयथागोत्रं यथातथ्यं निवेदय ॥
ततोन्यायाद्यथासर्वान् स्वस्थानेवासयाम्यऽहम् ॥६०॥

તેવોની જ્ઞાતી અને ગોત્ર જે પ્રમાણે હોય તે પ્રમાણે મ્હારે આગળ કહો. તો ન્યાયથી બધાઓને તેહવી તેવના સ્થાનોને વિષે વાસ કરાઉં છું. ॥ ૬૦ ॥

अधिदेवीउवाच–ब्रह्मविष्णु महेशैश्च स्थापितायेनरेश्वर ॥
अष्टादशसहस्राणि ब्राह्मणादेव वित्तमाः॥६१॥

એહ્‌વુ રામચંદ્રજીનું વચન સાંભળી તે અધિદેવી કહે છે– હે નરેશ્વર રામ! વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ એહ્‌વા અરાઢ હજાર બ્રાહ્મણો, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરે સ્થાપન કરેલા છે. ॥૬૧॥

त्रयी विद्यास्तुविख्याताः लोकेस्मिन्नमितद्युते ॥
चतुर्विंशतिगोत्राणां वाडवायेप्रतिष्ठिताः ॥ ६२ ॥

જેવના તેજના અતનો પાર નથી એહ્‌વા અમિતદ્યુતિ હે રામચંદ્રજી! તે અરાઢહજાર બ્રાહ્મણો આ લોકને વિષે ત્રૈવિદ્ય નામથી વિખ્યાત છે અને તે બ્રાહ્મણોના ચોવીસ ગોત્રો છે. ॥૬૨॥

श्रीमदार्ये त्रयीविद्य लोकास्सर्वे द्विजोत्तमाः ॥
षट्त्रिंशच्च सहस्राणि शूद्राधर्म परायणाः ॥ ६३ ॥

હે રામ! વળી બ્રાહ્મણોમા શ્રેષ્ટ તે ત્રૈવિદ્ય બ્રાહ્મણો શ્રી વેદમાતા ગાયત્રી ત્રિપદાને જાણનારા છે. તે બ્રાહ્મણોના સેવકો છત્રીસ હજાર વણિકો પોતાના સેવાધર્મમા પરાયણ છે. ॥ ૬૩ ॥

*आर्यवृत्तास्तुतेज्ञेया द्विजशुश्रूषणे रताः ॥*
सत्यमेवमिदंराम उद्धरस्वपुरातनं ॥ ६४ ॥

બ્રાહ્મણોની સેવામા તત્પર એવા તે સેવકો, આર્ય લોકોની વર્તણુકથી વર્તનારા જાણવા. હે રામચંદ્રજી! આ મ્હે સત્ય ર્ પને આગળ કહ્યુ છે માટે આ જીર્ણપુરીનો ઉદ્ધાર કરો ર્

वकुलार्केश्वरोयत्र संज्ञयासहराजते ॥
कुमारावश्विनौ देवौ धनदोव्ययपूरकः ॥ ६५ ॥

જે ધર્મારણ્યમાં બકુલ વૃક્ષને નિચે સૂર્યનારાયણ પોતાની સંજ્ઞા નામની સ્ત્રી સહવર્તમાન બકુલાર્ક નામે વિરાજે છે, અને અશ્વિનીકુમાર દેવ, તેમ જ સર્વ ખર્ચને પુરાં પાડનાર કુબેર પણ વિરાજે છે. ॥ ૬૫ ॥

अधिष्ठात्री ह्यहं राम नाम्ना भट्टारिकास्मृता ॥
शुन्यंस्वामिन्युद्धरस्व मोहेरक पुरंवरं ॥ ६६ ॥

હે રામ ! અહિંની હું અધિષ્ઠાત્રી (માલક) ભટ્ટારિકા નામની દેવી છું. માટે હે સ્વામીન્ ! સૂનું થયેલુ એવું આ શ્રેષ્ટ મોહિરક પુર (મોઢેરૂ) એનો આપ જીર્ણોદ્ધાર કરો. ॥ ૬૬ ॥

व्यास उवाच-स्थानाचाराश्च ये के चित्कुलाचारास्तथैवच॥
श्रीमात्राकथितं सर्वं रामस्याग्रेपुरातनं ॥ ६७ ॥

વેદ વ્યાસજી કહે છે—હે રાજા ! ભટ્ટારિકા દેવીએ શ્રીરામચંદ્રજી આગળ પુરાતન એવા સ્થાનના આચાર, કુળના આચાર એ બધાએ કહ્યા. ॥ ૬૭ ॥

तस्याश्च वचनं श्रुत्वा रामोमुदमवापह ॥
स्वभृत्याप्रेपितास्तूर्णं विप्रानयन हेतवे ॥ ६८ ॥

એ પ્રમાણે ભટ્ટારિકા માતાનુ વચન સાંભળીને શ્રીરામચંદ્રજી મહા હર્ષને પ્રાપ્ત થયા. અને જલદીજ, બ્રાહ્મણોને તેડી લાવવા માટે પોતાના દૂતોને મોકલ્યા. ॥ ૬૮ ॥

रामाज्ञा कारिणो दूताः गताः सर्वे दिशोदश ॥
शोधिता वाडवाः सर्वे लब्ध्वासर्वे सहर्षिताः ॥ ६९ ॥

ત્યારે રામની આજ્ઞા પ્રતિપાલન કરનારા દૂતો દસે દિશા

ઓમાં ગયા. ત્યાં જઇને સર્વે ત્રૈવિધ બ્રાગ્હણોનો શોધ કરીને સર્વે બ્રાગ્હણોને લઇને મહાહર્ષને પ્રાપ્ત થયા. ॥ ૬૯ ॥

आगता राम पार्श्वे च बहुमान पुरःसरं ॥
अर्चिता रामचन्द्रेण पादार्घ विष्टरादिभिः ॥ ७० ॥

તે આવેલા બ્રાગ્હણો ઘણા માન સાથે રામચંદ્ર કને આવીને પ્રાપ્ત થયા. ત્યારે રામચંદ્રજીએ તેવનુ પાદ્ય, અર્ઘ અને વિષ્ટરથી પુજન કર્યું. ॥ ૭૦ ॥

स्तुतिंचकार विप्राणां दंडवत्प्रणिपत्यच ॥
कृताञ्जलि पुटास्थित्वा बभाषे रघुनन्दनः ॥ ७१ ॥

અને બ્રાગ્હણોને દંડવત્ નમસ્કાર કરીને સ્તુતી કરવા લાગ્યા. અને હાત જોડી બ્રાગ્હણોની સામે ઉભા થઈ, રઘુનંદન રામચંદ્રજી મીઠી વાણી થકી કેહેવા લાગ્યા. ॥ ૭૧ ॥

इति श्रीस्कंदपुराणे पातालखण्डे धर्मारण्यो पाख्याने सत्यमंदिर महात्म्ये श्रीरामतीर्थे यात्रायां एकोन त्रिंशोऽध्यायः ॥ २९ ॥

---

श्रीरामउवाच–जीर्णोद्धारं करिष्यामि श्रीमातुर्वचनादहं ॥
आज्ञाप्रदीयतांमह्यं यथासिद्धिः प्रजायते ॥१॥

રામચંદ્રજી કેહે છે—હે બ્રાગ્હણો! શ્રીમાતા ભટારિકાના વચનથી આ મોઢેશનો હું જીર્ણોદ્ધાર કરીશ, આપ સર્વે મને આજ્ઞા આપો કે જેથી કાર્યની સિદ્ધી થાય. ॥ ૧ ॥

अधि देव्या मुखेनैव त्रिमूर्तेः स्थापनादिकम
मयाश्रुतंधरादेवाः विलंबेनैव युज्यते ॥ २ ॥

હે પૃથ્વીના દેવતા બ્રાહ્મણો! શ્રીમાતા ભટ્ટારિકાના મુખથી-તીનમૂર્તિ-બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનું સ્થાપન કરેલું એહે સાંભળ્યું છે માટે એ વાતમાં વિલંબ ન કરવો. ॥ ૨ ॥

आदेशोदीयतांमह्यं यथा दानं ददामिवः ॥
व्यासउ०-ततस्तुमिलितास्सर्वे विमृश्य च परस्परं ॥३॥

માટે આપ મને આજ્ઞા આપો અને હું પછી આપને દાન આપું. વ્યાસજી કેહે છે, હે રાજા! ત્યારે પછી બધાએ બ્રાહ્મણો મળીને-રામચંદ્રજીના વચનનો આપસમાં વિચાર કરવા લાગ્યા. ॥૩॥

केचिदूचुस्तदारामं वयंशिलोन्छ जीविकाः ॥
सन्तोपं परमास्थाय स्थिता धर्मपरायणाः ॥ ४ ॥

અને પછી કેટલાક બ્રાહ્મણો કેહેવા લાગ્યા-હે રામ! હમે તો * શિલોંછવૃત્તિથી પોતાની જીવિકા ચલાવિએ છિએ અને તેમાંજ સતોષ માની પોતાના ધર્મમાં રહિએ છિએ. ॥ ૪ ॥

प्रतिग्राह प्रयोगेपु न चास्माकं प्रयोजनम् ॥
एकाहिकाः द्विजाः केचित् केचित्स्त्वाम्रत वृत्तयः ॥५॥

પ્રતિગ્રહ કરવાનું હમને કાંઈ પ્રયોજન નથી. કારણ હમારે મ્હાય કેટલાક બ્રાહ્મણો એકાહિક છે, તેમજ કેટલાક બ્રાહ્મણો પોતાને ઠેકાણે અમૃતસરખી વૃત્તિવાળા છે. ॥ ૫ ॥

कुम्भीधान्यद्विजाः केचित् केचित् पट्कर्म तत्पराः ॥
त्रिमूर्ति स्थापिताः सर्वे पृथग्भावाः पृथग्गुणाः ॥६॥

કેટલાક બ્રાહ્મણો *કુંભીધાન્યવૃત્તીવાળા છે, કેટલાક ષ-

*એનાશિલ અને ઉંછ એ બે ભેદો છે. શિલ એટલે ખેતરોમાં ખળા કરતા કરતા પડેલા જે દાણા તે પોતાના પેટપુરતા વિણી લેવા એ શિલવૃત્તી. અને ધાન્ય વેચાતા બજારમા, ધાન્ય તોળાના પડેલા જે દાણા તે પેટપુરના વિણી લેવા એ ઉછવૃત્તી

*એક પ્રકારનું ધાન્ય.

કર્મ તત્પર છે. આ બ્રાહ્મણોને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરે ૭ ૭ હજાર જુદા જુદા સ્થાપન કર્યા છે તેથી આ બ્રાહ્મણોના સ્વભાવો પણ જુદા જુદા છે અને ગુણો પણ જુદા જુદા છે. ॥ ૬ ॥

केचिदेवंवदन्तीस्म त्रिमूर्त्याऽज्ञां विनावयम् ॥
प्रतिग्रहस्यस्वीकारं कथंकूर्या महे प्रभो ॥ ७ ॥

કેટલાક બ્રાહ્મણો એમ કહેવા લાગ્યા કે હે પ્રભો! હમે બ્રહ્મા, વિષ્ણુ અને શિવની આજ્ઞા વિના લેવાનું કેમ કબૂલ કરિએ? ॥૭॥

न ताम्बूलं स्वीकृतन्नो यावद्देवैर्न भापितम् ॥
तदा प्रभृति तेपां तु विरोधोऽद्यापि वर्तते ॥ ८ ॥

બ્રહ્મા, વિષ્ણુ અને શિવજીની આજ્ઞા વિના હમે તાંબૂલ સુદ્ધાં તો લિધું નથી. તે દિવસથી આજ સુધી લેવાદેવાનો વિરોધ મોઢ બ્રાહ્મણોમાં અદ્યાપી ચાલે છે. ॥ ૮ ॥

विमृश्यसतदारामो वशिष्ठेन महात्मना ॥
ब्रह्मविष्णुशिवादींश्च सस्मारगुरुणासह ॥ ९ ॥

ત્યારે બ્રાહ્મણોનું એવું વચન સાંભળી રામચંદ્રજી વશિષ્ટ ઋષી સાથે વિચાર કરવા લાગ્યા, અને વિચાર કરીને વશિષ્ટ ઋષી સહવર્તમાન—બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ તીને દેવતાઓનું સ્મર્ણ કર્યું. ॥ ૯ ॥

स्मृतमात्र स्ततोदेवाः तंदेशे समुपागमत् ॥
सुर्य कोटिप्रतीकाशाः विमानावलि संस्थिताः ॥१०॥

સ્મર્ણ કરતા માત્રજ ત્રણે દેવતાઓ ધર્મારણ્યમાં આવી પ્રાપ્ત થયા. કરોડ સુર્ય સરખા છે તેજો જેના અને વિમાનોમાં બેઠેલઃ એવા તીને વિમાનોની પંક્તી ઉભી થઇ. ॥ ૧૦ ॥

रामेणाथयथान्यायं पूजिताः परयामुदा ॥
निवेदितंतु तत्सर्वं रामेणकृतवुद्धिना ॥ ११ ॥

ત્યારે રામચંદ્રજીયે પરમ હર્ષથી તીને દેવતાઓનુ યથાયોગ્ય પૂજન કર્યું. પછી ધર્મારણ્યના જીર્ણોદ્ધાર કરવાની ઇચ્છા છે જેવનિ એબ્હા રામચંદ્રજીએ તીને દેવતા આગળ બધું નિવેદન કર્યું. ॥૧૧॥

अधिदेव्याश्चवचनं जीर्णोद्धारस्यकामना ॥
धर्मारण्ये हरिक्षेत्रे शून्यस्वामी समीपतः ॥ १२ ॥

ભટ્ટારિકા માતાનુ વચન અને શૂન્યસ્વામી નામના દેવતા કને હરીક્ષેત્ર જે ધર્મારણ્ય એના જીર્ણોદ્ધારની ઇચ્છા રામચંદ્રજીએ કહી.૧૨

ततस्तेवाडवाः सर्वे त्रिमूर्तीः प्रणिपत्यच ॥
महताहर्ष युक्तेनपूर्णाः प्राप्तमनोरथाः ॥ १३ ॥

ત્યારપછી તે સંપૂર્ણ બ્રાહ્મણો એ તીને મૂર્તીયોને નમસ્કાર કરીને મહાન્ હર્ષથી પૂર્ણ થઇને પ્રાપ્ત મનોર્થ થતા હવા. ॥૧૩॥

अर्घ पाद्यादि विधिना श्रद्धयातानपूजयत् ॥
क्षणंविश्रम्यतेदेवाः ब्रह्मविष्णुशिवादयः ॥ १४ ॥

અને અર્ધ, પાદ્ય વિધીથી અને શ્રદ્ધાથી પૂજન કરતા હવા. પછી બ્રમ્હા, વિષ્ણુ અને મહેશ્વર એ તીને દેવતાઓ ક્ષણ માત્ર વિશ્રાન્તી લઇને રામચંદ્રથી કેહેવા લાગ્યા. ॥ ૧૪ ॥

ऊचुरामं महाबाहुं विनयात्कृतसम्पुटं ॥
देवाऊचुः–देवाब्रूयुस्त्वयाराम यद्धता रावणादयः ॥१५॥

મહાભક્તીથી અને વિનયથી હાથ જોડેલા રામચંદ્રજીને તીને દેવતાઓ કેહે છે–હે રામ! તમે રાવણાદિકને માર્યા. ॥ ૧૫ ॥

तेनतुष्टावयंराजन् तेजसावृद्धिरस्तुते ॥
सृष्टात्वं सर्वभूतानां साधूनांपरिपालकः ॥ १६ ॥

હે રાજન્ રામ! તેથી હમે સંતોષને પ્રાપ્ત થયા છિયે. તમારા તેજની વૃદ્ધી થાવ. તમે સર્વભૂત પ્રાણીમાત્રને ઉત્પન્ન કરનારા છો અને સાધુઓનું પાલન કરનારા છો. ॥ ૧૬ ॥

धर्मत्राणायावतीर्णो भानुवंशविभूषणः ॥
उद्धरस्वमहास्थानं महत्कीर्ति मवाप्नुहि ॥ १७ ॥

હે સૂર્યવંશના ભૂષણરૂપ રામ! તમે ધર્મનું પાલન કરવા માટે અવતાર ધારણ કર્યો છે. માટે આ ધર્મારણ્ય મ્હાસ્થાનનો જીર્ણોદ્ધાર કરો અને મહા સત્કીર્તિને પ્રાપ્ત થાવ! ॥ ૧૭ ॥

व्यासउ०-इत्युक्त्वा राघवंदेवाः द्विजानाहपुरस्थितान् ॥
प्रणतान्परयाभक्त्या मेघगंभीर यागिरा ॥१८॥

વ્યાસજી, ધર્મરાજાને કેહે છે-બ્રમ્હા, વિષ્ણુ અને મહાદેવજીએ રામચંદ્રજીને આ પ્રમાણે કહી, પછી પરમભક્તીથી હાથ જોડીને ઉભા રહેલા ત્રૈવિધ બ્રાહ્મણોને મેઘસરખી ગંભીર વાણીથી ॥૧૮॥

देवाऊचुः-भूमिदेवानिबोधध्वं रामोयंजगतीपतिः ॥
रावणस्यवधार्थाय विष्णुर्मानुषतांगतः ॥१९॥

તીને દેવતાઓ કેહે છે—હે ભૂમિદેવો ત્રૈવિધ બ્રામ્હણો! હમારી આજ્ઞા તમે સાંભળો. પૃથ્વીના પતી રામચંદ્રજી, રાવણના વધ માટે સાક્ષાત્ વિષ્ણુએ મનુષ્યાવતાર ધારણ કર્યો છે. ॥ ૧૯ ॥

अयंहिभगवान् साक्षात् जीर्णोद्धारं करोतिच ॥
कर्तव्यंवचनं तस्य प्रसन्नेनान्तरात्मना ॥ २० ॥

તેવ આ સાક્ષાત્ ભગવાન્ રામચંદ્રજી, જીર્ણોદ્ધાર કરે છે માટે પ્રસન્ન મનથી તમે સર્વેએ રામચંદ્રજીનું વચન પાળવું ( તેવ જેમ કેહે તેમ તમે કરવું. ) ॥ ૨૦ ॥

तेपिदेवास्वकंस्थानं ययुर्ब्रह्म पुरोगमाः ॥
दत्वाशिषंतुरामाय वांछितं तव सिध्यतु ॥ २१ ॥

એ પ્રમાણે બ્રામ્હણોને કહી તીને દેવતાઓ-રામચંદ્રજીને આશિર્વાદ આપી 'તમારૂં વાંછિત સિદ્ધ થાવ! એમ કેહેતા કેહેતા' વિમાનોમાં બેસી પોતપોતાના સ્થાને ગયા ॥ ૨૧ ॥

लब्ध्वासतेपामाज्ञांतु प्रीतोदशरथात्मजः ॥
जीर्णोद्धारेतु द्विगुणं फलमिच्छन्निलापतिः ॥ २२ ॥

રામચંદ્રજી આ પ્રમાણે તેવની આજ્ઞાને પ્રાપ્ત થઈ મહા હર્ષને પ્રાપ્ત થયા અને પૃથ્વીના પતી રામચંદ્રજીએ મનમાં વિચાર કર્યો કે જીર્ણોદ્ધાર કર્યાનું બમણું ફલ થાય છે, એવું મહાદેવજી પણ જાણે છે. ॥ ૨૨ ॥

देवानां सन्निधौ तेषां कार्यारम्भमथा करोत् ॥
स्थण्डिलं पूर्ववत्कृत्वा महागिरिसमंशुभम् ॥
तस्योपरि वहिःशाला गृहशाला ह्यनेकधा ॥ २३ ॥

ત્યારે તેજ વખદ રામચંદ્રજીએ, બ્રહ્મા, વિષ્ણુ અને શિવજીના સામને જ જીર્ણોદ્ધાર કાર્ય કરવાનો આરંભ કર્યો, મહા પર્વત સરખુ પહેલે પ્રમાણેજ શોભાયમાન્ મ્હોટું સ્થંડિલ બનાવ્યું તે સ્થડિલ ઉપર બહારની શાલાઓ તેમજ અનેક પ્રકારની ઘરની શાલાઓ (પરશાળો)–॥ ૨૩ ॥

ब्रह्मशाला विशालाश्च निर्ममे शोभनाकृतिः ॥
निधानैश्च समायुक्ताः गृहोपकरणैर्भृताः ॥ २४ ॥

અને મ્હોટી એક બ્રહ્મશાલા બનાવી જેમાં દ્રવ્ય ઘણું બધું છે તેમજ વાપરવાના પદાર્થો અને વાસણો પણ જેમા ભરેલા છે એવી સુશોભિત શાલાઓ બનાવી. ॥ ૨૪ ॥

एतत्सर्वं कारयित्वा त्रैविद्येभ्यस्तदा ददौ ॥
चत्वारिंशत् शतंप्रादात् ग्रामाणां चतुराधिकंम् ॥२५॥

એ પ્રમાણે સર્વ જીર્ણોદ્ધાર કરીને તે સર્વ ત્રૈવિધ મોઢ બ્રાહ્મણોને દાન આપ્યું. અને તે ઉપરાંત ચારસો અને ચાર ગામો પણ આપ્યા. ॥ ૨૫ ॥

त्रैविद्यमोढविप्रेभ्यो रामोदशरात्मजः ॥
दत्वादानं तदात्मानं कृतकृत्यो नरेश्वरः ॥ २६ ॥

રામચંદ્રજી, ત્રૈવિધ બ્રાહ્મણોને આ પ્રમાણે દાન આપી કૃતકૃત્ય થતા હવા. ॥ ૨૬ ॥

काजेशैस्थापितापूर्वं धर्मारण्येच ये द्विजाः ॥
पूजिता रघुनाथेन जीर्णोद्धारे कृते पुनः ॥ २७ ॥

પેહેલે બ્રમ્હા, વિષ્ણુ, મહેશ્વરે જે બ્રામ્હણોનું ધર્મારણ્યમાં સ્થાપન કર્યું હતું તેજ બ્રામ્હણોનુ, રામચંદ્રજીએ જીર્ણોદ્ધાર કરી પુન પૂજન કર્યું. ॥ ૨૭ ॥

प्रेपयित्वाञ्जनीसूनुं हनुमन्तं महाकपिं ॥
आनिनायवणिक् श्रेष्ठान् गोभुजान् रघुनन्दनः ॥२८

પછી રામચંદ્રજીએ હનુમાનજીને મોકલીને શ્રેષ્ઠ ગોભુજા વાણીઆઓને ધુંડાવીને તેડાવ્યા. ॥ ૨૮ ॥

षट्त्रिंशच्च सहस्राणि गोभुजाये वणिग्वराः ॥
शुश्रूपार्थं द्विजानां तु स्थापयामासतत्रैवे ॥
दत्वातुवेतनं तेभ्यः संतुष्टः पुरुषोत्तमः ॥ २९ ॥

તે છત્રીસહજાર ગોભુજા વાણિયાઓ-મોઢ ત્રૈવિધ બ્રામ્હણોની સેવા માટે પુન સ્થાપન કર્યા. અને તેવને વેતન (ખેતરાદિક ખેડવાની ઉપજીવિકા) આપી રામચંદ્રજી સંતોષને પામ્યા. ॥ ૨૯ ॥

तानुवाचतदारामः सेवाकार्या द्विजन्मनां ॥
एपावः पस्माद्वृत्तिः स्मृत्युक्तासात्विकीवरा ॥
खड्गं तदोज्ज्वलं दत्तं तदाश्वेतेच चामरे ॥ ३० ॥

અને રામચંદ્રજી, ગોભુજા વાણિયાઓને કહેવા લાગ્યા કે,

તમે સદાએ ત્રવિધ બ્રામ્હણોની સેવા કરવી! એજ તમારી પરમ વૃત્તી-સ્મૃતીમાં કહેલી સત્વગુણવાળી શ્રેષ્ઠ છે. એમ કહી તેવને એક તલવાર (ખડ્ગ-ખાંડુ) અને બે ચમરો આપ્યા. ॥ ૩૦ ॥

विवाहादौ वरेणैव धार्यं चिन्हं सदैवहि ॥
चामरंव्यजनंकार्यं वरस्याग्रेवणिग्वराः ॥ ३१ ॥

અને કહ્યું કે હે વાણિયાઓમા શ્રેષ્ઠ ગોભુજા વાણિયાઓ! વર જ્યારે પરણવા જાય ત્યારે મ્હારૂં ચિન્હ આ તલવાર (ખાંડુ) ધારણ કરીને જાય, અને તેને આગળ આ બે ચમરો તથા પંખો ઉડે. ॥ ૩૧ ॥

श्रीमातुःपूजनंकार्यं धनदस्यविशेषतः ॥
ब्राम्हणाः पूजनीयाश्च शुभेकर्मणि सर्वदा ॥ ३२ ॥

પછી શ્રીમાતા માતંગીનુ પૂજન કરવું, તેમજ વિશેષે કરીને કુબેરનું પણ પૂજન કરવું અને શુભકર્મ વિગેરેમાં મોઢ ત્રૈવિધ બ્રામ્હણોનું સદાએ પૂજન કરવું. ॥ ૩૨ ॥

वृद्धया गमेषुप्रासेषु वृद्धिदापक दक्षिणा ॥
प्रदेयाबालवृद्धेभ्यो ममरामस्यशासनात् ॥
आज्ञयावर्तितव्यंहि त्रैविद्यद्विजजन्मनाम् ॥ ३३ ॥

વિવાહાદિક કાર્યોમાં પોતાના વંશને વૃદ્ધી આપનારી એવ્હી દાપક (દાપુ) નામની દક્ષીણા-બાલકોથી તે વૃદ્ધપર્યંત સર્વે ત્રૈવિધ મોઢ બ્રામ્હણોને આપવી એવ્હી મ્હારી (રામચંદ્રજીની) આજ્ઞાછે. અને તમે સદાએ તે ત્રૈવિધ બ્રામ્હણોની આજ્ઞાથી વર્તવું. ॥૩૩॥

शुभेवाप्य शुभकार्ये पूज्यास्ते द्विज सत्तमाः
द्विजाज्ञां नैवमंतारो मदान्धाःस्मरगर्विताः ॥
सर्वथाते भविष्यन्ति नष्टवंशाःनसंशयः ॥ ३४ ॥

તમે શુભ કાર્યોમાં અને અશુભ સર્વ કાર્યોમાં ત્રૈવિધ મોઢ બ્રાહ્મણોની પૂજા કરવી. જે પુરૂષો મદથી આંધળા થઇ, અભિમાનથી ગર્વમાં આવી મોઢ ત્રૈવિધ બ્રાહ્મણોની આજ્ઞા નહિ માને તો તેવના વંશનો નાશ થશે એમાં સંશય નથી. ॥૩૪॥

मण्डरु ग्रामजाःशूराः ये रमेण सहागताः ॥
सपादलक्षास्तेदत्ताः शुश्रूषार्थे द्विजन्मनाम् ॥ ३५ ॥

એ પ્રમાણે રામચંદ્રજી–સર્વે ગોભુજા વણિકોને આજ્ઞા આપી, પછી **માંડલ** ગામમાંથી જે સવાલાખ શૂરો રામચંદ્રજી સાથે આવેલા હતા તે સવાલાખ શૂરોને પણ રામચંદ્રજીએ મોઢ ત્રૈવિધ બ્રાહ્મણોની સેવા માટે આપ્યા. ॥ ૩૫ ॥

सुनिर्मलं कर्बुरञ्च पतमानं क्रमेणतत् ॥
चामर द्वितयं रामो दत्तवान् खड्गमेवच ॥ ३६ ॥

અને તેવને પણ સારા નિર્મલ, કબરા અને ક્રમે કરીને પડનારા એવ્હા બે ચમરો અને એક તલવાર એ રામચંદ્રજીએ આપ્યા. ॥૩૬॥

माण्डलिकाश्चतेमोढाः ज्ञेयारामस्यशासनात् ॥
इत्याज्ञाप्यतदारामो वास्तुपूजामकारयत् ॥ ३७ ॥

તે ( માંડલ ગામના ) સવાલાખ **માંડલિયા,** રામચંદ્રજીની આજ્ઞાથી **મોઢ** જાણવા. રામચંદ્રજી માંડલિયા મોઢ વિષે એવ્હી આજ્ઞા આપીને, જીર્ણોદ્ધારનુ વાસ્તુપૂજન કરતા હવા. ॥ ૩૭ ॥

कुलस्यस्वामिनं सूर्यं प्रतिष्ठाविधिपूर्वकम् ॥
ब्रह्माणंस्थापयामास चतुर्वेदैश्चसंयुतम् ॥ ३८ ॥

કુલસ્વામી સૂર્યનારાયણની વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી. અને ચાર વેદો સહવર્તમાન્ બ્રહ્મદેવનું સ્થાપન કર્યું ॥ ૩૮ ॥

श्रीमातरंमहाशक्तिं शून्यस्वामिंहरिंतथा ॥
विघ्नप्रध्वंसनार्थाय दक्षिणद्वार संस्थितं ॥ ३९ ॥

મહાશક્તિ એવી ભટ્ટારિકા શૂન્યસ્વામી હરી એવનું પણ સ્થાપન કર્યું. અને વિઘ્ન દૂર થવા સારૂ દક્ષિણ દ્વારને વિષે–॥૩૯॥

गणेशंस्थापयामास तथान्याश्चैवदेवताः ॥
कारितास्तेनरामेण प्रासादास्सप्तभूमिकाः ॥४०॥

ગણેશનું સ્થાપન કરતા હવા. તેજ પ્રમાણે બીજા દેવતાઓનું પણ સ્થાપન કર્યું. પછી રામચદ્રજીએ દેવતાઓની સાત ભૂમિકાઓ બંધાવી અને મદીરો પણ બંધાવ્યા. ॥ ૪૦ ॥

देवानामप्यजय्यास्तु प्राकारास्तुसुशोभनाः ॥
दुर्गोपकरणैर्युक्ताः प्रतोलीभिश्चतसृभिः ॥ ४१ ॥

દેવતાઓથી પણ ન જીતાય એવ્હા-ધર્મારણ્યને આજુબાજુ કોટો બંધાવ્યા. યુદ્ધનો સામાન જેમા છે એવ્હા કિલ્લા બધાવ્યા. અને ગામમાં ચારે તરફ ફરવા સારૂ ચાર રસ્તાઓ બંધાવ્યા. ॥ ૪૧ ॥

निर्मितानिचकुंडानि सरांसिचतथैवच ॥
धर्मवाप्यश्चकूपाश्च तथान्येदेवनिर्मिताः ॥ ४२ ॥

નાના પ્રકારના કુડો તેમજ સરોવરો ધર્મ વાપી આદિ વાવડીયો અને દેવતાઓએ નિર્માણ કરેલા બીજા તીર્થો પણ બનાવ્યા.॥૪૨॥

एतत्सर्वं सुविस्तीर्णं धर्मारण्येमनोहरे ॥
ददौत्रैविद्यविप्रेभ्यः श्रद्धयापरयायुतः ॥ ४३ ॥

એ બધુંએ વિસ્તીર્ણ અને મનને હરણ કરનારૂં એવુ ધર્મારણ્ય–રામચંદ્રજીએ પરમશ્રદ્ધાથી ત્રૈવિદ્ય મોઢોને આપ્યું. ॥૪૩॥

आपत्कालेपुतारामः शासनंतुतदाददौ ॥
हनुमन्तस्य वीरस्य ददौशिक्षांत्वरान्वितः ॥ ४४ ॥

ત્રૈવિદ્ય મોઢ બ્રાહ્મણોને જ્યારે કોઈ આપતકાલ આવીને પ્રાપ્ત થાય તેટલા માટે શ્રીરામચંદ્રજીએ હનુમાનજીને તેડાવીને કહ્યુ ॥૪૪॥

धर्मारण्ये त्वयास्थेयं न्यायान्यायविनिर्णये ॥
सभाशालासुहे दूत व्यवहारदिदृक्षया ॥ ४५ ॥

કે, હે દૂત! આ ધર્મારણ્યને વિષે સભાઓમાં, શાલાઓમાં મોઢબ્રાહ્મણોનો તથા મોઢ વાણિયાઓનો વ્યવહાર જોવા માટે અને ન્યાય-અન્યાયનો નિર્ણય કરવા માટે તમે અહિં રેહેવું? ॥૪૫॥

समुद्रशासनंकृत्वा वायुपुत्रंप्रबोध्यच ॥
तस्यपीडात्वयाकार्या शासनंलोपयेत्तुयः ॥ ४६ ॥

અને સર્વદા રેહેવાને માટે સમુદ્ર કાંઠે તમે વાસ કરવો, અને વળી હે મારૂતી! મ્હેં આ ત્રૈવિધ બ્રાહ્મણોને આપેલું દાન જે ધર્મારણ્ય એને જે છિનવી લે અને બ્રાહ્મણોને તથા વાણિયાઓને દુઃખ દે તેને તમે પીડા કરવી. ॥ ૪૬ ॥

वायुपुत्र महावीर तवपूजाभविष्यति ॥
आन्जनेयस्तुतद्वाक्यं प्रणम्याशिरसादधौ ॥ ४७ ॥

હે વાયુ પુત્ર! હે મહાવીર! એવું જો તું કરીશ તો તારી પૂજા થશે. એ પ્રમાણેનું રામચંદ્રજીનું વચન સાંભળીને મારૂતીએ રામચંદ્રજીને નમસ્કાર કર્યો. અને રામચંદ્રજીનું વચન માથે ચઢાવ્યું. ॥ ૪૭ ॥

जीर्णोद्धारं तदाकृत्वा कृतकृत्यो बभूवह ॥
श्रीमातरं नमस्कृत्य तीर्था न्यन्यानिराघवः ॥४८॥

રામચંદ્રજી-એ પ્રમાણે ધર્મારણ્યનો જીર્ણોદ્ધાર કરીને કૃતકૃત્ય થયા, અને શ્રીમાતા ભટ્ટારિકાને નમસ્કાર કર્યો. તેમજ બીજા તીર્થોને અને દેવતાઓને પણ નમસ્કાર કર્યો. ॥ ૪૮ ॥

धर्मउवाच-कीदृशं रामचंद्रेण शासनं लिखितं ददौ ॥
कथयस्वप्रसादेन त्रेतायां सत्यमंदिरे ॥ ४९ ॥

ધર્મરાજા, વેદવ્યાસજીથી પૂછે છે—હે મહારાજ ! રામચંદ્રજીએ ત્રૈવિધ મોઢ બ્રાહ્મણોને દાનપત્ર કેમ લખી આપ્યું ? એ ત્રેતાયુગમાં સત્યમંદિર નામના ધર્મારણ્યની કથા, કૃપા કરીને આપ મ્હારે આગળ કહો. ॥ ૪૯ ॥

व्यासउवाच-मोहेरकपुररम्ये बकुलस्वाम्यधिष्ठिते ॥
शुन्यस्वामिनि राजेन्द्रास्थिते नारायणे प्रभो ॥५०॥

એ પ્રમાણનું ધર્મરાજાનુ વચન સાંભળ્યું ત્યારે વ્યાસજી-ધર્મરાજાને પુનઃ કહે છે—હે રાજા ! બકુલસ્વામી અને શૂન્યસ્વામી પ્રત્ય નારાયણ એવા મોઢેરામાં સ્થિત અસતા,- ॥ ૫૦ ॥

दक्षिणाधिपतौ देवे सर्वज्ञे गणनायके ॥
भवसागर मग्नानां तारिणी यत्रयोगिनी ॥ ५१ ॥

તેમજ જે ઠેકાણે સર્વ જાણનાના અને દક્ષણ દિશાના અધિપતી એવા ગણપતી વિરાજમાન અસતા, અને સંસાર સમુદ્રમા ડુબનારાઓને તારનારી એવી યેગિની માતા છે, જે ઠેકાણે, એવા ધર્મારણ્યનું-॥ ૫૧ ॥

शासनं तत्ररामस्य सावधानमनाः शृणु ॥
ताम्रपट्टा श्रयंतत्र लिखितं धर्मशास्त्रतः ॥ ५२ ॥

દાનપત્ર અને શિખામણ, ધર્મશાસ્ત્ર પ્રમાણે તાંબાના પત્ર ઉપર લખી દીધું તે હું તમને કહુ છુ,-માટે તમે સાવધાન મનથી સાંભળો ॥ ૫૨ ॥

महाश्चर्य करंतच ह्यनेकयुगसंस्थितौ ॥
सर्वेधातु क्षयंयाति नताम्रंक्षय मेतिच ॥ ५३ ॥

મહા આશ્ચર્ય કરનારૂ અને કલિયુગ પર્યંત અક્ષય રહેવા માટે વિચાર (રામચંદ્રજીએ) કર્યો, કે (લેખ) શાના ઉપર લખુ ? તે પછી મનમાં વિચાર આવ્યો કે સર્વે ધાતુઓનો કાલે કરીને નાશ થઇ જાય છે, પણ તાંબાનો નાશ કદીએ થતો નથી. ॥ ૫૩ ॥

प्रत्यक्षं दृश्यतेपुत्र द्विजशासनमक्षयं ॥
आविनाशे हिताम्रस्य कारणं तत्रविद्यते ॥ ५४ ॥

વ્યાસજી કહે છે—હે રાજા ? એ વાત પ્રત્યક્ષ દેખાય છે કે બ્રાહ્મણોનું દાનપત્ર અક્ષય રહેવા માટે તાંબાનો નાશ કદીએ થતો નથી માટે તામ્રપત્ર ઉપર લખી આપ્યું. ॥ ૫૪ ॥

वेदोक्तिसकलंयस्मात् विष्णुस्तेनेहकथ्यते ॥
पुराणेपुचवेदेपु धर्मशास्त्रेपुमानद ॥ ५५ ॥

હે રાજા ! પુરાણ, ધર્મશાસ્ત્ર અને સંપૂર્ણ વેદોને વિષે ઉક્તી છે તેથી વિષ્ણુ કહેવાય છે. ॥ ૫૫ ॥

अवतीर्णः स्वयंसाक्षात् पुराण पुरुषोत्तमः ॥
देवद्रुहविनाशाय धर्मसंरक्षणायच ॥ ५६ ॥

તે ભગવાન્ પોતે સાક્ષાત્ પુરાણ પુરૂષોત્તમ-ધર્મનું સંરક્ષણ કરવા માટે અને દૈત્યોનો નાશ કરવા માટે અવતાર ધારણ કર્યો છે. ॥ ૫૬ ॥

तेनेदंशासनंदत्त मविनाशात्मकंसुत ॥
यस्यप्रासादाद्दृपदः तारिताजलमध्यतः ॥ ५७ ॥

જેવના પ્રતાપથી પાણીમાં શિલા તરી તે રામચંદ્રજીએ, કદીએ જેનો નાશ ન થાય એવા તામ્રપત્ર ઉપર મોઢ ત્રૈવિદ્ય બ્રાહ્મણોને દાનપત્ર લખી આપ્યું. ॥ ૫૭ ॥

वानरैर्वेष्टितालङ्का दत्तायेनविभीषणे ॥
मुनिपुत्रंमृतंराम यमलोकादुपानयत् ॥
तेनेदं शासनंदत्तं अक्षयंनकथं भवेत् ॥ ५८ ॥

જે રામચંદ્રજીએ, વાનરોથી વેષ્ટિત એવી લંકા-વિભીષણને આપી. જેવે, મરેલા ઋષીના પુત્ર-યમલોકથી પાછા લાવી આપ્ય

તે રામચંદ્રજીએ દાનપત્ર લખી આપ્યું છે તે અક્ષય કેમ ન થાય.?૫૮

स्ववंशवर्णनंतत्र लिखित्वास्वयमेवतु ॥
देशकालादिकंसर्वं लिलेखविधिपुर्वकम् ॥ ५९ ॥

તે તામ્રપત્રમાં રામચંદ્રજીએ પોતાના વંશનુ વર્ણન લખ્યું અને દેશ, કાલ, દાનાદિક એ પણ બંધુએ વિધિ પૂર્વક લખ્યું.૫૯

समुद्रावधितच्चैव त्रैविद्येभ्यस्तदाददौ ॥
चतुश्चत्वारिंश्चग्रामा शतमेकंतथापरम् ॥ ६० ॥

સમુદ્ર પર્યંત અવધીવાળા એકસો ચુવાલીસ ગામો રામચંદ્રજીએ ત્રૈવિદ્ય મોઢ બ્રાહ્મણોને પાછા અધિક આપ્યા. ॥ ૬૦ ॥

वणिग्वृत्तिसमोपेतान् न्यायान्यायविवेचनम् ॥
सुवर्णा रौप्ययोस्नात्वा सुर्यकुण्डे तथैवच ॥ ६१ ॥

તેમજ ન્યાય–અન્યાય વિવેચનપૂર્વક વાણિયાઓની વૃત્તિનો સર્વ અધિકાર ત્રૈવિદ્ય બ્રાહ્મણોને આપ્યો. પછી રામચંદ્રજીએ સુવર્ણા અને રૌપ્યા નામની નદીમાં અને સૂર્ય કુંડમા સ્નાન કર્યું ૬૧

तस्मिन्कालेमहाश्चर्यं सजातं किलभारत ॥
सुवर्णास्वर्ण सदृशं रौप्यारौप्यमयंतथा ॥ ६२ ॥

તે વખત હે ધર્મરાજા ! એક મહાન્ આશ્ચર્ય થયું કે સુવર્ણા નદીથી સોના સરખું પાણી અને રૌપ્યા નદીથી રૂપા સરખું પાણી–॥ ૬૨ ॥

उवाह सलिलंताभ्यां देवर्षिः पितृतृप्तिदं ॥
स्ववंशनायकोगमः विप्रांविष्णुं प्रपूज्यच ॥ ६३ ॥

દેવતા, ઋષિ અને પિતરોની તૃપ્તી કરનારૂ વહેવા લાગ્યું. પોતાના રઘુકુલમાં શ્રેષ્ઠ એવા રામચંદ્રજી–બ્રાહ્મણોનું અને વિષ્ણુનું પૂજન કરીને–॥ ૬૩ ॥

त्रैविद्येभ्योददौरामः ब्रह्मार्पण मनाशुचिः ॥
रामलेखविचित्रैस्तु विचित्रंताम्रपट्टके ॥ ६४ ॥

પવિત્ર મનથી બ્રહ્માર્પણ તામ્રપત્ર ત્રૈવિધ બ્રાહ્મણોને આપ્યું. **તામ્રપત્રમાં રામચંદ્રજીના** વિચિત્ર લેખથી લખેલા—॥ ૬૪ ॥

वाक्यानियानिश्रूयन्ते शासने किलभारत ॥
आस्फोटयन्तिपितरो कथयन्तिपितामहाः ॥
भूमिदोस्मत्कुलेकश्चित् सोऽस्मान्सन्तारयिष्यति॥६५॥

વાક્યો, હે ધર્મરાજા ? આવા સંભળાય છે, પિતા અને પિતા મહ એવા જે પિતરો, તે ધાંટો પાડી કહે છે કે, હમારા કુલમાં કોઇ પુરૂષ, બ્રાહ્મણોને પૃથ્વી દાન આપનારો થશે, તે હમને તારશે. ॥ ૬૫ ॥

बहुभिर्वसुधाभुक्ता राजाभिः सगरादिभिः ॥
यस्ययस्ययदाभूमी तस्यतस्य तदाफलं ॥ ६६ ॥

"સગરા"દિક ઘણાએક રાજાઓએ આ પૃથ્વી જેની જેની જ્યારે જ્યારે હતી, ત્યારે ત્યારે તેમને આ પૃથ્વીદાન દીધાનુ ફળ પ્રાપ્ત થયું છે. ॥ ૬૬ ॥

षष्ठिवर्ष सहस्राणि स्वर्गेवसति भूमिदः ॥
आछेत्ताचानुमन्ताच त एव नरकं व्रजेत् ॥ ६७ ॥

પૃથ્વીનુ દાન કરનાર પુરૂષ સાઠ હજાર વર્ષ સુધી સ્વર્ગમાં વાસ કરે છે. અને જે પુરૂષ દાન કરેલી પૃથ્વીનું છેદન કરે છે, અથવા દાન કરેલી પૃથ્વી માનતો નથી તે નરકમાં જાય છે. ॥૬૭॥

भूमिरंगुलदाताच सकथं पुण्यमाचरेत् ॥
भूमिरंगुलहर्ताच सकथं पापमाचरेत् ॥ ६८ ॥

એક આંગળભર પૃથ્વીનુ દાન કરનર પુરૂષને કેમ પુણ્ય નહીં પ્રાપ્ત થાય ? અને આંગળભરજ પૃથ્વીનું હરણુ કરનાર પુરૂષ કેમ પાતકનો અધિકારી નહી થાય ? ॥ ६८ ॥

महाटवीष्वतोयासु शुष्क.कोटरवासिनः ॥
कृष्ण सर्पाः प्रजायन्ते दत्तदायापहारकाः ॥ ६९ ॥

બ્રાહ્મણોને આપેલા દનને જે પુરૂષો છિનવી લે છે, તે પુરૂષો પાણી વગરના મહા અરણ્યને વિષે સુકાયલા વૃક્ષના ગિલમા કાળા સર્પ થઇ વાસ કરે છે. ॥ ६९ ॥

तडागानां सहस्रेण अश्वमेघ शतेनच ॥
गवां कोटिप्रदानेन भूमिहर्ता न शुद्ध्यति ॥ ७० ॥

હજાર તળાવ ખોદાવ્યાથી અને સો અશ્વમેઘ યજ્ઞ કરવાથી તેમજ કરોડ ગૌદાન દીધાથી પણ ભૂમિદાનને હરણુ કરનારો પુરૂષ શુદ્ધ થતો નથી. ॥ ७० ॥

यानीहदत्तानिपुरानरेन्द्रैः दानानि धर्मार्थ यशस्कराणि ।
निर्माल्यवत्त्विप्रविबोधितानि कोनामसाधुः पुनरा-
ददीप्यत् ॥ ७१ ॥

પહેલે રાજાઓએ, યશ વધારનારા એવા ધમાથ જે દાનો આપ્યા છે-તે દાનો બ્રાહ્મણોએ શિવનિર્માલ્ય સરખા કહેલા છે. તે દાનોને એવો કયો સાહો પુરૂષ છે કે તે પાછા લેવાની ઈચ્છા કરશે ? ॥ ७१ ॥

इहहि जगतिलीला चंचले जीवलोके ।
त्रणलव लघुसारे सर्व संसार सौख्ये ॥
अपहरतुदुराशा शासने ब्राह्मणानां ।
नरक गहन गर्तात् पापभीतोत्सुकोयः ॥७२॥

ક્રીડાથીજ ચંચલ છે જીવલોક જેને વિષે એવી આ પૃથ્વીમાં સઘળા સંસારનું સુખ ત્રણ જેવું હલકું અને ઘણુંજ થોડા સારવાળું છે. એવ્હા આ સંસારમાં નર્કના ભયંકર ખાડામાં પાપથી પડવું, એથી ડરનારા પુરૂષોએ બ્રાહ્મણોને શાસન કરવું અર્થાત્ આપેલું દાન પાછું લેવું, એ દુષ્ટ શાસનને દૂર કરે. ॥ ૭૨ ॥

यातायान्तिमहीभुजः क्षितिमिमांयास्यन्तिभुक्त्वाऽखिलाम्।
नायातानुयाति यास्यतिनवाकेनापिसार्धंधरा ॥
यत्किंचित् भुवितद्विनाशिसकलंकीर्तिः परंस्थायिनी ।
मत्वैवंवसुधाधिपै रुपकृता लोप्यानसत्कीर्तितैः ॥ ७३ ॥

આ સંપૂર્ણ પૃથ્વીનો ઉપલોગ લેવાને કઇ એક રાજાઓ આવ્યા છે અને ગયા છે. પરંતુ આ પૃથ્વી કોઇની સાથે આવતી નથી, આવી નથી અને આવવાની પણ નથી. માટે આ પૃથ્વીમાં જે કાંઈ દેખાય છે તે સર્વે નાશવંત છે. માત્ર કીર્તિજ રહેવાની છે. રાજાઓએ એવો વિચાર કરીને પોતાની સત્કીર્તિનો લોપ કરવો નહિ. ॥ ૭૩ ॥

हत्वाभूमिभारिणः पार्थिवेन्द्रान् भूयोभूयोयाचतेरामचन्द्रः ॥
सामान्योयंदानधर्मोनृपाणांस्वेस्वेकालेपालनीयोभवद्भिः ७४

રામચંદ્રજી, પૃથ્વીના ભારભૂત રાજાઓને મારીને વારંવાર કહે છે—હે રાજાઓ! મનુષ્યોને, દાન કરવાનો ધર્મ સામાન્ય છે. તે પોતપોતાના કાલને વિષે તમોએ પાલન કરવો. ॥ ૭૪ ॥

अस्मिन्वंशेक्षितौक्षीणेकोपिराजाभविष्यति ॥
तस्येदंकरलग्नंवै मद्दत्तंपरिपाल्यतां ॥ ७५ ॥

હમારો વંશ પૃથ્વીમાં ક્ષીણ થયો અસતા આગળ કોઇપણ રાજા થશે, તેવના હાથમાં આવેલો આ મ્હારો લેખ વાંચીને મ્હારૂં આપેલું પરિપાલન કરવું. ॥ ૭૫ ॥

लिखित्वाशासनंरामः वायुपुत्रंप्रबोध्यच ॥
अयोध्यानगरीं प्राप्य चिरंराज्यंचकारह ॥ ७६ ॥

આ પ્રમાણેનું સંપૂર્ણ કૃત્ય રામચંદ્રજી કરીને અને વાયુપુત્ર મારૂતીને આજ્ઞા આપીને અયોધ્યા નગરી પ્રતિ જતા હવા અને ત્યાંનું રાજ્ય ચિરકાલ પર્યંત કરતા હવા. ॥ ૭૬ ॥

इति श्रीस्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने शासन प्रदानम् नाम त्रिंशोऽध्यायः ॥ ३० ॥

---

धर्मउवाच–मोहेरकं प्रतिष्ठाय विधिवत् द्विजसत्तमाः ॥
किंचक्रेरघुनाथस्तुभूयोऽयोध्यांगतस्तदा ॥१॥

ધર્મરાજા કહે છે—હે મહારાજ વ્યાસજી! રામચંદ્રજી અયોધ્યામાં પાછા ગયા પછી, મોહેરકપુરમાં સ્થાપેલા બ્રાહ્મણો શું કરતા હવા? ॥ ૧ ॥

स्वस्थानेब्राह्मणास्ते चक्रानिकर्माणिचक्रिरे ॥
व्यासउवा०–त्रैविद्यास्तेद्विजाःधर्मइष्टापूर्तरतास्सदा ॥
स्वधर्मनिरताःशान्ताः प्रतिग्रहपराङ्मुखाः ॥२॥

અને પોતાના સ્થાનમાં ક્રિયા કર્મો કરવા લાગ્યા, એ કૃપા કરીને મ્હારે આગળ કહો ત્યારે વ્યાસજી કહે છે—હે રાજા ધર્મ! તે ત્રૈવિધ બ્રાહ્મણો સદા સર્વ કાલ અગ્નિહોત્રાદિ કર્મ કરવા લાગ્યા પોતાના ધર્મમાં તત્પર, શાંત વૃત્તિવાળા અને પ્રતિગ્રહન કરવાવાળા. ૨

राज्यंचकुर्वतस्तस्य पुरोधाद्विजसत्तमः ॥
उवाचरामस्यपुरः तीर्थ महात्म्यमुत्तमम् ॥ ३ ॥

હવે અયોધ્યાનગરીનું—રામચંદ્રજી રાજ્ય કરતા અસતા, બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ વશિષ્ઠઋષી–રામચંદ્રજી આગળ પુનઃ ઉત્તમ તીર્થ મહાત્મ કેહેવા લાગ્યા. ॥ ૩ ॥

सीद्धक्षेत्रेसरस्वत्यागङ्गाया महिमातथा ॥
वशिष्ठः कथयामास तीर्थानन्यानिभारत ॥ ४ ॥

સિદ્ધપુરમાં સરસ્વતી નદીનો મહિમા તેમજ ગંગાજીનો મહિમા અને બીજા તીર્થોનો પણ મહિમા-વશિષ્ઠઋષી, રામચંદ્રજી આગળ કેહેતા હવા. ॥ ૪ ॥

धर्मारण्येसुवर्णायाः हारिक्षेत्रे कृतस्यच ॥
स्नानदाना दिकंसर्वं वाराणस्यायवाधिकं ॥ ५ ॥

હરિક્ષેત્ર ધર્મારણ્યને વિષે સુવર્ણા નદીમાં સ્નાન-દાન કરવું, એ કાશી કરતાં પણ યવભર અધિક પુણ્યને આપે છે. ॥ ૫ ॥

एतच्छ्रुत्वावचोरामः सचमत्कृतमानसः ॥
धर्मारण्येपुनर्यात्रां कर्तुकामः समभ्यगात् ॥ ६ ॥

એ પ્રમાણે વશિષ્ઠઋષીનું વચન સાંભળીને રામચંદ્રજી મનમાં ચમત્કાર માની પુનઃ ધર્મારણ્યની યાત્રા કરવા સારૂ અયોધ્યાથી ગમન કર્યું ॥ ૬ ॥

सीतयासहधर्मज्ञो गुरुसैन्यपुरस्सरः ॥
नत्वाकुलगुरुंरामः यज्ञारम्भंचकारसः ॥ ७ ॥

ધર્મને જાણનારા રામચંદ્રજી-સીતાજી સહવર્તમાન્ પોતાના મહાન્ સૈન્યયુક્ત, કુલગુરૂ વશિષ્ઠને નમસ્કાર કરી યજ્ઞનો આરંભ કરતા હવા. ॥ ૭ ॥

तस्मिन्नवसरे सीता रामं विज्ञापयन्मुदा ॥
स्वामिन्पूर्ववृताविप्राः यैरेवसाधितोध्वरः ॥
तेषामाव्हयधर्मज्ञ इतिविज्ञापयत्तदा ॥ ८ ॥

તે અવસરે સીતાજીએ મહાહર્ષથી રામચન્દ્રને વિનંતી કરી કે હે સ્વામી ! આપે પેહેલે જે બ્રાહ્મણોનું વરણ કર્યું હતું અને

જેવનાથી તમે યજ્ઞ કરાવ્યો હતો તેજ બ્રાહ્મણોને હમણાં પણ તેડો.૮

एतच्छ्रुत्वावचोरामः आहूताब्राह्मणास्तदा ॥
स्थापिताश्चात्मनापूर्वं अस्मिन्मोहेरकेपुरे ॥ ९ ॥

એ પ્રમાણે શ્રીરામચંદ્રજીએ સીતાજીનું વચન સાંભળી, મોઢેરામાં પોતે જે બ્રાહ્મણોનું પેહેલે સ્થાપન કર્યું હતું તેજ બ્રાહ્મણોને પાછા તેડયા. ॥ ૯ ॥

तैस्त्वष्टादशसंख्याकै स्त्रैविद्यैर्मोदवाडवैः ॥
यज्ञंचकार विधिव त्तैरेवात्यन्तबुद्धिभिः ॥ १० ॥

તે અરાઢ હજાર ત્રૈવિધ મોઢ બ્રાહ્મણો અત્યન્ત બુદ્ધિપૂર્વક્ વિચારથી યથાશાસ્ત્ર યજ્ઞનો આરંભ કરાવતા હવા. ॥ ૧૦ ॥

कुशिकः कौशिकोवत्सः उपमन्युश्चधारणः ॥
कृष्णात्रेयोभरद्वाजः कश्यपोशौनकस्तथा ॥ ११ ॥

(તેમાંથી) કુશિક, કૌશિક, વત્સ, ઉપમન્યુ, ધારણ, કૃષ્ણાત્રેય, ભરદ્વાજ, કશ્યપ અને શૌનક ॥ ૧૧ ॥

मांडव्योभार्गवः पैङ्गोवात्सो लौगाक्षिरेवच ॥
गाङ्ग्यायनोथ गाङ्ग्यानी गाङ्गेयशुनकस्तथा ॥१२॥

' તેમજ માડવ્ય, ભાર્ગવ, પૈડ્ગ વત્સ, લૌગાક્ષી ગાડ્ગ્યાયન, ગાડ્ગ્યાન, ગાડ્ગેય અને શુનક ઈત્યાદિ ગોત્રના બ્રાહ્મણોનું વરણ કર્યું ॥ ૧૩ ॥

एतैर्विप्रैर्यज्ञतन्तुं समाप्यविधिवन्नृप ॥
चकारावभृथं रामो विप्रान्सम्पूज्यभक्तितः ॥ १३ ॥

વ્યાસજી કહે છે—હે રાજા ધર્મ! રામચંદ્રજી આ પ્રમાણે યજ્ઞના વિસ્તારની વિધિવત્ સમાપ્તિ કરીને પરમ ભક્તિથી બ્રાહ્મણોનું પૂજન કરી અવભૃથ સ્નાન કરતા હવા. ॥ ૧૪ ॥

यज्ञान्तेसीतयारामो विज्ञप्तः सुविनीतया ॥
अस्याध्वरस्य सम्पत्तौ दक्षिणां देहिसुव्रत ॥ १४ ॥

જ્યારે આ યજ્ઞની સમાપ્તી થઇ ત્યારે સીતાજીએ શ્રી રામ ચન્દ્રજીને વિનન્તી કરી કે હે સુવ્રત પ્રભો ! આ યજ્ઞના ફલની પ્રાપ્તી થવા સારૂ બ્રાહ્મણોને દક્ષિણા આપો. ॥ ૧૫ ॥

मन्नाम्नानगरं राम स्थाप्यतां शीघ्रमेवच ॥
सीतायाः वचनं श्रुत्वा तथाचक्रेनृपात्मजः ॥ १६ ॥

અને હે રામચંદ્રજી મ્હારા નામનું એક નગર જલદી સ્થાગન કરો ! એવું સીતાજીનું વચન સાંભળી રામચંદ્રજીએ તેજ વખદ સીતાજીના કહ્યા પ્રમાણે સીતાપુર નામનું નગર વસાવ્યું. ॥૧૬॥

त्रैविद्यमोढविप्रेभ्यो ददौसीता पुरंवरम् ॥
तस्याधिदेव्यौवर्त्तते शान्ताचैव सुमङ्गला ॥ १७ ॥

તે સીતાપુર-ત્રૈવિદ્યાને દાન આપ્યું. તે પુરની અધિદેવિયો શાન્તા અને સુમ ગલા છે. ॥ ૧૭ ॥

मोहेरकस्य परितो ग्रामोद्धादशकं पुनः ॥
तीर्थान्तरेजगामाशु काश्यपाया सरित्तटे ॥ १८ ॥

અને મોઢેરાના આસપાસ શ્રી રામચંદ્રજીએ પાછા બાર ગ્રામો વસાવ્યા તે પણ ત્રૈવિદ્યોને દાન આપ્યા. પછી કાશ્યપા (સરસ્વતી) નદીના કાંઠે બીજા તીર્થોમાં ગયા. ॥ ૧૮ ॥

धर्मालयेगताः सद्योयत्रमालार्कमण्डपः ॥
पुराधर्मेणसुमहत्कृतं यत्रतपंशुभम् ॥ १९ ॥

પછી ધર્મારણ્યમાં જે ઠેકાણે માલાર્ક મંડપ હતું, કે જ્યાં યમ ધર્મે સારૂ મહાન્ તપ કર્યું ॥ ૧૯ ॥

तदारभ्यसुविख्यातं धर्मालय मितिस्मृतम् ॥

ददौदाशरथिस्तत्रमहादानानिषोडश ॥
दानान्तेदक्षिणादानात् सीतापुरमिति स्मृतम् ॥२० ॥

તે દિવસથી આ સ્થલ ધર્મારણ્ય કહેવાયું. તે ઠેકાણે રામચંદ્રજી ગયા અને બ્રાહ્મણોને સોળ મહા દાનો આપ્યા અને દાન ઉપર દક્ષિણામાં સીતાપુર આપ્યું. ॥ ૨૦ ॥

षट्पंचादशत्तदाग्रामाः सीतापुर समन्विताः ॥
सत्यमंदिर वासिभ्यो रघुनाथेनवै तदा ॥ २२ ॥

સીતાપુર સાથે પાછા છપ્પન ગામો રામચંદ્રજીએ, ત્રેતાયુગમાં 'સત્ય મંદિર' છે નામ જેનું એવા ધર્મારણ્યમાં વાસ કરનારા મોઢ બ્રાહ્મણોને આપ્યા. ॥ ૨૨ ॥

सीतायावचनात्तत्र गुरुवाक्यं प्रगृह्यच ॥
प्रदत्ताविधिवत्तत्र सर्व कामार्थ सिद्धये ॥ २३ ॥

સીતાજીના વચનથી ગુરૂની આજ્ઞા લઈ સર્વ મનોથની સિદ્ધી થવા માટે યથાશાસ્ત્ર બધાએ દાનો આપ્યા. ॥ ૨૩ ॥

वात्सायनोपमन्युश्च जातुकर्ण्योय पिङ्गलः ॥
मोपाख्योमौपकः कुत्सः शान्डिल्याख्योथधारणि ॥२४॥

વાત્સાયન ઉપમન્યુ, જાતુકર્ણ્ય, પીંગલ, મોપ, મૌપક, કુત્સ, શાન્ડિલ્ય, ધારણી—॥ ૨૪ ॥

आत्रेयोमान्डवश्चैव वैखानस सतारणः ॥
लौगाक्षोगौतमाख्यश्च येषां गोत्रोद्भवा द्विजाः ॥२५॥

તેમજ આત્રેય, માંડવ, વૈખાસન, તારણ, લૌગાક્ષી અને ગૌતમ એ ગોત્રમાં થએલા બ્રાહ્મણોને—॥ ૨૫ ॥

तेभ्यो दत्तानि दानानि गावोश्वावसनानिच ॥
हिरण्यं रजतं रत्नान् श्रद्धयापरयामुदा ॥ २६ ॥

ગાય, ઘોડા, સોનુ, રૂપુ, રત્નો વગેરે પરમશ્રદ્ધાથી તે બ્રાહ્મણોને દાન આપ્યા. ॥ ૨૬ ॥

धर्मउवाच—अष्टादशसहस्रास्ते ब्राह्मणाः वेदवादिनः ॥
कथं विभजितंदानं ग्रामाश्चवदतांवर ॥२७॥

ધર્મરાજા કહે છે—બોલનારાઓમાં શ્રેષ્ઠ હે વેદવ્યાસજી! વેદનો વાદ કરનારા તે અરાઢ હજાર બ્રાહ્મણો, દાનોનો અને ગ્રામોનો કેમ વિભાગ કરતા હવા તે પણ મ્હારે આગળ કૃપા કરીને કહો. ॥ ૨૭ ॥

व्यासउवाच-यज्ञान्तेदक्षिणायाच ऋत्विग्भिःस्वीकृतामुदा॥
महादानादिकंसर्वं तस्मै तस्मै समर्पितम् २८॥

ત્યારે વેદ વ્યાસજી કહે છે—હે રાજા ધર્મ ! યજ્ઞ થયા પછી જેવે જેવે દક્ષિણાઓ લીધી હતી તેવને તેવને આ મહા દાનો પણ આપ્યા. ॥ ૨૮ ॥

ग्रामाः साधारणा दत्ता महास्थानस्ययद्भवेत् ॥
येवसान्तिमहास्थाने ग्रामास्तेषां भवन्तिहि ॥ २९ ॥

કેટલાઓને સાધારણ ગ્રામો આપ્યા, કેટલાઓને મ્હોટા ગ્રામો આપ્યા. મ્હોટા ગ્રામવાળા મ્હોટા ગ્રામના માલક અને સાધારણ ગ્રામવાળા સાધારણ ગ્રામના માલક થતા હવા. ॥૨૯॥

वशिष्टवचनात्तत्रमर्यादादेशिकी कृता ॥
रघुद्वहेन वीरेण वासयेयुः यथाद्विजाः ॥ ३० ॥

વશિષ્ઠ ઋષીના વચનથી રામચંદ્રજીએ તે દેશોની મર્યાદાઓ પણ કરી ( * ગ્રામોના જથાઓ બાંધ્યા. ) કે જેથી તે બ્રાહ્મણો ત્યાં વાસ કરવા લાગ્યા ॥૩૦॥

---

* આજ પણ કાઠિયાવાડ-ગુજરાત તેમજ બીજા જથાવાળાઓ પરસ્પર કન્યા લેવા દેવામા અડચણ કરે છે તે આનુંજ મિળ હોવું જોઇએ

एवंकृत्वा ततोरामः प्रतस्थे स्वांपुरिं प्रति ॥
काश्यपाश्चैव गङ्गायाः कृतकृत्योदृढव्रतः ॥ ३१ ॥

એ પ્રમાણે રામચંદ્રજી-સરસ્વતી અને ગંગા નદીના કાંઠે આ પ્રમાણના કૃત્યો કરી કૃતાર્થ થઇ, દૃઢવ્રતવાળા રામચંદ્રજી પોતાની અયોધ્યાપુરી પ્રતિ પુનઃ પ્રવેશ કરતા હવા. ॥ ૩૧ ॥

गुरुसेनासमाविष्टः सभार्यः ससुहृन्नृपः ॥
राजधानीं तदाप्राप्य प्रजापालनतत्परः ॥ ३२ ॥

મહાસેના તથા સીતાજી તેમજ સગાવહાલાઓ સહવર્તમાન પ્રજાના પાલનને વિષે તત્પર એવ્હા રામચંદ્રજી પોતાની રાજધાની પ્રતિ પ્રાપ્ત થતા હવા. ॥ ૩૨ ॥

सीतया सहश्रीरामो राज्यंकुर्वत्तदासुधीः ॥
जानकीगर्भ माधत्त रविवंशोद्भवायच ॥ ३३ ॥

એ પ્રમાણે રામચંદ્રજી-સીતાજી સહવર્તમાન રાજ્ય કરતા અસતા સૂર્યવંશનો વિસ્તાર થવા માટે સીતાજી ગર્ભને ધારણ કરતા હવા. ॥ ૩૩ ॥

इति श्रीस्कंदपुराणे पातालखण्डे धर्मारण्यो पाख्याने तीर्थ यात्रा वर्णनम् नाम एकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

---

धर्मउवाच—भगवन्देवदेवेश यदारामेणधीमता ॥
हनुमान्सकपीवीरः स्थानपालोनिरूपितः ॥१॥

ધર્મરાજા કહે છે-હે દેવનાદેવ ભગવાન્ વેદવ્યાસજી! જ્યારે બુદ્ધિમાન્ રામચંદ્રજીએ મહાવીર હનુમાનજીની, ધર્મારણ્ય સ્થાનનું રક્ષણ કરવા માટે યોજના કરી ॥ ૧ ॥

कदापितस्यस्थानस्य भङ्गोजातोथवानवा ॥
तन्मेब्रूहिमहाभाग यज्जातं सत्यमंदिरे ॥ २ ॥

ત્યારે તે ધર્મારણ્યનો કોઈપણ કાલમાં ભંગ થયો કે ન થયો? હે મહાભાગ વ્યાસજી! તે મ્હારે આગળ કહો કે આગળ સત્યમંદિર જે ધર્મારણ્ય તેનું શું થયું? ॥ ૨ ॥

વ્યાસઉવાચ- त्रेतायुगात्कलौयावत् रामदानं व्यवर्धत ॥
एवंकलियुगेप्राप्ते आमोरजाबभूवह ॥३॥

યુધિષ્ઠિર ધર્મરાજાનું આ પ્રમાણનું વચન સાંભળી, વેદ વ્યાસજી કેહે છે-હે રાજા! ત્રેતાયુગથી આરંભ કરીને કલિયુગ પર્યંત-રામચંદ્રજીનું આપેલું દાન વૃદ્ધીને પ્રાપ્ત થતું હતું. પછી જ્યારે કલિયુગ આવીને પ્રાપ્ત થયો ત્યારે એક **આમ** નામના રાજા ઉત્પન્ન થયા. ॥ ૩ ॥

कान्यकुब्जाधिप श्रीमान् प्रजापालनतत्परः ॥
सवक्षात्रगुणोपेतो न्यायान्यायविनिर्णये ॥ ४ ॥

તે આમ રાજા કાન્યકુબ્જ ( કનોજ ) દેશના અધિપતી, મહાશ્રીમાન્, પ્રજાપાલનને વિષે તત્પર અને ન્યાય-અન્યાયના નિર્ણયને વિષે દક્ષ એંહા સર્વ ક્ષાત્રગુણોથી યુક્ત હતા. ॥ ૪ ॥

एवंकलिविशेषेणपापबुद्धिरजायत ॥
विष्णवंधर्ममुत्सृज्य बौद्धधर्म मुपाश्रितः ॥ ५ ॥

એ પ્રકારે કરી કલીયુગના દોષે કરીને તે રાજાની પાપ બુદ્ધિ થઈ. ઉત્તમ વૈષ્ણવ ધર્મનો ત્યાગ કરી બૌદ્ધ ધર્મનો અંગિકાર કર્યો. ॥ ૫ ॥

प्रजास्त मनुवर्तिन्या क्षपणप्रतिबोधिताः ॥
समयेदुहिता जाता तस्यराज्ञः सु रूपिणी ॥ ६ ॥

ક્ષપણક ( બૌદ્ધધર્મના ગુરૂ ) ના ઉપદેશથી બધીએ પ્રજા-રાજા પ્રમાણેજ જૈનધર્મને પાળવા લાગી. એવા સમયમાં જૈનધર્મી આમ રાજાને એક રૂપવાન્ કન્યા ઉત્પન્ન થઈ. ॥ ૬ ॥

रत्न गंगास्तु नाम्नावै मणि माणिक्य भूपिता ॥
क्षपणैर्बोधितावत्सा जैनधर्म परायणा ॥ ७ ॥

તે કન્યાનું રત્નગંગા નામ મુક્યુ. મ્હોટા મ્હોટા મણી અને માણેકોના ઘરેણાંઓથી શોભાયમાન્ એવ્હી તે કન્યા-જૈન ધર્મના ગુરૂના બોધથી જૈનધર્મમાં પરાયણ થઈ. ॥ ૭ ॥

ब्रह्मावर्ताधिपतये ददौतामति विक्रमाम् ॥
मोहेरकं ददौ तस्यै विवाहे देवमोहितः ॥ ८ ॥

મહાપરાક્રમા તે રત્નગંગા કન્યાને, તેના પિતાએ બ્રહ્માવર્ત દેશના રાજાને આપી. આ કન્યાના વિવાહને વિષે પ્રારબ્ધ યોગથી મોહને પ્રાપ્ત થયેલો આમ રાજા પોતાની કન્યાને દેહજમા ધર્મારણ્યક્ષેત્ર ( મોઢેરૂગામ ) આપ્યુ. ॥ ૮ ॥

धर्मारण्यं समागत्य राजधानी कृतातया ॥
देवांश्च स्थापयामास जैनधर्म प्रणीतकान् ॥ ९ ॥

પછી તે કન્યા ધર્મારણ્યમા આવીને ત્યા પોતાની રાજધાની કરીને રહી. અને જૈનધર્મના દેવતાઓનું ત્યા સ્થાપન કર્યું ( ત્યરે તો ત્રૈવિદ્યબ્રાહ્મણોની સત્તા ધર્મારણ્યમાથી ઉઠી ગઇ. ) ॥ ૯ ॥

लुप्तशासनकाविप्राः नृप संबोधनेचयुः ॥
कान्यकुब्जे स्थितं शूरं पाखंडैः परिवेष्टितम् ॥ १० ॥

હવે જ્યારે આ પ્રમાણે મોઢ બ્રાહ્મણોનું રાજ્ય જતું રહ્યુ ત્યારે, મોઢ બ્રાહ્મણોમાથી કઇક અગ્રવર્તીયો મળીને તે-પાખંડી જનોથી યુક્ત, મહાશુર, કનોજ દેશમા રહેલો એવ્હા આમ રાજા કને ફરિયાદ ગયા ॥ ૧૦ ॥ -

कान्यकुब्जं तदा प्राप्य कतिभिर्वासरैर्द्विजाः ॥
गंगातटे निषण्णावै दान्तास्ते मोढवाडवाः ॥ ११ ॥

તે બ્રાહ્મણો કંઇક દિવસમાં કનોજ દેશમાં આવી પ્રાપ્ત થયા. અને ઇંદ્રીયો જેવને વશ્ય કરેલી છે, એવા મોઢ બ્રાહ્મણો ગંગાજીના કાંઠે આવીને બેઠા. ॥ ૧૧ ॥

चारैश्च कथितास्तेच नृपस्याग्रे समागताः ॥
प्राकृता मानिता विप्राः आगतानृप संसदी ॥ १२ ॥

અને તે બ્રાહ્મણોએ દૂતોથી રાજાને કહેવડાવ્યું કે "હુમે આવ્યા છીએ" ત્યરે રાજાએ "આ માયાવી બ્રાહ્મણો છે." એવું ધાર્યું પછી તે બ્રાહ્મણો રાજાના મંદિરમાં આવ્યા ॥ ૧૨ ॥

प्रत्युत्थानाभि वादादीन् न चक्रे आदरोनृपः ॥
तिष्ठता व्राह्मणान् सर्वान् विप्रांस्तान्पर्यपृच्छत ॥ १३ ॥

ત્યારે તે રાજાએ બ્રાહ્મણોને અભ્યુત્થાન પણ આપ્યું નહિ, આદર પણ કર્યો નહિ. પછી બેઠેલા તે સઘળા બ્રાહ્મણોને રાજા પૂછવા લાગ્યો—॥ ૧૩ ॥

किमर्थ मागता विप्राः किन्तु कार्यं ब्रवन्तुनः ॥
कुत्रस्थानेचवोवासः पशुहिंसापरायणाः ॥ १४ ॥

હે, પશુની હિંસામાં પરાયણ બ્રાહ્મણો! તમે ક્યાં રહો છો અને અહિં શા માટે આવ્યા છો, તમારૂં શું કાર્ય છે? તે મ્હારે આગળ કહો. ॥ ૧૪ ॥

विप्राऊचु.—मोहेरकादिहायाताः तत्रत्यास्तुवयंनृप ॥
भवतांतनयाराजन् लोपितं शासनं तया ॥१५॥

ત્યારે બ્રાહ્મણો કહે છે—હે રાજા! હુમે મોઢેરામાં રહિએ છિએ અને ત્યાંથીજ આવ્યા છિએ; હે રાજા ! તમારી કન્યાએ હુમારો બધોએ અધિકાર નાશને પમાડયો છે. ॥ ૧૫ ॥

राजाउवाच—केनवैस्थापिता यूयं तस्मिन्मोहेरके पुरे ॥
विज्ञप्तिंवाडवा श्चक्रुः राजन्धर्मेणदृश्यतां ॥१६॥

रत्न गंगास्तु नाम्नावै मणि माणिक्य भूपिता ॥
क्षपणैर्बोधितावत्सा जैनधर्म परायणा ॥ ७ ॥

તે કન્યાનું રત્નગંગા નામ મુક્યું. મ્હોટા મ્હોટા મણી અને માણેકોના ઘરેણાઓથી શોભાયમાન્ એવ્હી તે કન્યા-જૈન ધર્મના ગુરૂના બોધથી જનધર્મમાં પરાયણ થઈ. ॥ ૭ ॥

ब्रह्मावर्ताधिपतये ददौतामति विक्रमाम् ॥
मोहेरकं ददौ तस्यै विवाहे दैवमोहितः ॥ ८ ॥

મહાપરાક્રમી તે રત્નગંગા કન્યાને, તેના પિતાએ બ્રહ્માવર્ત દેશના રાજાને આપી. આ કન્યાના વિવાહને વિષે પ્રારબ્ધ યોગથી મોહને પ્રાપ્ત થયેલો આમ રાજા પોતાની કન્યાને દેહજમાં ધર્મારણ્યક્ષેત્ર ( મોઢેરૂગામ ) આપ્યું. ॥ ૮ ॥

धर्मारण्यं समागत्य राजधानी कृतातया ॥
देवांश्च स्थापयामास जैनधर्म प्रणीतकान् ॥ ९ ॥

પછી તે કન્યા ધર્મારણ્યમાં આવીને ત્યાં પોતાની રાજધાની કરીને રહી. અને જૈનધર્મના દેવતાઓનું ત્યાં સ્થાપન કર્યું ( ત્યારે તો ત્રૈવિધબ્રાહ્મણોની સત્તા ધર્મારણ્યમાંથી ઉઠી ગઇ. ) ॥ ૯ ॥

लुप्तशासनकाविप्राः नृप संबोधनेचयुः ॥
कान्यकुब्जे स्थितं शूरं पाखंडैः परिवेष्टितम् ॥ १० ॥

હવે જ્યારે આ પ્રમાણે મોઢ બ્રાહ્મણોનું રાજ્ય જતું રહ્યું ત્યારે, મોઢ બ્રાહ્મણોમાંથી કઇંક અગ્રવર્તીયો મળીને તે-પાખંડી જનોથી યુક્ત, મહાશુર, કનોજ- દેશમાં રહેલો એવ્હા આમ રાજા કને ફરિયાદ ગયા. ॥ ૧૦ ॥

कान्यकुब्जं तदा प्राप्य कतिभिर्वासरैर्द्विजाः ॥
गंगातटे निषण्णावै दान्तास्ते मोढवाडवाः ॥ ११ ॥

તે બ્રાહ્મણો કઇક દિવસમાં કનોજ દેશમાં આવી પ્રાપ્ત થયા. અને ઇદ્રીયો જેવને વશ્ય કરેલી છે, એવા મોઢ બ્રાહ્મણો ગંગાજીના કાઠે આવીને બેઠા. ॥ ૧૧ ॥

चरैश्च कथितास्तेच नृपस्याग्रे समागताः ॥
प्राकृता मानिता विप्राः आगतानृप संसदी ॥ १२ ॥

અને તે બ્રાહ્મણોએ દૂતોથી રાજાને કહેવડાવ્યુ - કે "હુમે આવ્યા છીએ" ત્યરે રાજાએ "આ માયાવી બ્રાહ્મણો છે." એવું ધાર્યું પછી તે બ્રાહ્મણો રાજાના મદિરમાં આવ્યા ॥ ૧૨ ॥

प्रत्युत्थानाभि वादादीन् न चक्रे आदरोनृपः ॥
तिष्ठता ब्राह्मणान् सर्वान् विद्वांस्तान्पर्यपृच्छत ॥१३॥

ત્યારે તે રાજાએ બ્રહ્મણોને અભ્યુત્થાન પણ આપ્યું નહિ, આદર પણ કર્યો નહિ. પછી બેઠેલા તે સઘળા બ્રાહ્મણોને રાજા પૂછવા લાગ્યો—॥ ૧૩ ॥

किमर्थ मागता विप्राः किन्तु कार्य ब्रुवन्तुनः ॥
कुत्रस्थानेचवोवासः पशुहिंसापरायणाः ॥ १४ ॥

હે, પશુની હિંસામાં પરાયણ બ્રાહ્મણો! તમે કયાં રહો છો અને અહિં શા માટે આવ્યા છો, તમારૂં શુ કાર્ય છે? તે મ્હારે આગળ કહો. ॥ ૧૪ ॥

विप्राऊचु.-मोहेरकादिहायाताः तत्रत्यास्तुवयंनृप ॥
भवतांतनयाराजन् लोपितं शासनं तया ॥१५॥

ત્યારે બ્રાહ્મણો કહે છે—હે રાજા! હમે મોઢેરામાં રહિયે છિએ અને ત્યાંથીજ આવ્યા જિએ. હે રાજા! તમારી કન્યાએ હમારો બધોએ અધિકાર નાશને પમાડયો છે. ॥ ૧૫ ॥

राजाउवाच-केनवैस्थापिता यूयं तस्मिन्मोहेरके पुरे ॥
विज्ञासिंचाडवा श्रक्रः राजन्धर्मेणद्दश्यतां ॥१६॥

એ પ્રમાણે બ્રાહ્મણોનું વચન સાંભળી રાજા કહેવા લાગ્યો- આ મોઢેરામાં તમારૂં કોએ સ્થાપન કર્યું? ત્યારે બ્રાહ્મણો વિનંતી કરે છે-હે રાજા ધર્મથી જુઓ ' ૧૬ ॥

काजेशैःस्थापिताःपूर्वं रामेणचततःपरम् ॥
शासनंरामचन्द्रस्य दृष्ट्वान्यैश्चैवराजभिः ॥ १७ ॥

કે હમારૂ પહેલે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરે સ્થાપન કર્યું. પછી તેમજ રામચંદ્રજીએ પણ હમારૂં પાલન કર્યું છે. રામચંદ્રજીએ આપેલું દાન પત્ર બીજા રાજાઓએ જોઇને-॥ ૧૭ ॥

पालितं धर्मतोऽस्माकं यावदद्यदिनंनृप ॥
तेषांतु वचनं श्रुत्वा राजावचनमब्रवीत् ॥१८॥

તેઓએ પણ આજ સુધી-હે રાજા! હમારૂં ધર્મથી પાલન કર્યું છે. એ પ્રમાણેનું બ્રાહ્મણોનું વચન સાંભળી તે આમરાજા, બ્રાહ્મણોને પાછો કહેવા લાગ્યો—॥ ૧૮ ॥

राजा उवाच-रामस्यशासनंविप्राः पालयिष्याम्यऽहंनहि ॥
ब्राह्मणाऊचुः-कथंपाखंडधर्मेण लुप्तशासनको भवान् ॥१९॥

હે બ્રાહ્મણો! રામચંદ્રજીનું આપેલું દાનપત્ર હું માનવાનો નથી. ત્યારે બ્રાહ્મણો કહે છે-હે રાજા! પાખંડ ધર્મથી તમે હમારૂં દાનપત્ર કાં લોપો છો? (હમારૂં પાલન કરો અને પાપની મતી મા કરો.) ॥ ૧૯ ॥

-राजा उवाच-अहिंसापरमोधर्मः सर्वशास्त्रेषुपठ्यते ॥
कथंपाखंडधर्मेण भवद्भिश्चनिगद्यते ॥२०॥

ત્યારે રાજા કહે છે-હે બ્રાહ્મણો! અહિંસા એજ શ્રેષ્ઠ ધર્મ છે અને સર્વ શાસ્ત્રમાં પણ એ કહ્યો છે. ત્યારે પાખંડ ધર્મથી તમે આમ કાં બોલો છો? ॥ ૨૦ ॥

ब्राह्मणाऊचुः-अहिंसापरमोधर्मो एतत्सत्यंतुभोनृप ॥

परं तथापिधर्मोस्ति शृणुष्वैकाग्रमानसः ॥२१॥

બ્રાહ્મણો કહે છે-હે રાજા ? અહિંસા એ પરમધર્મ છે એ ખરૂ છે, તથાપી શ્રેષ્ટ ધર્મ હમે તમ રે આગળ કહીએ છીએ, તે એક મનથી તને સાભળો. ॥ ૨૧ ॥

यावेदरहिता हिंसा सा तु हिंसेति निर्णयः ॥
त्रैविद्यानां वचः श्रुत्वा पुनर्वचन मब्रवीत् ॥२२॥

હે રાજા ! જે વેદ રહિત હિંસા છે, તે હિંસા કેહેવાય છે. એ પ્રમણુનુ ત્રિવેદી મોઢ બ્રાહ્મણોનુ વચન સાભળી, રાજા પુનઃ કેહેવા લાગ્યા ॥ ૨૨ ॥

राजा उ०–ब्रह्मादीनां परंक्षेत्रं उक्तो रामः समानुपः ॥
शासनं तेन दत्तं वा नैव तत्पालयाम्यहम् ॥२३॥

આ ક્ષેત્રતો બ્રહ્માદિક દેવતાઓએ ઉત્પન્ન કર્યું છે. અને રામચન્દ્ર તો મનુષ્ય કેહેવાય છે. ત્યારે તેવનુ આપેલુ દાન પત્ર હુ માનવાનો નથી. ॥ ૨૩ ॥

द्विजाः कोप समाविष्टाः ददुः प्रत्युत्तरं तदा ॥
सदैत्यानां विनाशाय धर्म संरक्षणाय च ॥
रामश्चतुर्भुजः साक्षात् मानुपत्वं गतोभुवी ॥ २४ ॥

રાજાનુ આવુ વચન સાભળી બ્રાહ્મણોને મહા ક્રોધ આવ્યો અને કેહેવા લાગ્યા—જે રામચન્દ્રજી ચતુર્ભુજ ભગવાન્ દૈત્યોનો નાશ કરવા માટે અને ધર્મનુ રક્ષણ કરવા માટે પૃથ્વીમા મનુષ્યા વતારને ધારણ કરે છે. ॥ ૨૪ ॥

राजा उ०–यद्यास्तिप्रत्यय-कश्चित् सनोविप्राःप्रदर्श्यताम् ॥
उक्तंतै रामचंद्रेण दूतं कृत्वान्जनीसुतम् ॥२५॥

ત્યારે રાજા કહે છે—તમારા કને તમારા ખરાપણાનો કાંઈ

ચમત્કાર રૂપ પુરાવો હોયતો બતાડો. ત્યારે બ્રાહ્મણો કહે છે કે રામચંદ્રજીએ હનુમાનજીને હમારા દૂત કર્યા છે. ॥ ૨૫ ॥

चतुःशतं च चत्वारी दत्ताग्रामाश्चवैनृप ॥
पुनरागत्यस्थाने स्मिन्दत्ताग्रामाह्यनेकधा ॥ २६ ॥

રાજા રામચંદ્રજી જ્યારે પેહેલે ધર્મારણ્યમાં આવ્યા હતા ત્યારે હમને ચારસો ચાર ગ્રામો આપ્યા છે. અને પાછા જ્યારે વળી આવ્યા ત્યારે વળી પાછા ઘણા એક ગ્રામો આપ્યા છે. ॥ ૨૬ ॥

काश्यप्यां चैव गंगायां महादानानिपोडश ॥
दत्तास्त्रैविद्य मुख्येभ्यो ग्रामाश्चैव सुशोभनाः ॥२७॥

સરસ્વતી નદી અને ગંગા નદીના કાંઠે સોળ મહાદાનો હમને દાન આપ્યા. તેમજ સારા ગ્રામો પણ આપ્યા. ॥ ૨૭ ॥

पुनः संकल्पिताराजान् पट् पंचाशच्चसंख्यया ॥
पट्त्रिंशच्च सहस्राणि गोभुजा ये वणिग्वराः ॥२८॥

હે રાજા ! પાછા રામચંદ્રજીએ હમને છપ્પન ગ્રામોસંકલ્પ કરીને આપ્યા. તેમજ છત્રીસ હજાર ગોભુજા વાણિયાઓ હમને સેવકો આપ્યા ॥ ૨૮ ॥

सपादलक्षा वणिजो दत्ता माण्डलिकाभिधा ॥
तेनोक्तंवाडवाःसर्वे दर्शयध्वं हनूमतम् ॥ २९ ॥

અને પાછા સવાલાખ માડળિય વાણિયાઓ પણ સેવકો આપ્યા. ત્યારે રાજા કેહે છે-આ વાતો હું તમારી માનીશ નહી. તમારા હનુમાનજી ક્યાં છે તે બતાડો ॥ ૨૯ ॥

यस्याभिज्ञान मात्रेण स्थानंपूर्ववदामिवः ॥
विप्रवाक्यं करिष्यामि प्रत्यये दर्शितेभुवि ॥३०॥

અથવા તેવની કાંઈ ઓળખાણ લાવીને આપશો તો તમારૂં મોઢેરૂં હું તમને પાછું આપીશ જો એ પ્રમાણે પ્રતીતી [ચમત્કાર] બતાવશો તો આ પૃથ્વીમાં હું તમારૂં બ્રાહ્મણોનું વાક્ય માનીશ. ૧૩૦

**जनास्सर्वे भविष्यन्ति वेदधर्म परायणाः ॥**
**नृप वाक्यंतुतेश्रुत्वा धर्मारण्यंसमागताः ॥३१॥**

હે બ્રાહ્મણો! જો તમે આ પ્રમાણે કરશો તો મ્હારા બધાએ જનો [ પ્રજા ] વેદધર્મને માનવા લાગશે. એ પ્રમાણેનું રાજાનું વાક્ય સાંભળીને તે બધાએ બ્રાહ્મણો ધર્મારણ્યમાં પાછા આવ્યા. ૧૩૧

**मिलित्वावाडवास्सर्वे चक्रुस्तेमंत्रमुत्तमम् ॥**
**रामवाक्यंहृदिध्यात्वा ध्यायन्तश्चाञ्जनीसुतम् ॥३२॥**

અને ત્યાં તે બધાએ બ્રાહ્મણો એકત્ર મળીને રામચંદ્રજીના વચનનું અને અંજનીના પુત્ર મારૂતીનું-પોતાના હૃદયમાં ધ્યાન કરીને આપસ આપસમાં ઉત્તમ પ્રકારનો વિચાર કરવા લાગ્યા. ૧૩૨

**द्विजमेलापनंचक्रुः त्रैविद्यावाडवोत्तमाः ॥**
**एवमुक्तंततोवृद्धैः विचार्यच पुनः पुनः ॥३३॥**

અને તે ત્રૈવેદ્ય બ્રાહ્મણોએ પોતાના પંચ એકઠા કર્યા. ત્યારે તેમાં જે ઘરડાઓ હતા તેવે વારંવાર વિચાર કરીને એમ કહ્યું, કે—॥ ૩૩ ॥

**चतुर्विंशति गोत्राणां य आद्योद्विजसत्तमः ॥**
**स्वस्वगोत्रस्यावटंका एकग्रासाभिलाषिणः ॥३४॥**

ચોવીસ ગોત્રોમાં જે અગ્રવર્તિ બ્રાહ્મણો છે, અને જે પોતાના ગોત્ર, અવટંક [ઉપનામ] એથી એક ગ્રાસ લેનારા [બધાએ એકજ વૃત્તીનું ઉત્પન્ન ખાનારા] ॥ ૩૪ ॥

**प्रयातुस्वस्वर्वगस्य ह्येको ह्येकोद्विजस्सुधीः ॥**
**रामेश्वरं सेतुबन्धं हनुमान् तत्रविद्यते ॥ ३५ ॥**

એવ્હા પોતપોતાના વર્ગોમાંથી એક એક બુદ્ધિમાન્ બ્રાહ્મણો નીકળો અને તે બધાઓ મળી સેતુબંધ રામેશ્વર જાવ! ત્યાં હનુમાનજી છે તેવ તમારા કષ્ટને દૂર કરશે. ॥ ૩૫ ॥

महतातपसातुष्टः प्रदास्यतिसमीहितम् ॥
यस्यवर्गस्ययोविप्रोनप्रयास्यति तत्ववित् ॥ ३६ ॥

મહાન્ તપથી સંતોષને પામનારા હનુમાનજી તમારા મન વાંછિત ફલને આપશે. આ તત્વની વાત ન જાણીને જે વર્ગ [ગોત્ર]માંનો જે બ્રાહ્મણ જો કદી રામેશ્વર નહિ જાય–॥ ૩૬ ॥

सचवर्ग परित्याज्यो स्थानाद्धर्मान्नसंशयः ॥
वणिग्वृत्तेर्न संबन्धो न विवाहश्चतैस्सह ॥
ग्रामवृत्तेर्नसंबन्धः सर्वथाते वहिःकृताः ॥ ३७ ॥

તે વર્ગના બ્રાહ્મણોનો આપણા ધર્મારણ્ય [મોઢેરા]સ્થાનમાંથી અને આપણા ધર્મમાંથી નિઃસંશય પરિત્યાગ કરવો. તેમજ મોઢ વણિકોની વૃત્તીમાં પણ તેવનો હક નહિ. અને તે બ્રાહ્મણો સાથે આપણે કન્યા લેવા દેવાનો પણ વ્યવહાર રાખવો નહિ, ગ્રામની વૃત્તીમા તેવનો સંબંધ નહિ આપણા ગ્રાસ માટે જે નહિ જાય તે આપણા ધર્મોથી બહાર થઇ જશે. ॥ ૩૭ ॥

सभावाक्यं ततःश्रुत्वा मध्यस्थोवाडवःशुचिः ॥
वाग्मीदक्षः सुशब्दज्ञस्त्रिरुच्चैः श्रावयन्द्विजान् ॥३८॥

એ પ્રમાણે સભામાં વૃદ્ધોનુ વક્ય શ્રવણ કરી સભાના વચમાં બેઠેલો એક બ્રાહ્મણ કે જે મહા પવીત્ર, બોલવામાં ચતુર કુશલ તેમજ સારા શબ્દોને જાણનારો તે સભામાં ઉઠીને ઉભો થઇ ઉંચા સ્વરથી ત્રણ વખત સંપુર્ણ બ્રાહ્મણોને સંભળાય એવ્હું બોલવા લાગ્યો– ॥ ૩૮ ॥

प्रतिवाक्यंदत्तताल मतिष्ठन् वृद्धानिर्णितं ॥

उररीकृत वाक्यैस्ते विद्वद्भिः सुदृढ व्रतैः ॥ ३९ ॥

પ્રત્યેક વાતમાં લોકોના હાતમાં તાલ ઉપર તાલ મારવા લાગ્યો. અને ઉભો રહી, આ વૃદ્ધોનો નિર્ણય સર્વેને કહી સંભળાવ્યો. ત્યારે પોતાના કાર્યને વિષે દૃઢ બુદ્ધીવાળા વિદ્વાન્ બ્રાહ્મણોએ, તે કહેલા વચનો માન્ય કર્યા. ॥ ૩૯ ॥

एवं विचार्य माणेषु श्रुत्वा वाक्यानितानितु ॥
विप्राणामयुतं सार्धं मेकचित्तं तदा भवेत् ॥ ४० ॥

એવીરીતે જ્યારે વિચાર થયો ત્યારે તે અરાઢ હજાર ત્રૈવિદ્ય બ્રાહ્મણોમાંથી પંદર હજાર બ્રાહ્મણો મળી એક ચિત્ત થયા. ॥ ૪૦ ॥

पञ्चदशसहस्राणां मद्ध्ये ये प्रवराद्विजाः ॥
ऊचुस्तेदेशकालज्ञा प्रस्तावसदृशं वचः ॥ ४१ ॥

તે પંદરહજાર બ્રાહ્મણોમાં જે શ્રેષ્ઠ શ્રેષ્ઠ હતા અને જેવ દેશકાલને જાણતા હતા, તેવ સમયને અનુકૂલ-અવસર સરખુ વચન બોલવા લાગ્યા. ॥ ૪૧ ॥

विप्राऊचुः—क्वगमिष्यामभोविप्राः किंनःकार्यंभविष्यति ॥
चातुर्यंचिन्तयंत्वत्र मामूढाप्रभ्रमन्तुवै ॥४२॥

અરે હે બ્રાહ્મણો! આપણે કયાં જઇએ અને આપણું શું કાર્ય થસે? આ ઠેકાણે તો ચતુરાઇથીજ વિચાર કરો. મૂઢ સરખા ભ્રમમાં મા પડો. ॥ ૪૨ ॥

विदितंवोद्विजास्सर्वे कलावस्मिन्यथास्थितिः ॥
मंत्रसिद्धिर्यथापूर्वं न तथाद्य प्रवर्तते ॥ ४३ ॥

હે બ્રાહ્મણો ! આ કલિયુગને વિષે જેવી સ્થિતી છે તેન્હું બધુએ તમે સર્વ જાણ્યું ? કેમકે, જુઓ ! મંત્રોની સિદ્ધી જેન્હી પૂર્વે હતી તેન્હી આજ નથી. ॥ ૪૩ ॥

नहि देवाद्य प्रात्यक्षाः भविष्यन्ति कलाविह ॥

तुरीयेतुयुगेपूर्णं न सिद्धिंयातिसाधनम् ॥ ४४ ॥

આ કલિયુગને વિષે દેવતા પ્રત્યક્ષ થવાના નથી, આ ચોથા ( કલિ ) યુગને વિષે, સાધન-પૂર્ણ સિદ્ધીને પ્રાપ્ત થતું નથી. ॥૪૪॥

न मनांसितथास्माकं निर्मलानिमुखोद्भवाः ॥
हनुमान्साधने नैवं प्रत्यक्षं भविताकथम् ॥ ४५ ॥

હે બ્રહ્મા, વિષ્ણુ અને શિવના મુખથી ઉત્પન્ન થએલા બ્રાહ્મણો ! હમારા મન તેવ્હા નિર્મલ નથી, ત્યારે હનુમાનજી આંહ્યા સાધનથી પ્રત્યક્ષ કેમ થસે ! ॥ ૪૫ ॥

एवं विधानि वाक्यानि श्रुत्वा तेषां द्विजन्मनाम् ॥
सहस्त्रत्रय मुख्या ये तेप्यूचुर्वचनानि च ॥ ४६ ॥

એ પ્રમાણે તે પંદરહજાર બ્રાહ્મણોના વચન સાભળી તીન હજાર જે બાકીના મુખ્ય બ્રાહ્મણો હતા તે પણ કેહેવા લાગ્યા કે, ॥ ૪૬ ॥

ब्राह्मणाऊचुः--युक्तमुक्तमिदंवाक्यं भवद्भिःशास्त्र पारगैः॥
चातुर्विद्या भवन्तोहि चातुर्यस्येहवेदनात् ॥४७॥

હે શાસ્ત્રના પારને જાણનારાઓ ! આ તમે સત્ય વચન કહું આંહી ચાતુર્યતા જાણવાથી તમે ચાતુર્વિદ્ય (ચાતુર્વેદી) બ્રાહ્મણો થયા. [આજથી હમે તમને પંધરે હજારને ચાતુર્વિદ્ય કહીશું] ॥૪૭॥

वयंतत्रगमिष्याम यत्रासौपवनात्मजः ॥
प्रत्ययार्थंद्विजश्रेष्ठा वृत्तिरक्षासदाबुधैः ॥ ४८ ॥

માટે હે ચાતુર્વિદ્ય બ્રાહ્મણો ? પોતાની વૃત્તિની રક્ષા કરવા માટે અને આમ રાજાને ચમત્કાર બતાડવા માટે હમે તો ત્યાંજ જઈશું કે જે ઠેકાણે વાયુ પુત્ર મારૂતી છે. ॥ ૪૮ ॥

वृत्तिहीनस्यविप्रस्य व्यर्थंतज्जीवितं स्मृतम् ॥
तस्मात्तत्रगमिष्यामो जीवनार्थं न संशय ॥४९॥

વૃત્તિહીન બ્રાહ્મણનું જીવન વ્યર્થ કહ્યું છે. એટલા માટે પોતાનું જીવન મેળવવા સારૂ હમે તો ત્યાંજ જઇશું એમાં સંશય નથી. ॥ ૪૯ ॥

तच्छ्रुत्वाब्राह्मणाः सर्वे एकचित्तास्सु संस्थिताः ॥
गमनायमतिंचक्रुः हनुमद्दर्शनायवै ॥ ५०॥

આ પ્રમાણનો ત્રૈવિદ્યોનો તો જ્યારે દ્રઢ નિશ્ચય જોયો ત્યારે વળી પાછા ચાતુર્વિધ પણ જવા માટે નિશ્ચય કરી પાછા સર્વે એક ચિત્ત થઇ તે સભામાં બેઠા. અને હનુમાનજીના દર્શનને જવુંજ ! એવ્હી મતી કરતા હવા. ॥ ૫૦ ॥

हस्ताक्षर प्रदानंतैः अन्योन्यतुकृतबुधैः ॥
ग्रन्थंपृथक्पृथक्चक्रुः गमनायद्विजातयः ॥
पञ्चदशसहस्राणांसम्मते किल भारत ॥ ५१ ॥

પછી તેજ સભામાં બેસી જવા માટે આપ આપસમાં 'એકઠા' કર્યા. હે રાજા ધર્મ ! એ પ્રમાણે તે બ્રાહ્મણોએ પોતપોતાના જુદા જુદા [પંધર હજારનો થડકો ચાતુર્વિધોનો અને ત્રણ હજારનો થડકો ત્રૈવિદ્યોનો એવ્હા. ) બે થડકા જવા માટે બાંધ્યા. તે પંદર હજાર સંમતીવાળા ચાતુર્વિધ બ્રાહ્મણોમાંથી—॥ ૫૧ ॥

जग्मुर्विंशति संख्याकाः एकचित्ताद्विजोत्तमाः ॥
तथात्रीणि सहस्राणि त्रैविद्यास्तुचये द्विजाः ॥५२॥

વીસ બ્રાહ્મણો એક ચિત્તવાળા જવાને તૈયાર થયા. તેમજ ત્રણહજાર ત્રૈવિધ બ્રાહ્મણો માંથી—॥ ૫૨ ॥

तेषां मते रुद्रसंख्याः द्विजा एकमते स्थिताः ॥
ब्राह्मेमुहूर्तेचोत्थायज्योतिर्विद्भिः प्रतिष्ठिते ॥ ५३ ॥

અગીઆર બ્રાહ્મણો એક મતવાળા જવાને તૈયાર થયા. એવો નિશ્ચય થયા પછી તે બ્રાહ્મણો—જોશીના બતાડેલા વ્હાણના બ્રાહ્મ-

મુહુર્તમાં ઉઠીને સર્વેએ સ્નાન સંધ્યાદિક કર્મ કરીને-॥ ૫૩ ॥

विप्रेभ्योदक्षिणांदत्वा संपूज्यकुलमातरं ॥
विघ्नप्रध्वंसनार्थाय दक्षिणद्वार संस्थितं ॥ ५४ ॥

બ્રાહ્મણોને દક્ષિણા આપીને પોતાના કુલ દેવી ભઠ્ઠારિકા માતાનું પૂજન કરીને વિઘ્ન દૂર થવા સારૂ દક્ષિણ દ્વાર ઉપર બેઠેલા ગણુપતીનુ પૂજન કર્યું. ॥ ૫૪ ॥

सिंदूरपुष्पमालाभिः पूजितोगण नायकः ॥
पूजितो बकुलस्वामि सूर्यः सर्वार्थदायकः ॥ ५५ ॥

સિંદૂર અને પુષ્પ માલાથી ગણુપતીનુ પૂજન કરીને સર્વ અર્થને આપનારા એવા સૂર્યનારાયણુ જે બકુલ સ્વામી એવતુ પૂજન કર્યું. ॥ ૫૫ ॥

आनन्दाच महाशक्तिः श्रीमातापूजितातथा ॥
शान्तांचैवनमस्कृत्य एकत्रिंशत् द्विजाययुः ॥५६॥

પછી શ્રીમાતા-મહાશકતી-આનન્દાનુ પૂજન કર્યું તેમજ શાન્તાદેવીને નમસ્કાર કરીને તે એકત્રીસ બ્રાહ્મણો મોઢેરાથી વિદાય થયા. ॥ ૫૬ ॥

देशाद्देशान्तरंगत्वा वनाच्चैववनान्तरम् ॥
तीर्थे तीर्थेकृतश्राद्धाः सुसन्तर्पितपूर्वजाः ॥५७॥

દેશ દેશાન્તરમાથી અને એક વનથી બીજા વનમાથી જતા જતા જે જે તીર્થો આવ્યા તે તે તીર્થોમા શ્રાદ્ધો કરીને પૂર્વજોનું સતર્પણ કરતા હવા. ॥ ૫૭ ॥

त्यक्त प्रतिग्रहाः शान्ताः सत्यव्रत परायणाः ॥
ते मार्गे बहुलं याताः हनुमद्दर्शनार्थिनः ॥५८॥

કોઈનો પ્રતિગ્રહ કરવો નહી તેમજ શાન્ત વૃત્તી સત્યવ્રત પરાયણ અને હનુમાનજીના દર્શનની ઈચ્છાવાળા એવ્હા તે બ્રાહ્મણોએ ઘણો અધિઃ માર્ગ કાપ્યો. ॥ ૫૮ ॥

एवंतुगच्छतांतेषां पाथेयंत्रुटितंतदा ॥
श्रान्ताग्लाना द्विजास्सर्वे खेदं परममास्थिताः ॥५९॥

એ પ્રમાણે તેવો જતા જતા, રસ્તામાં ખાવાનુ ખુટી ગયુ. ત્યારે બ્રાહ્મણો થાકી ગયા, ગ્લાન થયા અને તે સર્વે મહાન્ ખેદને પ્રાપ્ત થયા. ॥ ૫૯ ॥

क्रमित्वा कियतीं भूमीं पदंगन्तुंनतुक्षमाः ॥
चातुर्विद्या द्विजाः प्रोचुः नाऽस्माकं कार्यमस्तिवै ॥६०॥

એ પ્રમાણે કેટલોક માર્ગ ચાલ્યા પછી ફરી તો ભૂકયા તરસ્યા એકે ડગલું ભરાય નહી, ત્યારે તો ચાતુર્વિદ્ય બ્રાહ્મણોનો નિશ્ચય ડગ્યો. અને કેહેવા લાગ્યા-કે, હે ભાઇયો ! આ તમારા કાંથી હમને કાંઇ જરૂર નથી. ॥ ૬૦ ॥

नस्थानेनद्विजैर्नापि नतुवृत्त्याकथंचन ॥
विचार्यैवो गमिष्यामो द्विजा विंशतिसंख्यकाः ॥६१॥

હમને તમારા ધર્મારણ્યથી કામ નથી તેમજ બ્રાહ્મણોથી અને યજમાન વૃત્તીથી પણ કામ નથી* હમે વિચાર કરીનેજ

*ચાલુ અધ્યાયના ૪૭ માં શ્લોક મુજબ પ્રચલિત કાયમાં ચાતુર્વતા જાણવાથી તેવના પંદરહજાર બ્રાહ્મણોના સર્વ જથાને ચાતુર્વિદ્ય એ સંજ્ઞા યદ્યપી થઇ તથાપી તેત્ર વણિકોની વૃત્તી વિગેરેથી બહિર્મુખ થયા નહતા. તેમ તેવનો સર્વ વ્યવહાર ત્રૈવિદ્યો સાથે જેમનો તેમ હતો પરંતુ અત્રે સુધી ત્રૈવિદ્યો સાથે કષ્ટ વેઠી આવી-આગળ જવા તેવનું ધૈર્ય ન થવાથી તેવ પાછા થયા. જેથી, સમસ્ત મોઢ બ્રાહ્મણોના પંચ જ્યારે મળ્યા હતા તે વખતના તેવના ( ચાલુ અ૦ ના ૩૬-૩૭ માં શ્લોક ના ) ઠરાવ પ્રમાણે તેવના ઉપર વાત લાગુ થઇ તેજ પ્રમાણે અત્રે પણ તેવે કશુન કરી લઇ પાછા ફરવાથી તે સર્વ વાતોથી, ત્યારથિ બહિર્મુખ થયા.

वीसे ब्राह्मणो पाछा जइअे छीअे. ॥ ६१ ॥

तानूचुर्ब्राह्मणानायं धर्मोवो द्विजसत्तमाः ॥
त्यक्तस्वकीयवचनाः जातिहीनाभविष्यथ ॥६२॥

त्यारे ते चातुर्विद्योने, अगिआर त्रैविद्य ब्राह्मणो कहे छे-अरे हे भाइयो ! आ ब्राह्मणोनो धर्म नथी. तमे तमारा वचनथी भ्रष्ट थसो तेमज ज्ञातिथी पण व्हार थसो. ॥ ६२ ॥

श्रुतमप्य कृतंकृत्वा विरक्ता गमनं प्रति ॥
व्यावृत्तास्ते स्वकं गेहं धिक्कृत्वा स्थानकेद्विजान् ॥६३॥

वळी हे भाइयो ! जे सांभळीने करवानी जे वात तेने न करीने आगळ जवा माटे तमे उदास थया छो, पोताना स्थानने अने ब्राह्मणोनो पण त्याग करीने तमे पाछा पोताने घेरे जाव छो ते भले जाव ! हमे तो अगीयार जणा (त्रैविद्यो) आगळ जइशुं. ॥ ६३ ॥

एकादश तदाजग्मुः दृढचित्ता जितेन्द्रियाः ॥
रामेश्वरं सेतुबंधं कृत्वाचेतसिनिश्चयम् ॥६४॥

अे प्रमाणे वीस चातुर्विद्य ब्राह्मणो वचन भ्रष्ट थइने पाछा जवा लाग्या अने अगीयार त्रैविद्य ब्राह्मणो तो इंद्रीयो जीतीने दृढ चित्त करीने, सेतुबंधरामेश्वर जवानो निश्चय करीने आगळ चाल्या. ॥ ६४ ॥

क्वहनुमान् क्व रामः संप्राप्तेतुकलौयुगे ॥
एवं निषिध्य मानास्ते मार्गस्थै र्ब्राह्मणैःकिल ॥६५॥

ज्यारे अगीआरे ब्राह्मणो चालवा लाग्या, त्यारे ते-वीस ब्राह्मणो पाछा केहे छे-अरे हे भाइयो ! आ कलियुगने विषे हनुमानजी कंई अने रामचंद्रजी कंई? माटे तमे आ-नाद छोडीने पाछा घेरे चालो. ॥ ६५ ॥

मनसा निश्चयं कृत्वा त्यक्तवाचो ब्रुवन्द्विजान् ॥
हनूमन्त मदृष्ट्वैव नयास्यामो वयंगृहान् ॥६६॥

એ પ્રમાણુને ચાતુર્વિધ બ્રાહ્મણોએ નિષેધ કર્યો તો એ પણ અગિયાર ત્રૈવિધ બ્રાહ્મણો આગળ જવાનો મનથી નિશ્ચય કરીને જેવે પોતાનું કહેલું વચન પાળ્યું નથી એવા ચાતુર્વિધ બ્રાહ્મણોને તે ત્રૈવિધ બ્રાહ્મણો કહેવા લાગ્યા–કે, હે ભાઇયો ! હમે તો હનુમાનજીના દર્શન કર્યા વગર પાછા ઘેર આવવાના નથી. ॥ ૬૬ ॥

पुनरेवद्विजाः प्राहुः वृथाकिं क्लेश भाजिनः ॥
धर्मारण्यं महातीर्थं प्रयागादधिकंकलौ ॥६७॥

ત્યારે પાછા ચાતુર્વિધ વીસ બ્રાહ્મણો કહે છે–અરે ભાઇયો ! વ્યર્થ કાં કલેશ ભોગવો છો ! હમારૂ કહેલું માનો અને પાછા ઘેર ચાલો. કારણ આ કલિયુગને વિષે ધર્મારણ્ય તીર્થ પ્રયાગ કરતાં અધિક છે. ॥ ૬૭ ॥

तंत्यक्त्वावोवृथा बुद्धिः हनुमत् गमनंप्रति ॥
अनादृत्यतुतद्वाक्यं ययुरेकादशद्विजाः ॥६८॥

માટે હનુમાનજીના તરફ જવાની વ્યર્થ બુદ્ધી છોડીને હમારૂ કહેલું માનો અને પાછા ઘેરે ચાલો.

એ પ્રમાણે ચાતુર્વિદ્યાએ ત્રૈવિદ્યોને પાછા ચાલવા સારૂ ઘણુએ સમજાવ્યું પરંતુ તે ત્રૈવિદ્યોએ કંઇ તેમનુ કહ્યું માન્યું નહી અને આગળ ચાલ્યા. ત્યારે તે. ત્યાંથી વીસ ચાતુર્વિધ બ્રાહ્મણો પોતાના ઘેર જવા સારૂ પાછા ફર્યો. ॥ ૬૮ ॥

त्रैविद्याश्चगतास्तत्र यत्ररामेश्वरोहरिः ॥
दृढव्रताः सत्यपरा कंदमूलफलाशनाः ॥ ६९ ॥

હવે આગળ અગીયાર ત્રૈવિધ બ્રાહ્મણો જે ચાલ્યા તે એમની કને ખાવાનું તો ખુટીજ ગયું હતું, તેથી કંદ, મૂલ અને ફલો

ખાઇને પોતાનો માર્ગ કાપવા લાગ્યા. તે માર્ગ ઘણો દુર અને સિંહ વ્યાઘ્રાદિકથી મહા ભયંકર તેમજ માર્ગમાં કાંટા હતા, એવો વિકટ માર્ગ હતો તોએ પણ તે સત્યને વિષે તત્પર અને દઢ વ્રતવાળા ત્રૈવિદ્ય બ્રાહ્મણો મહા કષ્ટથી રામેશ્વર જઈને પ્રાપ્ત થયા. ॥ ૬૯ ॥

ध्यायन्तो रामरामेति हनुमन्तेतिवै पुनः ॥
गृहीत्वानियमंतेपि त्यक्त्वाचान्नंतथोदकम् ॥७०॥

એ પ્રમાણે મહાન્ કષ્ટ વેઠી સેતુબંધ રામેશ્વર પોંચીને, હનુમાનજીના દર્શન થવા સારૂ અન્ન અને જલનો પરિત્યાગ કરીને ' હમને મારૂતીના દર્શન થશે ત્યારેજ અન્નજલ ગ્રહણ કરીસું ' એવો નિયમ લઈ શ્રીરામચંદ્રજીનુ તથા હનુમાનજીનુ ધ્યાન કરતા સમુદ્રના કાંઠે બેઠા. ॥ ૭૦ ॥

क्षुधार्त्ताश्चतृषार्त्ताश्च तस्थौव्रतपरायणाः ॥
कृपयापरयाविष्टः प्रादुरासीत्कपीश्वरः ॥ ७१ ॥

એ પ્રમાણે વ્રત ધારણ કરી ભુખ્યા તરસ્યા બેઠે બેઠે કેટલોક કાલ ગયો; ત્યારે પરમકૃપાથી સાક્ષાત્ મારૂતીરાય ત્યાં પ્રગટ થયા. ॥ ૭૧ ॥

वृद्धब्राह्मणरूपेण परिक्षार्थ द्विजन्मनाम् ॥
उवाच परयाभक्त्या ब्राह्मणान् श्रमदुर्बलान् ॥ ७२ ॥

શ્રીમારૂતીરાય એક વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને, શ્રમથી થાકી ગએલા અને દુર્બલ થએલા ત્રૈવિદ્ય બ્રાહ્મણોની પરિક્ષા લેવા માટે પરમ ભક્તિથી કેહેવા લાગ્યા— ॥ ૭૨ ॥

श्रीहनुमानुवाच-कुतस्समागताविप्राः गन्तुकामाश्चकुत्रवै ॥
क्षीणदेहाभवन्तश्च किमर्थमिहचागताः ॥७३॥

હે બ્રાહ્મણો ! તમે ક્યાંથી આવ્યા છો અને ક્યાં જવાની

તમારી ઇચ્છા છે ? અરે ! તમારા દેહ સુકાઈ ગયા છે અને શક્તિહીન થઈ ગયા છે. તમે શા માટે અહિં આવ્યા છો ? ॥ ૭૩ ॥

विप्राऊचुः—मोहेरकात्समायाताः वायुपुत्रं प्रसादितुम् ॥
रामाज्ञाकारिणंलोके शासनोच्छेदपीडकम् ॥७४॥

તે ત્રૈવિધ બ્રાહ્મણો કહે છે—રામચંદ્રજીની આજ્ઞા પાળનારા અને હમારા દીધેલા દાનનું ઉચ્છેદન કરનાર પુરૂષને પીડા કરનારા એવ્હા સાક્ષાત્ વાયુપુત્ર શ્રીમારૂતીને પ્રસન્ન કરવા માટે હમે મોઢેરેથી અહિં આવ્યા છિએ. ॥ ૭૪ ॥

सेतुबन्धंमहातीर्थे सर्वकामप्रदंनृणाम् ॥
नियमस्थाः क्षीणदेहा स्त्वंचद्रष्टुं समुत्सुकाः ॥७५॥

મનુષ્યોની સર્વ કામનાને પૂર્ણ કરનારૂ, એવ્હા સેતબંધુ રામેશ્વર મહાતીર્થને વિષે ક્ષીણ થએલા છે દેહ જેવના એવ્હા જે હમે, તે મારૂતીને જોવા સારૂ મનમાં મહાન્ હર્ષ રાખીને નિયમમાં બેઠા છિએ. ॥ ૭૫ ॥

यत्र रामेश्वरोदेवः साक्षाद्वायुसुतः कपिः ॥
अस्माकंतुपुरावृत्तं महदाश्चर्यकारकम् ॥ ७६ ॥

જે ઠેકાણે રામેશ્વર દેવ છે તે ઠેકાણે સાક્ષાત્ વાયુના પુત્ર મારૂતી છે. એવ્હું આશ્ચર્યકારક વૃત્તાન્ત હમે પહેલે સાંભળ્યું છે. ૭૬

भूमिदेवश्रुणुत्वंच दयालुर्दृश्यसेयतः ॥
आदौसृष्टिसमारम्भे काजेशैर्निर्मितावयम् ॥ ७७ ॥

એવ્હું ત્રૈવિધ બ્રાહ્મણો તે વૃદ્ધ બ્રાહ્મણ આગળ કહી પાછા કહેવા લાગ્યા—હે ભૂમિદેવ હે મહારાજ ! તે દયાળુ મારૂતી હમને કેમ દેખાશે ? જુવો ! પહેલે સૃષ્ટીના આરંભ સમયમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરે હમને ઉત્પન્ન કર્યા છે. ॥ ૭૭ ॥

श्रीरामेणततःपश्चा ज्जीर्णोद्धारे च मानिताः ॥

ग्रामाणांचशतंलब्धं हरीशाजप्रसादतः ॥ ७८ ॥

પછી રામચંદ્રજીએ મોઢેશના છર્ણોદ્ધારમાં હમને માન્યા અને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરના પ્રસાદથી હમને રામચંદ્રજીએ સો ગામો આપ્યા. ॥ ૭૮ ॥

षट्त्रिंशच्चसहस्राणि वणिजो मोढजानयः ॥
गोभुजाश्चैवतेदासाः वदान्या आर्यवृत्तयः ॥ ७९ ॥

તેમજ છત્રીસ હજાર મોઢ જ્ઞાતીના વાણિયાઓ આર્યવૃત્તીથી ચાલનારા ગોભુજા દાસો હમને આપ્યા. ॥ ૭૯ ॥

माण्डलिकाः पुनर्दत्ता सपादलक्षसंख्यकाः ॥
वृत्त्यर्थंते प्रदत्तावै ह्यनर्घ्या रत्नभूषिताः ॥ ८० ॥

અમૌલ્ય રત્નોના ઘરેણાઓથી શોભાયમાન્ એવા સવા લાખ માડળીયાઓ હમારી વૃત્તી માટે હમને વળી પાછા આપ્યા. ૮૦

अधुना वाडवश्रेष्ठ आमो नाम महीपतिः ॥
शासनं रामचंद्रस्य न मानयति दुर्मतिः ॥ ८१ ॥

વળી હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ વૃદ્ધ બ્રાહ્મણ ! હાલમા આમ નામનો રાજા દુષ્ટ બુદ્ધિ, રામચંદ્રજીના શાસનને માનતો નથી. ૮૧

पाखंडैर्वेष्टितो नित्यं बोद्धधर्म परायणैः ॥
याचितो याचितोप्येवं प्रतिवाक्यं ददातिनः ॥८२॥

અને બૌદ્ધ ધર્મ પરાયણ એવા પાખંડ મત્તમાં તે મળેલો છે. હમે ઘડી ઘડી તેનાથી ( રામચંદ્રજીએ જે હમને દાન આપ્યું હતું અને તેને રામચંદ્રજીનું શાસન ન માનીને હમથી છીનવી લીધુ તે હમે) માગ્યું તો એ તે હમને એજ ઉત્તર દેછે કે–॥૮૨॥

प्रत्ययन्तु विनाविप्राः न दास्या मीतिनिश्चितम् ॥
ब्रह्मादीनां परोक्षत्वं उक्तोरामः समानुषः ॥ ८३ ॥

હે બ્રાહ્મણો ! ચમત્કાર વિના હું કંઇ તમને આપવાનો નથી. એ નિશ્ચય જાણજો. તમે બ્રહ્માદિકનું કહ્યું, તે તો કાંઇ જણાતા નથી અને રામચંદ્ર તો મનુષ્ય કહેવાય છે. ॥ ૮૩ ॥

प्रत्यये दर्शितेविप्राः वेदधर्मः प्रविश्यति ॥
लुप्तधर्मो भवाम्यद्य भवन्तः शरणंगताः ॥ ८४ ॥

વળી તે રાજા હમને કહેવા લાગ્યો કે બ્રાહ્મણો ! જો તમે ચમત્કાર બતાડશો તો તમારો વેદ ધર્મ હમારા રાજ્યમાં પ્રવેશ કરશે અને હમે જૈન ધર્મનો પરિત્યાગ કરી તમારા શરણે આવીશું.

हनुमन्तं महावीरं रामशासन पालकम् ॥
आन्जनीयो यदास्माकं न दास्यति समीहितम् ॥
अनाशके व्रतेनैव प्राणान् त्यक्षामहेवयम् ॥ ८५ ॥

માટે હે વૃદ્ધ બ્રાહ્મણ મહારાજ ! જો હનુમાનજી હમને હમારી ઇચ્છિત વાત નહી આપે તો હમે અન્ન–જલ પરિત્યાગ કરી "અનશન" વ્રતથી હમારા પ્રાણનો પરિત્યાગ કરીશું. ॥૮૫॥

अस्माभिश्चेतिशेषेण कथितं परिपृच्छितम् ॥
स्नेहभावंविचिन्त्याशुनिजवृत्तं प्रकाशय ॥ ८६ ॥

આપે હમને જે પુછ્યું તે બધુંએ હમે આપ આગળ કહ્યું હવે આપ આ સ્નેહભાવનો વિચાર કરીને જલદી આપનો વૃત્તાન્ત હમારે આગળ કહો. ॥ ૮૬ ॥

त्वयिव्यसिते विप्रे शिक्षांनोदातुमर्हसि ॥
वाडवानां वचः श्रुत्वा रामंध्यात्वाहृदिस्थितम् ॥८७॥

હમારો તમારે વિષે વિશ્વાસ છે. માટે આપ હમને શિખામણ દેવાને યોગ્ય છો. એ પ્રમાણે જ્યારે બ્રાહ્મણોએ કહ્યું ત્યારે બ્રાહ્મણોનું વચન સાંભળી વૃદ્ધ બ્રાહ્મણરૂપ મારૂતી–પોતાના હૃદયમાં રહેલા રામચંદ્રજીનું ધ્યાન કરીને, બ્રાહ્મણોના તીર્થયાત્રારૂપી

થએલા કષ્ટથી સંતોષને પ્રાપ્ત થઈને પોતાના મુખ્ય સ્વરૂપને ગુપ્ત રાખી કેહેવા લાગ્યા— ॥ ૮૭ ॥

વૃદ્ધબ્રાહ્મણઉ૦—अंभोधौदृश्यतेविप्राः सेतुबन्धेकृतोद्यमः ॥
अयंरामश्वरोदेवः सर्व सिद्धिप्रदायकः ॥८८॥

હે બ્રાહ્મણો ! હુંજ મારૂતી છું અને આ સમુદ્રને વ્હાયસેતુ બાંધવા માટે જે ઉદ્યોગ શ્રીરામચંદ્રજીએ કર્યો હતો તેજ આ સેતુ દેખાય છે. અને સર્વ સિદ્ધીને આપનારા આ રામેશ્વર મહાદેવ છે ॥ ૮૮ ॥

इयंतुनगरीश्रेष्ठालङ्कानामेतिविश्रुता ॥
यत्रसीतामयाप्राप्ता रामशोकापहारिणी ॥ ८९ ॥

અને આ નગરી લંકા નામે કરી મહા વિખ્યાત છે. આજ ઠેકાણે–રામચંદ્રજીના શોકને દૂર કરનારા સીતાજી મને મળ્યા. ॥૮૯॥

अस्मिन्काले द्विजश्रेष्ठाः अगम्या मानवैः कलौ ॥
हनुमान्नित्यऽहं विप्राः बुध्यध्वंनिश्चितात्मभिः ॥९०॥

હે શ્રેષ્ટ બ્રાહ્મણો ! આ કાલને વિષે કલિયુગમાં હું મનુષ્યોને દેખાઇ સકતો નથી. માટે નિશ્ચયરૂપ આત્મા અને બુદ્ધિમાન્ હે બ્રાહ્મણો ! 'હું મારૂતી છું એમ જાણો' ॥ ૯૦ ॥

नियमस्थैःकृतैःकृच्छ्रैः तीर्थयात्रासमुद्भवैः ॥
निष्पापातेनसंजाताः सत्यसंधादृढव्रताः ॥ ९१ ॥

તીર્થયાત્રામાં તમે કષ્ટો કર્યા તેથી સત્ય પ્રતિજ્ઞા અને દૃઢવ્રત વાળા એવા તમે નિષ્પાપ થયા છો. ॥ ૯૧ ॥

स्वामिनोममयात्रार्थे भवन्तश्चनसंशयः ॥
नृणांपुण्योदयेवृद्धिः पापेहानिश्चजायते ॥ ९२ ॥

હે સ્વામી હો બ્રાહ્મણો ! તમે મ્હારી યાત્રા માટે કષ્ટ લો

ગવ્યા છે એમાં સંસય નથી, જુઓ ! જ્યારે મનુષ્યના પુણ્યનો ઉદય થાય છે ત્યારે વૃદ્ધી થાય છે. અને પાપ જ્યારે વધે છે ત્યારે હાની થાય છે. ॥ ૯૨ ॥

साम्प्रतं निश्चलाभक्तिः भवत्स्वेवहि दृश्यते ॥
तेनपुण्यप्रभावेन तुष्टोदास्यामि वोवरम् ॥
ततो विप्रावायुपुत्रं ऊचुःस्तुति पुरस्सरम् ॥ ९४ ॥

સાંપ્રતકાલમાં નિશ્ચયરૂપ ભક્તી તમારે વિષેજ દેખાય છે. તે પુણ્યના પ્રભાવે-કરીને સંતોષને પ્રાપ્ત થયેલો હું તમને વરદાન આપુ છું. ત્યાર પછી બ્રાહ્મણો સ્તુતી કરીને પાછા વાયુના પુત્ર મારૂતીને કેહેવા લાગ્યા. ॥ ૯૩ ॥

इति श्रीस्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने हनुमत् समागमो नाम द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥



ब्राह्मणाऊचुः-अद्यनो सफलंजन्म जीवितं च सुजीवितं ॥
अद्यनो मोढलोकस्य धन्यो धर्मश्चवैगृहाः॥१॥

બ્રહ્માણો, મારૂતીને કેહે છે—હે મહારાજ ! આજ આપના હમને દર્શન થયા તેથી આજ હમારો જન્મ સફલ થયો. અને જીવતરમા જીવવું પણ સફલ થયું. આજ હમારા મોઢ લોકોનો ધર્મ પણ ધન્ય થયો. અને હમારા ઘરો પણ ધન્ય થયા. ॥૧॥

धन्याच सकलापृथ्वी यज्ञधर्म प्रवर्तक ॥
नमः श्रीराम भक्ताय अक्षविध्वंसनायच ॥ २ ॥

આજ સંપુર્ણ પૃથ્વી ધન્ય થઇ હે યજ્ઞના ધર્મને ચલાવ નારા ! હે શ્રીરામચંદ્રના ભક્ત ! હે રાવણના પુત્ર ઇદ્રજીતને માર રનારા ! આપને નમસ્કાર કરીયે છિયે. ॥ ૨ ॥

नमो रक्षः पुरीदाहः कारिणे जलतारिणे ॥
जानकी हृदयत्राण कारिणे करुणात्मने ॥ ३ ॥

રાવણની નગરી-લંકાને બાળનારા અને સમુદ્રમાં સેતુ બાંધીને જલમાં તરાવનારા, જાનકીના હૃદયને આનંદ આપનારા, હે કરૂણાત્મા ! આપને નમસ્કાર કરીએ છીએ. ॥ ૩ ॥

सीताविरह तप्तस्य श्रीरामस्य प्रियायच ॥
नमो नमो महावीर रक्षस्मान् मज्जतःकलौ ॥ ४ ॥

સીતાજીના વિરહથકી તાપને પ્રાપ્ત થયેલા રામચંદ્રજીનુ પ્રિય કરનારા, હે મહાવીર ! આપને નમસ્કાર કરિએ છિએ હે પ્રભો! આ કલાયુગને વિષે સંસારરૂપી સમુદ્રમાં ડુબતા જે હમે તે હમારૂ સંરક્ષણ કરો. ॥ ૪ ॥

नमो ब्रह्मण्य देवाय वायुपुत्रायते नमः ॥
नमोस्तुरामभक्ताय गोब्राह्मण हितायच ॥ ५ ॥

હે બ્રાહ્મણોના દેવ હે વાયુ પુત્ર હે રામના ભક્ત હે ગૌ બ્રાહ્મણોનુ હિતકરનારા ! આપને નમસ્કાર કરીએ છીયે. ॥ ૫ ॥

नमोस्तु रुद्ररूपाय कृष्ण वक्रायते नमः ॥
अन्जनी सूनवेतुभ्यं सर्व व्याधिहरायच ॥ ६ ॥

હે રૂદ્રરૂપ હે કૃષ્ણ મુખવાળા હે અંજનીના પુત્ર હે સર્વ વ્યાધીને દુર કરનારા ! આપને નમસ્કાર કરીએ છીયે ॥ ૬ ॥

नागयज्ञोपवीताय कपिवक्रायते नमः ॥
हरीश्वरायवीराय दैत्य विध्वंसनायच ॥ ७ ॥

હે નાગના યજ્ઞો પવીતને ધારણ કરનાર હે કપી મુખ હે કપી ( વાનરા ) ઓના સ્વામી હે દૈત્યોનો નાશ કરનારા ! આપને નમસ્કાર કરીએ છીએ. ॥ ૭ ॥

महल्लांगुलयुक्ताय पुरुषाय नमोस्तुते ॥
स्वयंसमुद्रतर्णाय सीतान्वेषणहेतवे ॥ ८ ॥

મહા લાંબી પુચ્છવાળા હે વિરાટરૂપ ! સીતાજીને ધુંઢવા માટે પોતે સમુદ્ર તરીને જનારા ! આપને નમસ્કાર કરીએ છીએ. ॥ ૮ ॥

यदितुष्टो सिदेवेश रामाज्ञा पालकप्रभो ॥
धर्मधीर महावीर स्वरूपंदर्शयस्वनः ॥ ९ ॥

હે રામની આજ્ઞા પાલન કરનારા-ધર્મમાંધીર બુદ્ધીવાળા-હે મહાવીર હે પ્રભો-હે દેવોના સ્વામી ! જો આપ હમારા ઉપર પ્રસન્ન થયા છો તો, આપ જે રૂપથી લંકામાં ગયા હતા તે રૂપના દર્શન હમને કરાવો. ॥ ૯ ॥

प्रतीत्यर्थं महाबाहो किंचिचिन्हं ददस्वनः ॥
एनचिन्हेन दत्तेन सराजा पुण्य भाग्भवेत् ॥ १० ॥

હે મહાબાહો. મારૂતીરાય ! તે આમરાજાને ચમત્કાર માલમ પડે એહવું કંઈ ચિન્હ આપ હમને આપો, કે જે ચમત્કારના જોવાથી રાજા પુણ્ય બુદ્ધીવાળા થાય. ॥ ૧૦ ॥

प्रत्ययेदर्शितेवीर शासनं पालयिष्यति ॥
तवकीर्ति पृथिव्यांतु विस्तारं प्रापयिष्यति ॥ ११ ॥

હે વીર ! જો એ પ્રમાણે ચમત્કાર બતાડયો તો શ્રીરામ ચંદ્રજીના દાનપત્રનું તે માન્ય કરશે અને પૃથ્વીમાં તમારી પણ કીર્તિનો વિસ્તાર થસે. ॥ ૧૧ ॥

શ્રીહનુમાન્૦-ममरूपंमहाकायं मर्त्यचक्षुर्नपश्यति ॥
तेजोमयंमहाघोर मितिजानंतुवाडवाः ॥१२॥

એ પ્રમાણે બ્રાહ્મણોનું વચન સાંભળી, પાછા મારૂતી, બ્રાહ્મણોને કેહેવા લાગ્યા—હે બ્રાહ્મણો ! અરે તે મહાન્ ભયંકર પર્વતાકાર મ્હારૂ સ્વરૂપ તમે મનુષ્ય નેત્રથી જોઈ શકસો નહી. મહા તેજોમય, ભય આપનારૂ, મ્હારૂ તે સ્વરૂપ જાણુજો ॥ ૧૨ ॥

तथापि परयाभक्त्या प्रीतोऽहं सुस्तवादिभिः ॥

वसनान्तरितंरूपं दर्शयिष्यामिपश्यत ॥ १३ ॥

એવું છે તો એ પણ તમારી સ્તુતિથી અને પરમભક્તીથી હું પ્રસન્ન થયો છું. માટે વસ્ત્ર ના આડે મ્હારૂં રૂપ દેખાડુ છું તે જુઓ. ॥ ૧૩ ॥

एवमुक्तेतदाविप्राः सर्वेद्रष्टुंसमुत्सुकाः ॥
वसनान्तरितं कृत्वा चक्षुर्निर्मिलनंकृताः ॥ १४ ॥

એ પ્રમાણે મારૂતીએ જ્યારે કહ્યું ત્યારે તે મોઢ ત્રવિધ બ્રાહ્મણો મારૂતીનું મ્હોટું રૂપ જેવાને ઉત્સુક થયા.અને એક ચાદર આડે બાંધીને આંખો સર્વેએ મીંચી લીધી અને મારૂતીનું ધ્યાન કરવા લાગ્યા. ॥ ૧૪ ॥

अम्बरान्तरितंरूपं ददृशुस्ते शुभाननम् ॥
एवंस्तुति विशेषेण रामवाक्येनयंत्रितः ॥ १५ ॥

રામચંદ્રજીના વાક્યથી પ્રેરણા થઇ છે જેવની એવે મારૂતી ના સ્તુતીથી હર્ષને પ્રાપ્ત થએલા એવ્હા બ્રાહ્મણો તે ચાદરની આડમાં આકાશ પર્યંત ઉંચુ અને સુંદર છે મુખ જેનુ એવ્હા રૂપને જેવા લાગ્યા. ॥ ૧૫ ॥

आविर्बभूवसहसाहनुमानति विक्रमः ॥
विप्राविस्मयमापन्नाः हर्षिताश्च परस्परम् ॥ १६ ॥

હે રાજા ધર્મ ! જે સમયમાં એકાએકી તે બ્રાહ્મણોના સામે મહા પરાક્રમી હનુમાનજીનું સ્વરૂપ પ્રગટ થયું, ત્યારે તે મહાન્ ભયંકર સ્વરૂપને જોઇને-અતિહર્ષને પ્રાપ્ત થએલા સંપૂર્ણ બ્રાહ્મણો આપસ આપસમાં આશ્ચર્યને પ્રાપ્ત થયા. ॥ ૧૬ ॥

कथंचिद्धैर्य मालंब्य वाक्यमूचुः शनैः शनैः ॥
यथोक्तंतुपुराणेषु तत्तथैवहि दृश्यते ॥ १७ ॥

પછી તે બ્રાહ્મણો કંઇક ધૈર્યને પ્રાપ્ત થઇને ધીમે ધીમે

આપસમાં કહેવા લાગ્યા. કે હે ભાઇયો! પુરાણોમાં હનુમાનજીનું જેવું રૂપ કહ્યું છે, તેવાજ રૂપથી તેવ દેખાઈ રહ્યા છે. ॥ ૧૭ ॥

श्रीहनुमान् उ०-उवाचचद्विजान्सर्वान्चक्षुःप्रच्छाद्यसंस्थितान्
फलानीमानि गृण्हध्वं भक्षणार्थं मृपीश्वराः॥१८॥

આંખો મીચીને બેઠેલા બ્રાહ્મણોને મારૂતી કહે છે—હે ઋષીશ્વરો તમે ઘણા દિવસથી ભુકયા છો માટે આ ફલો આપુ છું તે તમે ખાવ. ॥ ૧૮ ॥

इमैस्तु भक्षितैर्विप्राः तृप्तिं परमयास्यथ ॥
क्षुधाक्रान्तै स्तदाविप्रैः कृतंवैफलभक्षणम् ॥ १९ ॥

હે બ્રાહ્મણો ! જો તમે મ્હારા આપેલા આ ફલ ખાશો તો પરમ તૃપ્ત થશો. એ પ્રમાણે મારૂતીએ કહ્યુ ત્યારે તે સંપૂર્ણ બ્રાહ્મણો ભુકયા તો થયલાજ હતા ત્યારે તેવે ઉત્તમ પ્રકારથી ફલો ખાધા. ॥ ૧૯ ॥

भक्षणेच कृते तेपा मतितृप्ति रजायत ॥
पुनराहमहावीर केनस्थाना न्निराकृताः ॥ २० ॥

તે બ્રાહ્મણોએ જ્યારે ફલો ખાધા ત્યરે અતી તૃપ્ત થયા. તે સમયમાં હનુમાનજી મહા ઉગ્રરૂપને ધારણ કરેલા પાછા તે બ્રાહ્મણોને કહે છે હે બ્રાહ્મણો! કહો કહો! કે તમારા સ્થાનમાંથી તમને કોએ હાંકી કહડયા? ॥ ૨૦ ॥

किंकुर्वंती द्विजाः ह्यन्ने स्थानेरामगतेपुरा ॥
ऊचुस्तेत्राह्मणाः सर्वे दुःखपीडित मानसाः ॥ २१ ॥

અને રામચંદ્રજીના ગયા પછી બીજા બ્રાહ્મણો શું કરતા હતા? ત્યારે બ્રાહ્મણો કહે છે—હે મહારાજ! આમ રાજાના દુઃખથી પીડીત થયેલા સઘળા બ્રાહ્મણો ॥ ૨૧ ॥

स्मरणं तवकुर्वंति वर्तन्ते सत्यमंदिरे ॥

विप्राविंशति संख्याका आगताद्य निवर्तिताः ॥२२॥
તમારૂં સ્મરણ કરતા કરતા સત્ય મંદિરમાં રહે છે. તેમાંથી વીસ બ્રાહ્મણો એક અને અગિયાર બ્રાહ્મણો એક હમે જે તમારા કને આવતા હતા તે હમારામાંથી વીસ બ્રાહ્મણો રસ્તામાંથીજ પાછા ગયા. ॥ ૨૨ ॥

गर्वादूचुर्ननः कार्यं स्थानवृत्त्या कथंचन ॥
आमामिधन भूपेन रामदानं प्रलोपितं ॥ २३ ॥
પાછા જનારા વીસ બ્રાહ્મણો તે અભિમાનથી કહેવા લાગ્યા કે હમને તમારા ગ્રામથી, વૃત્તિથી અને કન્યાના લેવડ-દેવડથી હમને કાંઈ કામ નથી. એમ કહી તે પાછા ચાલ્યા ગયા અને હે મારૂતીજી! આમ રાજાએ, રામચંદ્રજીનું આપેલું દાન છિનવી લીધું.૨૩

तदर्थमागताः सर्वे आन्जनेय तवान्तिकम् ॥
अभिज्ञानं किमस्माकं देहित्वंरामवल्लभ ॥ २४ ॥
તેથી હેઅંજનીના પુત્ર મારૂતી! હમે અગિઆરે જણ આપને શરણે આવેલા છિએ. માટે હે રામપ્રિય! આપ હમને કઇ નિશાણી આપો. ॥ ૨૪ ॥

तेषांत्वाकर्ण्य वचनं भुजयोरुभयोरपि ॥
पृथग्रोमाणिसंग्रह्य चकारपुटिकाद्वयम् ॥ २५ ॥
એ પ્રમાણેનું બ્રાહ્મણોનું વચન સાંભળી મારૂતીએ પોતાની બે બગલોમાંથી બે વાળો કાઢયા અને તે એક એક બગલના વાળોની જુદી જુદી બે પડીકિયો—॥ ૨૫ ॥

भूर्जपत्रेण संवेष्ट्य मदनेन गुटितयोः ॥
वामेतुवामकक्षस्थां दक्षिणोत्थांचदक्षिणे ॥ २६ ॥
ભોજપત્રથી વેષ્ટિત કરી મીણથી વાળીને બે ગોળીયો તૈયાર કરી. અને બ્રાહ્મણોને કહ્યું કે, આ ડાબી ગોળીમાં ગ્હારી ડાબી

બગલના વાળ છે અને જમણી ગોળીમાં જમણી બગલના વાળ છે. ॥ ૨૬ ॥

कामदां रामभक्तानां अन्येषां क्षयकारिणीम् ॥
उवाचचयदाराजा ब्रूते चिन्हं प्रदीयताम् ॥
प्रथमातानिदेयानि मुद्रां कृत्वातुशूकरीम् ॥ २७ ॥

આ ગોળીયો રામભકતોના મનોર્થને પૂર્ણ કરનારી અને બીજા દુષ્ટોનો ક્ષય કરનારી છે. હે બ્રાહ્મણો! આ ગોળીયો તમે લો અને રાજા કને જાવ! જ્યારે રાજા તમને પૂછશે કે શું ઓળખાણ લાવ્યા છો? ત્યારે તમે હાથની 'શૂકરી મુદ્રા' (અંગુષ્ટ-તર્જની અને મધ્યમા એ ત્રણેનુ સમેલન ) કરીને આ પેહેલી (ડાબી બગલની) ગોળી રાજાના હાથમા આપજો. ॥ ૨૭ ॥

यानिदत्तानिरोमाणि वामकक्षोद्भवानिच ॥
ज्वालयिष्यतितत्सैन्यं अनिवारकराणिच ॥ २८ ॥

એ ડાબી બગલના વાળ વાળી ગોળી રાજાના સંપૂર્ણ સૈન્યને બાળી નાખશે. આ મ્હારા આપેલા વાળોનું કોઇથી નિવારણ થવાનું નથી. ॥ ૨૮ ॥

अविरोमाणिसंग्रह्य किमर्थमिहचागताः ॥
इति जल्पतिभूपाले नस्थेयंतत्र वाडवैः ॥ २९ ॥

રાજા જ્યારે પડીકી ખોલીને જોશે ત્યારે તેમાં તેને વાળ દેખાશે. ત્યારે રાજા ક્રોધને પ્રાપ્ત થઇ તમને કહેશે કે અરે બ્રાહ્મણો! આ બકરાના વાળ લઈ અહિં તમે શા માટે આવ્યા છો? એ પ્રમાણે રજા જ્યારે કહીને વાળ ફેંકી દેશે તો ફેંકી દેતા માત્રજ ત્યાં અગ્નિ ઉત્પન્ન થશે. માટે તમે ત્યાં તે સમયે રહેવું નહિ. ॥ ૨૯ ॥

भस्मीभाविष्यतितदा गृहं सैन्यं न संशयः ॥
धावन्सनृपतिः पश्चात् गृहीत्वाचरणौचवः ॥ ३० ॥

ત્યારે તેજ વખદ રાજાનું ઘર અને સંપૂર્ણ સૈન્ય બળીને ભસ્મ થઈ જશે એમાં સંશય નહીં એવું થયેથી-જ્યારે રાજા તમારા પાછળ દોડતો આવીને તમારા ચરણ ધરશે ॥ ૩૦ ॥

निपतिष्यतिवैभूमौ तदाशांतिर्भविष्यति ॥
दत्तायांतुद्वितीयायां पुटिकायामितस्ततः ॥ ३१ ॥

અને સાષ્ટાંગ નમસ્કાર કરસે ત્યારે આ મ્હારી બીજી (જમણી બગલવાળી) ગોળી પાછી રાજાને, આમ તેમ ફેંકવા આપશો કે તરતજ શાંતી થશે. ॥ ૩૧ ॥

ब्रुवत्येवं महावीरे ब्राह्मणो मद मोहितः ॥
वत्सगोत्र समुत्पन्नः तदालोचनतत्परः ॥ ३२ ॥

મારૂતી એ પ્રમાણે કહેતા અસતા વત્સ ગોત્રમાં ઉત્પન્ન થયેલો એક બ્રાહ્મણ મદથી મોહીત થઇને :મારૂતીને જોવા માટે તત્પર થયો. ॥ ૩૨ ॥

चक्षुरुद्घाट्य एकं वै सकाणस्तत्क्षणादभूत् ॥
चिन्हंदत्वासाविप्रेभ्यः कपिरंतर धीयत ॥ ३३ ॥

અને એક આંખ ઉઘાડીને મારૂતીને જોવા લાગ્યો તેથી તે તેજ વખદ કાંણો થઈ ગયો [તઈથી કાણોજા મોઢનો ભેદ થયો] મારૂતીએ ચિન્હ (બે ગોળિયો) આપી અંતર્ધાન થઇ ગયા. ૩૩

चक्षुरुद्घाटनं कृत्वा आनंदाश्रु परिप्लुताः ॥
- आन्हिकींते क्रियांचक्रुः तीर्थयात्रा पुरस्सराम् ॥ ३४॥

પછી તે બ્રાહ્મણો આંખો ખોલીને જોવા લાગ્યા. આનંદના અશ્રુઓ તેવની આંખોમાં ભરાઈ આવ્યાં, તીર્થયાત્રા પુરસ્સર-દાદાની પોતાના સ્નાન સંધ્યાદિક ક્રિયા કરવા લાગ્યા. ॥ ૩૪ ॥

फलानां भक्षणात्तेतु सुधापीता इवाभवन् ॥
रामेश्वरस्य पुरतः चक्रुस्ते शयनं द्विजाः ॥ ३५ ॥

તે બ્રાહ્મણોએ, મારૂતીના આપેલા ફલો ખાધા હતા તેથી અમૃતપાન કરેલા સરખા તૃપ્ત થતા હવા. પછી રામેશ્વર મહાદેવના આગળ તે સંપૂર્ણ બ્રાહ્મણો નિદ્રા લેતા હવા. ॥ ૩૫ ॥

यामिन्याः पश्चिमेयामे ब्रह्मयज्ञं प्रचक्रिरे ॥
ब्रह्मघोषेण महता तद्वनं वधिरी कृतम् ॥ ३६ ॥

પછી રાત્રીના પાછલે પહોરે તે બ્રાહ્મણો બ્રહ્મયજ્ઞ કરતા હવા. મહાન્ વેદ ઘોષે કરીને તે વન બધુ બહેરૂં કરી દીધું. ।૩૬।

स्थित्वात्रिरात्रं ते विप्राः गमने कृतवुद्धयः ॥
रात्रौ हनुमताग्रेते इदमूचुः सुभक्तितः ॥ ३७ ॥

તે બ્રાહ્મણો ત્રણ દિવસ ત્યાંજ રહી ધર્મારણ્ય જવાની ઇચ્છા કરતા હવા ત્યારે મહાભક્તિથી રાત્રે હનુમાનજી આગળ કહેવા લાગ્યા.

ब्राह्मणाऊचुः-वयं प्रातर्गमिष्यामो मोहेरं प्रतिवायुज ॥
नविस्मार्या वयंतात क्षम्यतां क्षम्यतामिति ३८

બ્રાહ્મણો કહે છે-હે વાયુના પુત્ર મારૂતી! હમે કાલે વ્હાણે મોઢેરે જાઇશું. હે તાત! હમને વિસરશો નહિ. હમારા અપરાધ ક્ષમા કરો, ક્ષમા કરો! ॥ ૩૮ ॥

इति विज्ञाप्यते सर्वे निद्रामीयुः सुखप्रदाम् ॥
एवं तेकृतकृत्यास्युः भूत्वासुप्त्वा निशा मुखे ॥३९॥

એ પ્રમાણે સર્વ બ્રાહ્મણો મારૂતીને વિનંતી કરીને સુખ આપનારી નિદ્રાને પ્રાપ્ત થતા હવા. એ પ્રમાણે તે લોક કૃતાર્થ થઇ સંધ્યાકાળે નિદ્રા લેતા હવા. ॥ ૩૯ ॥

कृपालुः सचरुद्रात्मा राम शासनपालकः ॥
स्वामिनो ममदासाश्च सन्चिन्त्येवं मुहुर्मुहुः ॥४०॥.

મહારૂદ્રનો અવતાર રામચંદ્રજીની આજ્ઞાને પાળનારા, કૃપાલુ

એવા મારૂતીયે વિચાર કર્યો કે 'આ બ્રાહ્મણો, રામચંદ્રજીના અને મ્હારા દાસ છે.' એ પ્રમાણે વારવાર વિચાર કર્યો. ॥ ૪૦ ॥

ततोनिद्राभि भूतांस्तान् वायुपुत्रेणनोदितः ॥
निशीथे प्रापयामास स्वस्थानं द्विजसत्तमाः ॥ ४१ ॥

એ પ્રમાણે બ્રાહ્મણોને જ્યારે ગાઢ નિદ્રા લાગી ત્યારે મારૂતીએ તે બ્રાહ્મણોને રામેશ્વરમાંથી અર્ધરાત્રીએ ઉચલીને એકદમ મોઢેરામાંજ લાવીને મુકી દીધા. ॥ ૪૧ ॥

षड्भिर्मासैस्तुयःपंथा अतिक्रान्तो द्विजातिभिः ॥
त्रिभिरेवमुहूर्तैस्ते मार्गप्रापुर्द्विजर्षभाः ॥ ४२ ॥

બ્રાહ્મણોએ રામેશ્વર જતી વખતે જે માર્ગ ૬ માસમાં કાપ્યો હતો તે માર્ગ બારજ ઘડીમાં મારૂતીએ એવને નિદ્રામાંજ પોતાની માયાથી ઉચલીને કાપ્યો. ॥ ૪૨ ॥

प्रभातेसुप्रसन्नेतु उत्तिष्ठनपरस्परम् ॥
ऊचुस्ते विस्मितास्सर्वे स्वप्नो किंवा मतिभ्रमः ॥४३॥

પ્રાતઃકાલમાં બ્રાહ્મણો, ( ત્રૈવિદ્યો ) જ્યારે જાગૃત થયા ત્યારે આપસ આપસમાં વિચાર કરવા લાગ્યા કે આપણે કાલે તો રામેશ્વરમાં હતા અને ૨ પ્રહરમાંજ ૬ માસનો માર્ગ કાપી પ્રાતઃ-કાલમાંજ મોઢેરામાં કેમ આવી ગયા ? અરે ! આ શું સ્વપ્ન છે અથવા આપણા મનને ભ્રમતો નથી થયો ? ॥ ૪૩ ॥

अन्तर्बुद्ध्यासमालोक्य प्रभावोवायुजस्यच ॥
आनन्दायामहापीठे प्राप्तः पान्था समुत्थिताः ॥४४॥

પછી આંખો મીંચીને જ્યારે મનમાં મારૂતીનું ધ્યાન કર્યું તો જાણી ગયા કે, આ બધોએ પ્રભાવ મારૂતીરાયનોજ છે એવું જાણી ત્યાંથી ઉઠ્યા અને આનન્દા દેવીના મંદિરમાં આવીને પ્રાપ્ત થયા. ॥ ૪૪ ॥

अयंतुदक्षिणोद्वारः शान्तिपाठोत्र पठ्यते ॥
दृश्यतेचगृहारम्याः शचीपति गृहोपमाः ॥ ४५ ॥

અને કહેવા લાગ્યા–અરે આ તો આપણો આનન્દા દેવીનો દક્ષિણ દ્વાર છે ! અહિં આપણે નિત્ય શાંતિપાઠ ભણીએ છીએ. આ જુઓ ઈંદ્રના ઘેર સરખા આપણા રમણીય ઘરો દેખાઈ રહ્યા છે. ॥ ૪૫ ॥

ददृशुस्ते महास्थानं सोत्कण्ठा हर्षपूरिताः ॥
आश्चर्यं परमंप्रापुः किंजात मितिचिन्तयन् ॥४६॥

મહા હર્ષિત થઈને પોતાના સ્થાનોને જોવા લાગ્યા. અને પરમ આશ્ચર્યને પ્રાપ્ત થયા. અરે! 'આ શું ચમત્કાર છે' એહુ આપસ આપસમાં કહેવા લાગ્યા. ॥ ૪૬ ॥

प्रासादकलशायत्र दृश्यन्ते चातिशोभनाः ॥
एवं ब्रुवत्सुविप्रेषु महाशक्ति प्रपूजकः ॥ ४७ ॥

જુઓ ! આ મંદિરોના સુંદર કલશો અતી શોભાયમાન્ દેખાઈ રહ્યા છે. એ પ્રમાણે બ્રાહ્મણો આપસ આપસમાં વાતો કરે છે, એટલી વારમાં મહાશકતી શ્રી ભટ્ટારિકા માતાની પૂજા કરનારો બ્રાહ્મણ સમૂહ આવી રહ્યો હતો. ॥ ૪૭ ॥

आगतो ब्राह्मणाः पश्यत् तत्र विप्रकदम्बकम् ॥
हर्षितोधावितस्तत्र यत्रविप्राः सभासदः ॥ ४८ ॥

તે બ્રાહ્મણે દુરથી, આ આવેલા બ્રાહ્મણોને જોયા અને મહા હર્ષને પ્રાપ્ત થઇ ત્યાંથી દોડયો અને જે ઠેકાણે આ આવેલા સભાસદ બ્રાહ્મણો હતા તેવની કને આવીને ઉભો થયો–॥ ૪૮ ॥

उवाचादिष्टया भोविप्राः ह्यागताः पथिकोद्विजाः ॥
सतान् संपूज्य वेगात्तु सन्मुखास्तत्र चागताः ॥४९॥

અને કહેવા લાગ્યો—હે માર્ગેથી ચાલીને આવેલા બ્રાહ્મણો!

તમે આવ્યા એ ઘણું સારૂં થયું એમ કહી તે બ્રાહ્મણોનું પૂજન કર્યું, એટલી વારમાં તો દોડતા દોડતા બીજા પણ કંઇક બ્રાહ્મણો આવીને પ્રાપ્ત થયા. ॥ ૪૯ ॥

प्रत्युत्थानाभिवादाभ्यां यथायोग्यं प्रपूज्यच ॥
पपृच्छुःकुशलं तेभ्यो तैरुक्तंच यथाभवत् ॥ ५० ॥

તે દોડીને આવેલા બ્રાહ્મણોને જોઇ, આ સવ બ્રાહ્મણો ઉઠીને ઉભા થયા અને મોઢેરામાંથી આવેલા બ્રાહ્મણોએ તે અગ્યાર બ્રાહ્મણોને નમસ્કાર કર્યા. યથાયોગ્ય તેવનું પુજન કર્યું, અને એવનું કુશલ પ્રશ્ન પુછયું, ત્યારે ઇગ્યાર બ્રાહ્મણો, રસ્તામાં થયેલો સંપુર્ણ વૃત્તાન્ત કહેવા લાગ્યા. ॥ ૫૦ ॥

हरीश्वरस्ययदृत्तं विप्रव्यावृत्ति रेवच ॥
सर्वं विस्तार्य कथितं शीघ्रागमनमात्मनः ॥ ५१ ॥

રામેશ્વરમાં મારૂતી મળ્યા તે વૃત્તાંત અને ચાતુર્વિધ બ્રાહ્મણો પાછા ફર્યા તે વૃત્તાંત સઘળાએ વિસ્તારે કરીને તેવને આગળ કહ્યા અને પોતે જલદી અહીં આવ્યા એનું કારણ એ કે મારૂતીએ સુતાંના સુતાંજ ઉચલીને રામેશ્વરમાંથી મોઢેરામાં હમને લાવીને મુકી દીધા. એ પણ બધાએ વૃત્તાંત કહ્યો. ॥ ૫૧ ॥

पथिकानांवचश्रुत्वा हर्ष पूर्णा द्विजोत्तमाः ॥
संपूज्य विधिवत्सर्वान् पूगताम्बूल कुंकमैः ॥ ५२ ॥

એ પ્રણાણે રામેશ્વરથી આવેલા બ્રાહ્મણોનું વચન સાંભળી મોઢેરામાં રહેલા તેવના જ્ઞાતીના બીજા બ્રાહ્મણો હર્ષ પૂર્ણ થતા હવા ત્યારે બધાએ, રામેશ્વરથી આવેલા બ્રાહ્મણોનું પૂજન-ગંધ, પુષ્પ, તાંબુલ, સોપારી વગેરેથી કરતા હવા. ॥ ૫૨ ॥

शान्तिपाठं पठंतस्तेहृष्टा निजगृहान्ययुः ॥
विमृश्य मिलिताः प्रातः ज्योतिर्विद्भिः प्रतिष्ठिते ॥५३॥

તે સંપુર્ણ બ્રાહ્મણો મળી શાંતિ પાઠ ભણતા ભણતા મહા હર્ષને પ્રાપ્ત થઇ પોતપોતાને ઘેરે આવ્યા. પછી પ્રાતઃકાલમાંજ ઉઠીને બધા મળીને વિચાર કરીને જોશીએ બતાડેલા મુહુર્ત પ્રમાણે—॥ ૫૩ ॥

ब्राह्मे मुहूर्ते चोत्थाय कान्यकुब्जं गता द्विजाः ॥
दोलाभिर्वाहिताः केचित् केचिदश्वैरथैस्तथा ॥ ५४ ॥

બ્રાહ્મ મુહૂર્તમાં કાન્ય કુબ્જ દેશ જવા સારૂ ચાલ્યા, કેટલાક બ્રાહ્મણો પાલખી, મ્યાનો અને ડોલી એમાં બેશીને ચાલ્યા. કોઈ ઘોડાપર અને કોઈ રથમાં બેશીને ચાલ્યા. ॥ ૫૪ ॥

तत्पुरं तु समासाद्य गंगायाः शोभने तटे ॥
अकुर्वन् वसतिं धीराः स्नानदानादि कर्म च ॥ ५५ ॥

તે કાન્ય કુબ્જ દેશમાં પોંચીને ગંગાજીના કાંઠે ઉતર્યા અને પોતાના સ્નાન સંધ્યાદિક કર્મ કરવા લાગ્યા. ॥ ૫૫ ॥

चारेण केनचिद्दृष्टाः कथितं नृप सन्निधौ ॥
अश्वाश्च बहुशो दोलाः रथाश्च बहुशो नृपाः ॥ ५६ ॥

એટલી વારમાં આમ રાજાના એક દૂતે બ્રાહ્મણને જોયા અને ઝટ રાજાને જઇને કહ્યું કે હે રાજા ! ઘોડા, ડોલયો, રથો અને ઘણા બધા બળદો દેખાય છે. ॥ ૫૬ ॥

विप्राणामिह दृश्यन्ते धर्मारण्यनिवासिनाम् ॥
ज्ञायन्ते च समायाताः नृपणोक्तं सभाग्रतः ॥
अभिज्ञानाय ये पूर्वं गताश्च कपिसन्निधौ ॥ ५७ ॥

તે બધાએ ધર્મારણ્યમાં રહેનારા બ્રાહ્મણો દેખાય છે. આ પ્રમાણે દૂતનું વચન સાંભળી આમ રાજા સભાના લોકોને કહે છે કે, જે બ્રાહ્મણો પહેલે નિશાણી લેવા સારૂ મારૂતી કને ગયા હતા તેજ આવ્યા છે એવું લાગે છે. ॥ ૫૭ ॥

इति श्रीस्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने शासनप्राप्तिवर्णनम् नाम त्रयस्त्रिंशोऽध्यायः ॥ ३३ ॥

તમે આવ્યા એ ઘણું સારૂં થયું એમ કહી તે બ્રાહ્મણોનું પૂજન કર્યું, એટલી વારમાં તો દોડતા દોડતા બીજા પણ કંઈક બ્રાહ્મણો આવીને પ્રાપ્ત થયા. ॥ ૪૯ ॥

प्रत्युत्थानाभिवादाभ्यां यथायोग्यं प्रपूज्यच ॥
पपृच्छुःकुशलं तेभ्यो तैरुक्तंच यथाभवत् ॥ ५० ॥

તે દોડીને આવેલા બ્રાહ્મણોને જોઇ, આ સવ બ્રાહ્મણો ઉઠીને ઉભા થયા અને મોઢેરામાંથી આવેલા બ્રાહ્મણોએ તે અગ્યાર બ્રાહ્મણોને નમસ્કાર કર્યા. યથાયોગ્ય તેવનું પુજન કર્યું, અને એવનું કુશલ પ્રશ્ન પુછર્યું, ત્યારે ઇગ્યાર બ્રાહ્મણો, રસ્તામાં થયેલો સંપુર્ણ વૃત્તાન્ત કહેવા લાગ્યા. ॥ ૫૦ ॥

हरीश्वरस्ययद्वृत्तं विप्रव्यावृत्ति रेवच ॥
सर्वं विस्तार्य कथितं शीघ्रागमनमात्मनः ॥ ५१ ॥

રામેશ્વરમાં મારૂતી મળ્યા તે વૃત્તાંત અને ચાતુર્વિદ્ય બ્રાહ્મણો પાછા ફર્યા તે વૃત્તાંત સઘળાએ વિસ્તારે કરીને તેવને આગળ કહ્યા અને પોતે જલદી અહીં આવ્યા એનું કારણ એ કે મારૂતીએ સુતાંના સુતાંજ ઉચલીને રામેશ્વરમાંથી મોઢેરામાં હમને લાવીને મુકી દીધા. એ પણ બધાએ વૃત્તાંત કહ્યો. ॥ ૫૧ ॥

पथिकानांवचश्श्रुत्वा हर्ष पूर्णा द्विजोत्तमाः ॥
संपूज्य विधिवत्सर्वान् पूगताम्बूल कुंकमैः ॥ ५२ ॥

એ પ્રમાણે રામેશ્વરથી આવેલા બ્રાહ્મણોનું વચન સાંભળી મોઢેરામાં રહેલા તેવના જ્ઞાતીના બીજા બ્રાહ્મણો હર્ષ પૂર્ણ થતા હવા ત્યારે બધાએ, રામેશ્વરથી આવેલા બ્રાહ્મણોનું પૂજન-ગંધ, પુષ્પ, તાંબુલ, સોપારી વગેરેથી કરતા હવા. ॥ ૫૨ ॥

शान्तिपाठं पठंतस्तेहृष्टा निजगृहान्ययुः ॥
विमृश्य मिलिताः प्रातः ज्योतिर्विद्भिः प्रतिष्ठिते ॥५३॥

તે સંપુર્ણ બ્રાહ્મણો મળી શાંતિ પાઠ ભણતા ભણતા મહા હર્ષને પ્રાપ્ત થઇ પોતપોતાને ઘેરે આવ્યા, પછી પ્રાતઃકાલમાંજ ઉઠીને બધા મળીને વિચાર કરીને જોશીએ બતાડેલા મુહુત પ્રમાણે—॥ ૫૩ ॥

ब्राह्मे मुहूर्ते चो त्थाय कान्यकुब्जंगताद्विजाः ॥
दोलाभिर्वाहिताः केचित् केचिदश्वैरथैस्तथा ॥ ५४ ॥

બ્રાહ્મ મુહૂર્તમાં કાન્ય કુબ્જ દેશ જવા સારૂ ચાલ્યા, કેટલાક બ્રાહ્મણો પાલખી, મ્યાનો અને ડોલી એમાં બેશીને ચાલ્યા. કોઈ ઘોડાપર અને કોઈ રથમા બેશીને ચાલ્યા. ॥ ૫૪ ॥

तत्पुरं तु समासाद्य गंगायाः शोभनेतटे ॥
अकुर्वन् वसतिं धीराः स्नानदानादि कर्म च ॥ ५५ ॥

તે કાન્ય કુબ્જ દેશમાં પોચીને ગંગાજીના કાંઠે ઉતર્યા અને પોતાના સ્નાન સંધ્યાદિક કર્મ કરવા લાગ્યા. ॥ ૫૫ ॥

चारेण केनचित्दृष्टाः कथितं नृप सन्निधौ ॥
अश्वाश्च बहुशो दोलाः रथाश्च बहुशो वृषाः ॥ ५६ ॥

એટલી વારમાં આમરાજાના એક દૂતે બ્રાહ્મણને જોયા અને ઝટજ રાજાને જઇને કહ્યું કે હે રાજા! ઘોડા, ડોલયો, રથો અને ઘણા બધા બળદો દેખાય છે. ॥ ૫૬ ॥

विप्राणामिहदृश्यन्ते धर्मारण्यनिवासिनाम् ॥
ज्ञायन्ते च समायाताः नृपणोक्तं सभाग्रतः ॥
अभिज्ञानायये पूर्वं गताश्चकपिसन्निधौ ॥ ५७ ॥

તે બધાએ ધર્મારણ્યમાં રહેનારા બ્રાહ્મણો દેખાય છે. આ પ્રમાણે દૂતનું વચન સાંભળી આમ રાજા સભાના લોકોને કહે છે કે, જે બ્રાહ્મણો પહેલે નિશાણી લેવા સારૂ મારૂતી કને ગયા હત તેજ આવ્યા છે એહું લાગે છે. ॥ ૫૭ ॥

इति श्रीस्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने शासनप्राप्तिवर्णनम् नाम त्रयत्रिंशोऽध्यायः ॥ ३३ ॥

व्यासउवाच-ततःप्रभाते विमलेकृत्वा पूर्वान्हिकीं क्रियाः॥
सितवस्त्रपरीधानाः फलहस्तापृथग्पृथक् ॥ १॥

વેદ વ્યાસજી કહે છે—હે ધર્મરાજા ! તે સંપૂર્ણ મોઢ બ્રાહ્મણો-નિર્મલ એવા પ્રાતઃકાલમાં ઉઠીને પ્રાતઃકાલની સ્નાનસંધ્યાદિક વિધિ કરીને ધોળા વસ્ત્ર પહેરીને હાથમાં જુદા જુદા ફલો લઇને ચાલ્યા. ॥ ૧ ॥

संरत्नाङ्गददोर्दंडो अङ्गुलीयक भूपिताः ॥
राजद्वारंतुसम्प्राप्य सन्तथुर्ब्रह्मवादिनः ॥ २ ॥

તે બ્રાહ્મણો રત્નના બાજુબંદો બાહુમાં પહેરીને અને રત્ન જડિત અંગુઠીયો આંગળીયોમાં પહેરીને રાજદ્વાર ઉપર આવીને, બ્રહ્મવાદી એવા તે સંપૂર્ણ બ્રાહ્મણો ઉભા થતા હવા. ॥ ૨ ॥

नृपेणाहूयमानास्ते सम्प्राप्य राजसंसदी ॥
संहृष्ट मानसास्सर्वे अभिज्ञार्थेपुटिंद्रयम् ॥ ३ ॥

ત્યારે બ્રાહ્મણોને રાજાએ તેડયા. ત્યારે બ્રાહ્મણો પણ રાજ મંદિરમાં આવીને હર્ષયુક્ત મનથી બેવે ગોળિયોની પડીકિયો કાઢીને રાજાની ખાત્રી થવા સારૂ-॥ ૩ ॥

नीत्वा विप्रा गतास्तत्र यत्र राजा निपीदति ॥
सिंहासनसमासीनं मंत्रिभिः परिवेष्टितम् ॥ ४ ॥

તે બે ગોળીયો લઇને જે ઠેકાણે રાજા મંત્રીયો સહવર્તમાન સિંહાસનપર બેઠા હતા તે ઠેકાણે જઇને-॥ ૪ ॥

आशीभिरभिवन्द्याथ सूपविष्टोनृपात्मजः ॥
जय शब्दं प्रयुंज्याथ अभिज्ञानं तदा ददुः ॥ ५ ॥

રાજાને આશિર્વાદ આપી નમન કરીને—હે રાજા તમારો જય થાવ! એ પ્રમાણે કહી, રાજાની ખાત્રી થવા સારૂ ( ડાબી બગલના વાળની) ગોળી રાજાના હાથમાં આપતા હવા ॥ ૫ ॥

कर्पीश्वरेणवीरेणदत्तेयंपुटिकातव ॥
अ.ज्ञानं नृप श्रेष्ठ विप्रान्पालय पूर्ववत् ॥ ६ ॥

કહે છે–હે રાજા! મહાવીર મારૂતીએ તમારા મનની ખાત્રી થવા સારૂ આ પડીકી આપી છે તે લો! અને પહેલે સરખુ બ્રાહ્મણોનું પાલન કરો. ॥ ६ ॥

प्रसार्य पुटिका दृष्ट्वा हस्ते धृत्वा नृपेण सा ॥
तत्रस्थैर्यैर्यदादृष्टा कर्बुरा भयदायिनी ॥ ७ ॥

ત્યારે રાજાએ તે પડીકી હાતમાં લઈને ખોલીને જોઇ. તે મહા ભયને આપનારી ચિત્ર વિચિત્ર રંગની, તે સભામાં બેઠેલા લોકોએ પણ જોઈ. ॥ ૭ ॥

ततः क्रोध समाविष्टो राजा वचन मब्रवीत् ॥
अविरोमाणि संग्रह्य किमर्थ मिहचागताः ॥ ८ ॥

ત્યારે રાજાને મહા ક્રોધ ચઢયો અને કહેવા લાગ્યો— અરે આ બકરાના વાળ લઈને હુઈ શા માટે આવ્યા છો? ॥ ૮ ॥

प्रत्ययं इद्रशं दृष्ट्वा मूर्खाः मुह्यन्ति नोवयम् ॥
इत्युक्त्वा प्रक्षिपन्भूमौ तानि सर्वाणि रोपतः ॥ ९ ॥

અરે તમારો આવો ચમત્કાર જોઇને મુર્ખજ મોહને પ્રાપ્ત થશે, હું તો થવાનો નથી. એ પ્રમાણે કહી તે બધાએ વાળ ક્રોધથી પૃથ્વીપર ફેંકી દીધા. ॥ ૯ ॥

यदानमेनेभिज्ञानं तदारिष्टं ददर्श सः ॥
अन्तःपुरेऽग्नि सन्दाहे संज्ञानाशे च दुस्सहम् ॥ १० ॥

રાજાએ જ્યારે તે ચમત્કાર ન માન્યો ત્યારે તો અરિષ્ટ જોવા લાગ્યો. અને એકાએકી રાજાના મહેલમાં અગ્ની લાગી ગયો રાજાની બુદ્ધી પણ બગડી ગઇ. ॥ ૧૦ ॥

भस्मी भवतु तत्सैन्यं इत्युक्त्वा ब्राह्मणा गताः ॥
वायुनानीय मानानि यत्र यत्र गतानि च ॥ ११ ॥

તારૂ તે સૈન્ય પણ ભસ્મ થઇ જાવ ! એ પ્રમાણે કહેતા કહેતા બ્રાહ્મણો ચાલ્યા ગયા, અને વાયરાથી તે વાળો જઇ જઈ ઉડીને ગયા ॥ ૧૧ ॥

अग्निज्वालाकुलं सर्वं संजातं तत्र तत्रह ॥
धावन्स नृपतिः पश्चात् गृहीत्वा चरणौ तदा ॥१२॥

તાઇ તઈ બધુએ અગ્ની જ્વાલાથી વ્યાપ્ત થઈ ગયું. ત્યારે તો રાજા ડર્યો, અરે હું પણ બળી જઇશ ! એવ્હો વિચાર કરી દોડીને તે બ્રાહ્મણોના પગ પકડી લીધા ॥ ૧૨ ॥

विप्राणां चाग्रतो भूमौ मूर्च्छितो निपपातह ॥
विप्रैराश्वासितः सोथ क्षमध्व मिति स ब्रुवन् ॥१३॥

અને બ્રાહ્મણોના સામને મૂર્છા આઇને પૃથ્વી પર પડી ગયો, ત્યારે બ્રાહ્મણોએ રાજાનું સમાધાન કર્યું. પછી તો રાજા હાથ જોડીને બ્રાહ્મણોને કહેવા લાગ્યો-હે મહારાજો ! મ્હારો અપરાધ ક્ષમા કરો. ॥ ૧૩ ॥

अभिज्ञानं ततो मेने विप्र वन्दन पूर्वकम् ॥
उवाच वचनं दीनं राजाविनय तत्परः ॥ १४ ॥

અને બ્રાહ્મણોને નમસ્કાર કરી, તે ચમત્કાર જે હતો તેને માથે ચઢાવ્યો. દીનવચનથી વિનય સાથે રાજા વળી કહેવા લાગ્યો.

वन्हिः संशाम्यतां विप्राः शासनं वो ददाम्यहम् ॥
तस्मिन्नवसरे विप्राः जाता भूपे दयालवः ॥ १५ ॥

હે બ્રાહ્મણો ! તમારા મોઢેરાની તમારી માલકી અને તામ્રપત્ર હું તમને પાછુ આપુ છુ માત્ર આ અગ્નિને શાન્ત કરો ત્યારે તે સમયમાં રાજા ઉપર બ્રાહ્મણોને દયા આવી. ॥ ૧૫ ॥

अन्यायापुटिकाचासीत् सादत्ताशापशान्तये ॥
जीवन्नेवचतत्सैन्यं जातंक्षिप्तेपु रोमसु ॥ १६ ॥

. ત્યારે બ્રાહ્મણોએ બીજી પડીકી ( જમણી બગલના વાળની ) શાપની શાન્તી થવા માટે આપી તેમાંના વાળો ચારે તરફ ફેંક વાથી રાજાનુ સૈન્ય એકદમ જીવતુ થઇ ગયું અને અગ્ની પણ શાન્ત થયો. ॥ ૧૬ ॥

इतश्चेत श्रेष्टमानं संजातं पावकेगते ॥
केनापिकपिनाराज्ञो भग्नंत्रिकलशं पुरा ॥ १७ ॥

અને પાછુ બધુએ જેમનુ તેમ પૂર્વવત્ થઇ ગયું. પેહેલે કોઇ એક વાનરે રાજાના મેહેલપરના તીન કલશોવાળુ એક કલશ તોડી નાખ્યું હતું.ના ૧૭ ॥

जातं तदपिसम्पूर्णं ब्राम्हणेष्वागतपुच ॥
निष्कासितास्तु पाखंडाः जैनशास्त्रप्रयोजकाः ॥१८॥

તે પણ-બ્રાહ્મણોના રાજાને તઇ પાછા આવવાથી જેમનુ તેમ પૂર્વવત્ થઈ ગયું. એહ્વા ચમત્કારો જોઈ રાજાએ તેજ વખદ જૈનશાસ્ત્ર ચલાવનારા પાખંડીયોને કાઢી દીધા. ॥ ૧૮ ॥

पाखंडेपु निवृत्तेपु प्रवृत्तं यज्ञकर्मच ॥
विप्राज्ञाकारिणोलोकाः संजातासन्नृपस्तदा ॥ १९ ॥

એ પ્રમાણે પાખંડમત નિવૃત્ત થએથી પુનઃયજ્ઞ કર્મ થવા લાગ્યા. બીજા લોકો પણ બ્રાહ્મણોની આજ્ઞા પાળવા લાગ્યા અને રાજા પણ સારી બુદ્ધીવાળા થયા. ॥ ૧૯ ॥

विष्णुधर्मं परित्यज्य नान्यं जानन्तिते वृपम् ॥
नवीनंशासनं कृत्वा पूर्ववद्विधि पूर्वकम् ॥ २० ॥

પછી તે રાજા-વિષ્ણુ ધર્મ વિના બીજા ધર્મને ન જાણતા હુવા. અને પેહેલે સરખુંજ વિધપૂર્વક બીજુ તામ્રપત્ર ત્રૈવિદ્ય

બ્રાહ્મણોને લખી દીધું. ॥ ૨૦ ॥

षट्त्रिंशच्चसहस्राणि येऽभुवन् गोभुजः पुरा ॥
तेषांमध्यात्तु संजाता अटवीजावणिक्जनाः॥ २१ ॥

છત્રીસહજાર ગોભુજા વણિકોમાંથી કેટલાક ગોભુજા વણિકો આ આમરાજાના ઉપદ્રવોથી ત્રાસીને અરણ્યમાં જઇને રહ્યા હતા, તેવને-અટવી નામ અરણ્યમાં જે સંતતીયેઃ ઉત્પન્ન થઇ તેવ* અટવીજા ( અરાડજા ) નામથી પ્રસિદ્ધ થયા. ॥ ૨૧ ॥

शुश्रूषार्थं ब्राह्मणानां राज्ञासर्वे निरुपिताः ॥
सदाचारासु निपुणा देवब्राह्मणपूजकाः ॥ २२ ॥

તે અટવીજા વણિકોને આમરાજાએ મોઢ ત્રૈવિદ્ય બ્રાહ્મણોની સેવા માટે સોપ્યા. ત્યારે તે અટવીજા વણિકો સારા આચારવાળા અને દેવતા-બ્રાહ્મણોની પૂજા કરનારા થયા. ॥ ૨૨ ॥

त्यक्त्वा पाखंडमार्गेतु विष्णुभक्ति मुपासते ॥
जान्हवी तीरमासाद्यत्रैविद्या पुजकास्सदा ॥ २३ ॥

તે વણિકો પાખંડ માર્ગનો પરિત્યાગ કરી વિષ્ણુ ભકિત કરવા લાગ્યા. ગંગાજીના કાંઠે નિવાસો કરીને ત્રૈવિદ્ય બ્રાહ્મણોનું પૂજન કરવા લાગ્યા. ॥ ૨૩ ॥

शासनंतु यदादत्तं तेषां वै भक्तिपुर्वकम् ॥
स्थानधर्माच्चचलिताः वाडवास्ते समागताः ॥२४॥

જ્યારે આમરાજાએ ભકતીપૂર્વક તે ત્રૈવિદ્ય બ્રાહ્મણોને દાનપત્ર લખી આપ્યું, ત્યારે તે સમયમાં સ્થાનથી અને ધર્મથી ભ્રષ્ટ થયેલા એવા ચાતુર્વિદ્ય મોઢ બ્રાહ્મણો ત્યાં આવીને પ્રાપ્ત થયા, અને કેહેવા લાગ્યા—કે આમાં હમારો પણ વિભાગ છે અને હમે પણ માલક છીયે. ॥ ૨૪ ॥

* અરાઢજા-અડ્ડાલજા-વિગેરે અપભ્રષ્ટ શબ્દ છે. અટવીજા શબ્દ ખરો છે એ આ શ્લોક ઉપરથી સિદ્ધ થાય છે.

नृपोविज्ञापितो विप्रैः तैरेवक्लेश कारिभिः ॥
येत्यक्तवाचो विप्रेन्द्राः तान्निस्सारयभूपते ॥ २५ ॥

ત્યારે ત્રૈવિધ બ્રાહ્મણો તે સમયમાં કેહેવા લાગ્યા-કેહવે આમાં તથા કોઈજ વાતમા તમારો હિસ્સો નથી. પછી તે લઢ નારા ત્રૈવિધ બ્રાહ્મણોં, રાજાને કેહેવા લાગ્યા-હે રાજા! આ ચાતુર્વિધ બ્રાહ્મણોએ પોતાનુ વચન પાળ્યુ નથી માટે એવને બહાર કાઢી મુકો. ॥ ૨૫ ॥

परस्परं विवादांस्तु संजाता तत्रवृत्तये ॥
न्यायप्रदर्शनार्थंच कारितास्तु सभाश्चतैः ॥२६॥

એ પ્રમાણે વૃત્તિ સારૂ પરસ્પર મહાન્ વિવાદ થયો. ત્યારે ત્રૈવિધ બ્રાહ્મણોએ ન્યાય બતાડવા માટે એક મ્હોટી સભા કરી. અને ચાતુર્વિધના ' દસ્તએવજો ' બતાડયા. ॥ ૨૬ ॥

हस्ताक्षरेपुदृष्टेपु पृथक्त्वमुपपादिनम् ॥
एतच्छ्रुत्वाततोराजा तुला दानंचकारकारह ॥२७॥

ત્યારે સભાના લોકોએ તે દસ્તએવજો જોઈને કહ્યું કે આ ચાતુર્વિધો જુદા છે. વૃત્તિમાં એવનો કઈજ હક નથી. અને આ ત્રૈવિધા જુદા છે વૃત્તિમાં એવનો સંપૂર્ણ હક છે. એ પ્રમાણે સભાના લોકોનુ કેહલુ રાજાએ સાંભળ્યુ, ત્યારે રાજાએ તુલા પુરૂષનુ દાન કર્યું. ૨૭ ॥

दीयमाने तदादाने चातुर्विद्यावभाषिरे ॥
अस्माभिर्हारिताजातिः कथंकुर्मः प्रतिग्रहाम् ॥२८॥

ત્યારે રાજા, તુલાનુ દાન આપવા લાગ્યા ત્યારે ચાતુર્વિધ બ્રાહ્મણો કહે છે-હે રાજા! હમે જ્ઞાતિમાં હારી ગયા ત્યારે હવે હુંગે પ્રતિગ્રહ કેમ કરીયે ॥ ૨૮ ॥

निष्कासितास्तुतेसर्वे स्थानान्मोहेरका द्विजाः ॥
पञ्चदश सहस्राणि वेदवेदाङ्ग पारगाः ॥ २९ ॥

ત્યારે આમરાજાએ, વેદ અને વેદના અંગના પારને જાણુનારા તે પંદરહજાર ચાતુર્વિધ મોઢ બ્રાહ્મણોને તે મોઢેરામાંથી કાઢી દીધા ॥ ૨૯ ॥

आहूयवाडवास्तांस्तु ज्ञातिभेदंचकारसः ॥
त्रैविद्येभ्यश्चपतिताः चातुर्विद्यत्वमागताः ॥ ३० ॥

ત્યારે ત્રૈવિધ મોઢ બ્રાહ્મણોએ ચાતુર્વિધોને તેડ્યા અને જ્ઞાતિનો ભેદ તેજ વખત કર્યો ત્રૈવિધોમાંથી પતીત થયા માટે એ ચાતુર્વિધો કેહેવાયા. ॥ ૩૦ ॥

वणिग्वृत्तेर्नसंबंधो न विवाहश्चतैः सह ॥
ग्रामवृत्तेर्न संबंधो ज्ञातिभेदे कृते सति ॥ ३१ ॥

ત્યારે ત્રૈવિધ બ્રાહ્મણો કહે છે-આજથી વાણિયાઓની વૃત્તિમા ચાતુર્વિધોનો સંબંધ રહ્યો નહિ. તેમજ એવની સાથે કન્યા લેવી દેવી નહી. ગ્રામની વૃત્તીમાં એવનો કાંઇજ સંબંધ નહિ. કારણ આપણો એવનો જ્ઞાતિભેદ થઈ ગયો છે. ॥ ૩૧ ॥

आमोनामतदाराजा दयागंभीरसागरः ॥
धर्म संशय मापन्नो दुःखाक्रान्तोबभूवह ॥ ३२ ॥

જ્યારે એમ બન્યું ત્યારે દયાનો ગંભીર સમુદ્ર એવો આમ રાજા ધર્મના સંશયમાં મહાન્ દુઃખાક્રાન્ત થયો. ॥ ૩૨ ॥

न प्राप्नोतिसुखं कुत्र शैय्यायांचनवागृहे ॥
नचाश्नातिनशृण्वन्तिनकाङ्क्षतिनजल्पति ॥३३॥

તે આમ રાજાને ન શયન કરતા સુખ, ન ઘરમાં સુખ, ન બહાર સુખ, રાજા પોતે ખાય નહિ. પીએ નહિ, કોઇની વાત સાંભળે નહી. ન કોઇ વાતની ઇચ્છા કરે, ન કંઈ બોલે. ॥૩૩॥

प्रातरुत्थायतानेवपपृच्छ ब्राह्मणांकल ॥
आत्मनो दुःख वृत्तान्तं कलहं मोढ ज्ञातिनाम् ॥३४॥

એક દહાડો આમ રાજા પ્રાતઃકાલમાં ઉઠીને પોતાના ગામના બ્રાહ્મણોનેજ પૂછવા લાગ્યા—હે મહારાજો! મ્હારા આત્માના દુઃખનું કારણ, જે મોઢ બ્રાહ્મણોની જ્ઞાતીનો કલેશ, એ કેમ દૂર થાય. ૩૪

ऊचुस्तेभूमिपंराजन् क्षिप्रंवासयवाडवान् ॥
जातिभेदे कृतेप्येषां तेषां दानं यदस्वच ॥ ३५ ॥

એ પ્રમાણે રાજાએ જ્યારે પૂછ્યું ત્યારે રાજાનું વચન સાંભળી બ્રાહ્મણો કહે છે—હે રાજા! તમે જલદી ચાતુર્વિધ બ્રાહ્મણોને રહેવા સારૂ જુદી જગા આપો. તેવની જ્ઞાતીનો ભેદ થયો છે તોએ પણ તેવને તમે દાનો આપો. ॥ ૩૫ ॥

द्विजकोपात्तु राजन्द्र सुखहानिः पदेपदे ॥
आदौकृतयुगेपूर्वं ब्रह्मविष्णुमहेश्वरैः ॥ ३६ ॥

હે રાજેન્દ્ર! બ્રાહ્મણોના કોપથી ડગલે ડગલે મનુષ્યના સુખની હાની થાય છે. પહેલે સત્યયુગમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરે—

स्थापितायेद्विजा राजन् त्रैविद्यास्तेइतिस्मृताः ॥
ततस्त्रेतायुगेरामो जीर्णोद्धारे कृते सति ॥ ३७ ॥

જે બ્રાહ્મણોનું સ્થાપન કર્યું તે ત્રૈવિદ્ય બ્રાહ્મણો કહેવાયા. અને જ્યારે ત્રેતાયુગ આવીને પ્રાપ્ત થયો ત્યારે રામચંદ્રજીએ જીર્ણોદ્ધાર કર્યો અસલ બ્રાહ્મણો સુખી થયા. ॥ ૩૭ ॥

तेषातुद्वापरेपूर्वा स्थितिरेवबभूवह ॥
एवं कलियुगेप्राप्ते तेषांस्थानंहृतं त्वया ॥ ३८ ॥

પછી જ્યારે દ્વાપરયુગ આવીને પ્રાપ્ત થયો ત્યારે તે બ્રાહ્મણોની—ત્રેતાયુગ સરખીજ સ્થિતિ રહી. એ પ્રમાણે જ્યારે કલિયુગ આવીને પ્રાપ્ત થયો ત્યારે તેવનું સ્થાન તમે છિનવી લીધું. ૩૮

तेषांतु वचनं श्रुत्वा राजा दुःखित मानसः ॥
आरुह्य तुरगं श्वेतं ययौ मोहेरकं प्रति ॥ ३९ ॥

એ પ્રમાણે પોતાના ગ્રામના મોઢ બ્રાહ્મણોનું વચન સાંભળી રાજા મનમાં મહાન્ દુઃખિત થયા, ત્યારે તેજ વખત ધોળા ઘોડા ઉપર બેસીને રાજા મોઢેરે ગયા. ॥ ૩૯ ॥

तानासाद्यनमश्चक्रे भक्तियुक्तपरायणः ॥
उवाचवचनंदीनं स्वापराधं स्मरन्किल ॥ ४० ॥

ધર્મારણ્યમાં આવીને મહા ભક્તિથી મોઢ ચાતુર્વિધ બ્રાહ્મણને નમસ્કાર કર્યો. અને દીન વચનથી તેવને રાજા કહેવા લાગ્યા. હે મહારાજો! મ્હારો અપરાધ ક્ષમા કરો. ॥ ૪૦ ॥

पापोऽहं पापकर्माऽहं क्षमध्वं दुष्कृतं मम ॥
विप्राऊचुः-राजन्त्वयाहृतं स्थानं अस्माकं यत्पुरातनं ४१

હું પાપી છું, પાપ કર્મ કરનારો છું, મ્હારા કરેલા ખોટા કર્મોનું આપ ક્ષમા કરો. એ પ્રમાણે વચન સાંભળી બ્રાહ્મણો કહેવા લાગ્યા—હે રાજા! તમે હમારૂ જે જુનુ સ્થાન છિનવી લીધું તેથી આ પ્રમાણે તમારૂં ઉદ્વિગ્નમન થયું છે. ॥ ૪૧ ॥

तस्मात्स्थानं नवं देही शासनं वापरं तथा ॥
राजा उवाच-मयानापहृतंस्थानं ज्ञातिभेदश्च न कृतः ॥४२॥

એટલા માટે હમને બીજું નવું સ્થાન આપો. અને દાનપત્ર પણ બીજુ આપો. એ પ્રમાણે બ્રાહ્મણોએ જ્યારે કહ્યું, ત્યારે રાજા, બ્રાહ્મણોને કહેવા લાગ્યા. કે, મ્હે કાંઇ તમારૂ સ્થાન હરણ કર્યું નથી. તેમજ જ્ઞાતિનો પણ ભેદ કર્યો નથી. ॥ ૪૨ ॥

ग्रामवृत्तिर्नमेलुप्ता एतद्वै देव निर्मितं ॥
स्वयं कृता पराधानां दोषः कस्य न दीयते ॥ ४३ ॥

તમારા ગ્રામની વૃત્તિ પણ મ્હેં દઇ લુટી નથી આ બધું

એ જે થયું તે દેવતાઓનું કરેલું છે. પોતાના કરેલા અપરાધનો દોષ કોઇને દેવો નહિ. ॥ ૪૩ ॥

यथावन्हेर्काष्ट घर्षा द्वन्हिः स्याद्वायु योगतः ॥
भवद्भिस्तु पण प्रोक्तो योभिज्ञानस्य हेतवे ॥ ४४ ॥

જે પ્રમાણે લાકડાઓના ઘસાવાથી વાયુના યોગે કરીને અગ્ની ઉત્પન્ન થાય છે, તેજ પ્રમાણે તમે હનુમાનજીથી ચમત્કાર લાવી આપવો એટલા માટે તમે 'પણ' કર્યો હતો. ॥ ૪૪ ॥

रामेश्वरं न गत्वातु वायु पुत्रस्य हेतवे ॥
व्यावृत्ता वाडवायूयं सेदापः कस्यदीयते ॥४५॥

તે તમે સેતુબંધ રામેશ્વર ન જતા અને હનુમાનજીને ન મળતા અને રસ્તામાંથીજ પાછા ફર્યા તે દોષ કોને દ્યો છો? ॥૪૫॥

अवसाने हरिं स्मृत्वा महापाप युतोऽपि वा ॥
विष्णुलोकं व्रजत्याशु संशयस्तु कथं भवेत् ॥ ४६ ॥

મરતી વખત ભગવાનનું સ્મરણ કરે, તે પુરૂષ મહા પાપથી યુકત હોય તો પણ જલદી વિષ્ણુ લોકમાં જાય છે. એમાં સંશય કેમ થાય? ॥ ૪૬ ॥

महत्पुण्योदय नॄणां बुद्धि श्रेय सिजायते ॥
पापस्योदय कालेच विपरीताहिसा भवेत् ॥ ४७ ॥

જ્યારે મનુષ્યના મહાપુણ્યનો ઉદય થાય ત્યારે ધર્મમાં બુદ્ધી થાય છે. ને જ્યારે પાપનો ઉદય થાય છે ત્યારે પાપની બુદ્ધી થાય છે. ॥ ૪૭ ॥

जन्तून्पालयते यस्तु धर्मेणाति जगत्रये ॥
योन्तरात्मा च भूतानां संशय स्तत्र मोहितः ॥४८॥

તીને લોકમાં અતિધર્મથી જે પુરૂષ જન્તુઓનું [ જીવોનું ] પાલન કરે છે, અને જે ભુતપ્રાણિમાત્રનો અંતરાત્મા છે તે ઠેકાણે

સંશયથી મોહ પ્રાપ્ત થાય છે. ॥ ૪૮ ॥

इंद्रादयोऽमराःसर्वे सनकाद्यास्तपोधनाः
मुक्त्यर्थ मर्चयन्तीह संशय स्तत्रनोदिन　४९ ॥

ઇંદ્રાદિક સંપૂર્ણ દેવતાઓ અને તપરૂપી છત્રવાળા સનકાદિક ઋષિયો મુક્તી મળવા સારૂ ભગવાનનુ પુજન કરે છે તે ઠેકાણે સંશય કહ્યો નથી. ॥ ૪૯ ॥

त्यक्तकर्म क्रियैर्यैश्च निसर्गैः किंकरश्चयः ॥
वेदान्तेमुनिभिश्चिन्त्यः सन्देहस्तत्रनोदितः ॥ ५० ॥

સ્વભાવરૂપી દાસોથી જેવણે કર્મ અને ક્રિયા ત્યાગ કરેલી છે એંહ્વા મુનીજનો વેદાન્તને વિષે પરબ્રહ્મનુ ચિંતન કરે છે ત્યાં સંશયનો ઉદય થતો નથી. ॥ ૫૦ ॥

सहस्रनामतत्तुल्यं रामनामेतिगीयते ॥
तस्मिन्ननिश्चयंकृत्वा कथंसिद्धिर्भवेदिह ॥ ५१ ॥

સહસ્ર નામના તુલ્ય એક રામ નામ કહ્યું છે. તેને વિષે નિશ્ચય ન રાખે તો અહિં કેમ સિદ્ધિની પ્રાપ્તી થાય? ॥ ૫૧ ॥

ममजन्मकृतात्पुण्यादभिज्ञानं ददौहरिः ॥
पाखंडाद्यत्कृतं पापं तंमुष्टंवः प्रणामतः ॥ ५२ ॥

મ્હારા બીજા જન્મના કરેલા પુણ્યથી મારૂતીએ આપેલો ચમત્કાર મને પ્રાપ્ત થયો. અને પાખંડથી મ્હેં જે પાપ કર્યું તે મ્હારૂ પાપ તમને નમસ્કાર કર્યાથી જતુ રહ્યું. ॥ ૫૨ ॥

प्रसीदन्तुभवन्तश्चत्यक्तक्रोधाममाधुना ॥
ब्राह्मणाऊचुः—अवश्यंभाविनोभावाः भवन्तिमहतामपि ॥
एतदेवकृतंसर्वं प्रभुर्यस्सुखदुः खयोः ॥ ५३ ॥

હવે તમે ક્રોધનો પરિત્યાગ કરી મ્હારા ઉપર પ્રસન્ન થાવ!

ત્યારે બ્રાહ્મણો કેહે છે-હે રાજા! જે વાતો અવશ્ય થવાની છે તે મ્હોટાઓને પણ થાય છે, સુખ શું અથવા દુઃખ શું? એ બધુએ દેવતાઓનું કરેલું છે. ॥ ૫૩ ॥

सत्यप्रतिज्ञास्त्रैविद्याः भुंजन्तु रामशासनम् ॥
अस्माकं ह्यपरंदेही स्थानंयत्रवसामहे ॥ ५४ ॥

હે રાજા! એટલા માટે હમારા સંપૂર્ણ ચાતુર્વિંધાનું કેહેવું એ છે કે, ખરી પ્રતિજ્ઞા પાળનારા ત્રૈવિધો રામચંદ્રજીનું આપેલુ ભલે ભોગવે, એમાં હમારી કઈજ તકરાર નથી. હમને તો તમે એક જાદુ સ્થાન આપો. કે જેમાં હમે નિવાસ કરીએ. ॥ ૫૪ ॥

तेषांतुवचनंश्रुत्वासुखमिच्छुर्द्विजन्मनाम् ॥
तेषांस्थानं परंदत्तं सुखवासंतुनामतः ॥ ५५ ॥

આમરાજા એ પ્રમાણે, સુખની ઈચ્છા કરનારા ચાતુર્વિંધ બ્રાહ્મણોનું આવું વચન સાભળી સુખવાસ નામનું મ્હોટું એક ગ્રામ વસાવી તે ચાતુર્વિંધોને રેહેવા માટે આપ્યુ ॥ ૫૫ ॥

हिरण्यं रत्नवासांसि गाश्चकामदुघानृप ॥
श्रद्धयापरयादत्वा मुदास्नेहपराधिपः ॥ ५६ ॥

સુવર્ણ, રત્નો, વસ્ત્રો, કામદુઘા જેવ્હી ગાયો એ બધુએ પરમશ્રદ્ધાથી અને હર્ષથી પ્રેમી આમરાજાએ બ્રાહ્મણોને આપ્યા. ॥૫૬॥

तेबभूवुर्द्विजश्रेष्ठाः चातुर्विद्याः कलौयुगे ॥
त्रयि विद्याश्चते सर्वे धर्मारण्ये प्रतिष्ठिताः ॥ ५७ ॥

તે કલિયુગને વિષે સુખવાસ ગ્રામમાં રેહેનારા ચાતુર્વિંધ કેહેવાયા. અને ધર્મારણ્યમાં રેહેનારા ત્રૈવિધ કેહેવાયા. ॥ ૫૭ ॥

वेदोक्ता आशीसोदत्वा तस्मै राज्ञे महात्मने ॥
रथे रश्वे रुह्य माणाः कृतकृत्या द्विजातयः ॥ ५८ ॥

એ પ્રમાણે બધીએ નિવેરા થયા પછી આમરાજાને સંપૂર્ણ ચાતુર્વિધ બ્રાહ્મણો વેદોક્ત આશિર્વાદ આપીને હાથી અને ઘોડા ઉપર બેસીને મનમાં કૃત્ય કૃત્ય થઇને સુખવાસ પુરને વિષે જતા હવા ॥ ૫૮ ॥

महत्प्रमोद युक्तास्ते स्थिता मोहेरकेपुरे ॥
पौष शुक्ल चतुर्थ्यां तु लब्ध शासनकंद्विजाः॥ ५९॥

અને મહાહર્ષથી ત્રૈવિદ્યો મોઢેરામાં રેહેતા હવા. પૌષ શુદ્ધ ચતુર્થિને દિવસે આમરાજાથી ચાતુર્વિધોને દાન પત્ર મળ્યું ॥૫૯॥

वलिप्रदानंतु कृतं उद्दिश्य कुलदेवतां ॥
वर्षे वर्षे प्रकर्तव्यं वलिदान यथा विधि ॥ ६० ॥

પૌષ શુદ્ધ ચતુર્થિના દિવસે કુલદેવતાના ઉદ્દેશે કરીને બલી દાન આપવુ અને 'પૌષવ્રત' કરવુ. એ પ્રમાણે પ્રતિવર્ષે બલિદાન વિધી કરવો ॥ ૬૦ ॥

तन्मासे तद्दिने चैव वृत्तिनाशोऽन्यथा भवेत् ॥
दैवा दतीत काले चेत् वृद्धि रापद्यते यदा ॥
तदा प्रथमतः कृत्वा पश्चाद्वृद्धि विधीयते ॥ ६१ ॥

પૌષ શુધ્ધ ચતુર્થિના દિવસે આ બલીદાન કરવું. એ પ્રમાણે જો બલિદાન ન કરે તો વૃત્તીનો નાશ થાય, ઇશ્વર ઇચ્છાથી ઘણાક દિવસ પછી જો વૃદ્ધિ કાર્ય આવી પ્રાપ્ત થાય તો પ્રથમ બલિદાન કરીને પછી વૃદ્ધિ કાર્ય કરવું. ॥ ૬૧ ॥

पौषवलिमकृत्वातु श्रौतं स्मार्तं करोतियः ॥
तंतु क्रोध समाविष्टाः निघ्नन्ति कुलदेवताः ॥६२॥

પૌષ શુદ્ધ ચતુર્થિને દિવસે પોષવ્રતનુ જે પુરૂષો બલિદાન કરતા નથી અને યજ્ઞ યાગાદિક કર્મ કરે છે તે પુરૂષના ઉપર કુલ દેવતા ક્રોધને પ્રાપ્ત થઇ તે પુરૂષનો નાશ કરે છે. ॥ ૬૨ ॥

विवाहोत्सवकालेच मौंजीबंधादि कर्मणि ॥
सर्वेषु वृद्धि कालेषु मातंङ्गीं पूजयेद्बुधः ॥ ६३ ॥

વિવાહાદિ ઉત્સવકાલમાં તેમજ યજ્ઞોપવીત આદિ કર્મમાં અને સંપૂર્ણ વૃદ્ધી કાલમાં (સીમંત ઇત્યાદી) બુદ્ધિમાન્ પુરૂષે **માતંગી** કુલદેવીનું પૂજન પહેલું કરવું. ॥ ૬૩ ॥

मोहेरकश्चभङ्गो हि फाल्गुनश्चादिनेकृतः ॥
मलस्नानंतदावर्ज्यं त्रैविद्यैर्मोढवाडवैः ॥ ६४ ॥

ફાલ્ગુન વદ પ્રતિપદાને દિવસે મોઢેરાનો ભગ થયો છે એ. ટલા માટે ત્રૈવિદ્ય મોઢ બ્રાહ્મણોએ મલસ્નાન [તેલ તિલ્લી અને આમળા એખટા કરી શરીરે ચોળીને નહાવું] કરવું નહી. ॥ ૬૪ ॥

अत्राश्चर्यमभूदेकं तच्छृणुष्व महामते ॥
आसीत्कश्चित्पुरारक्षो रुद्रालब्धवरोनृप ॥ ६५ ॥

વેદવ્યાસજી કહે છે—હે મહા બુદ્ધિમાન રાજા ધર્મ! એટલી વારમાં ત્યાં એક આશ્ચર્ય થયું, તે હું તમને કહુ છું તે સાંભળો. પહેલે કોઇ એક રાક્ષસ—મહાદેવજીના 'વર' પ્રદાનથી મહા ઉગ્ર રૂપ હતો. ॥ ૬૫ ॥

मोहेरकादुत्तरतो वटवृक्षसमाश्रयः ॥
पाणिग्रहणकालेसः जहारवरकन्यकाम् ॥ ६६ ॥

મોઢેરાથી ઉત્તર દિશામાં એક વડનું ઝાડ હતુ ત્યાં તે રહેતો હતો. જ્યારે ત્યાં મોઢેરામાં વિવાહ થાય ત્યારે તે રાક્ષસ આવીને વર અને કન્યાનું હરણ કરી લઈ જાય. ॥ ૬૬ ॥

एवंबहुवरान्कन्यां जहारसदुराशयः ॥
ततः कालेनकियतादेवीं भट्टारिकांतदा ॥ ६७ ॥

એ પ્રમાણે તે દુષ્ટ રાક્ષસ ઘણાક વરો અને કન્યાઓનું

હરણ કરતો હતો એ પ્રમાણે હરણ કરતા કરતા જ્યારે ઘણા દિવસ થઇ ગયા ત્યારે શ્રીમાતા ભટ્ટારિકાની—॥ ૬૭ ॥

द्विजाः विज्ञापयामासुः बहुपुजापुरस्सरम् ॥
ततस्तुष्टावदद्देवी द्विजान्भट्टारिकातदा ॥ ६८ ॥

બ્રાહ્મણો વિનન્તી કરવા લાગ્યા, જ્યારે ઘણીક પૂજાઓ કરી ત્યારે સંતોષને પામેલા શ્રીમાતા ભટ્ટારિકા બ્રાહ્મણોને કહેવા લાગ્યા.॥૬૮॥

श्रीभट्टारिकाउ०—उद्विग्नमनसायूयं किमर्थ मिहचागताः ॥
किंनुकार्यंतुभवतां कथ्यतामचिरेणतत ॥६९॥

ભટ્ટારિકા કહે છે—હે બ્રાહ્મણો! તમે ઉદાસ મન થઇ અહિં શા માટે આવેલા છો. તમારૂં શું કાર્ય છે તે તરત કહો. ॥ ૬૯ ॥

द्विजाऊचुः—अस्माकंदम्पतींमातः पाणिग्रहणयोगतः ॥
हरतेतन्नजानीमः तद्रक्षांकर्तु मर्हसि ॥ ७० ॥

ત્યારે બ્રાહ્મણો કહે છે-હે માતા! હમારા વર-કન્યાઓનું જ્યારે પાણિ ગ્રહણ થાય છે તેજ વખત તે વર-કન્યાઓનું કોણ હરણ કરી લઇ જાય છે? તે હમે જાણતા નથી. એટલા માટે હે માતા! આપ હમારી રક્ષા કરવા યોગ્ય છો. ॥ ૭૦ ॥

तथेत्युक्त्वा तदा देवी तत्रैवान्तरधीयत ॥
पुनर्विवाहे संप्राप्ते तद्रक्षो दम्पतीं तदा ॥ ७१ ॥

બ્રાહ્મણોનુ એવ્હુ વચન સાંભળી શ્રીમાતા ભટ્ટારિકા કહે છે-હે બ્રાહ્મણો! 'ઘણું સારૂં' એ પ્રમાણે કહી ત્યાંથી અંતર્ધાન થતા હવા પુનઃ જ્યારે તેવમાં વિવાહ આવી પ્રાપ્ત થયો ત્યારે તે દમ્પ-તીનું હરણ કરવા રાક્ષસ પણ પાછો આવ્યો, ॥ ૭૧ ॥

आवेदिका गतो हृत्वा तत्रैवान्तर धीयत ॥
ततः सुदुःखिता विप्राःपुनर्देवी मुपस्थिताः ॥ ७२ ॥

રાક્ષસ આવીને લગ્નની વેદીમાંથી વર કન્યાનું હરણ કરીને

અંતર્ધાન થઈ ગયો. ત્યારે બ્રાહ્મણો મહા દુઃખી થયા અને પાછા માતાજી કને આવી પ્રાપ્ત થયા. ॥ ૭૨ ॥

आवेदयं ततवृत्तान्तं दम्पती हरणादिकं ॥
ततः क्रोध समाविष्टा देवी शूलं समा ददे ॥७३॥

અને વર કન્યાના હરણનો બધો વૃત્તાન્ત કહ્યો. ત્યારે માતાજી મહા ક્રોધને પ્રાપ્ત થઈને હાતમા ત્રિશલ ધારણ કરતા હવા. ॥૭૩॥

ययुधेरक्षसातेन दिनानिसुबहून्यपि ॥
ततोभट्टारिकाश्रान्ता चिरंयुद्धसमाकुला ॥ ७४ ॥

અને તે રાક્ષસથી શ્રી માતા ભટ્ટારીકા યુદ્ધ કરવા લાગ્યા ત્યારે ઘણા દાહ્ડા યુદ્ધ કરતા કરતા શ્રી માતા થાકી ગયા. ॥ ૭૪ ॥

निद्राप्रापातथाग्लाना सुष्वापवटसन्निधौ ॥
तदातद्देहसम्भूता मातंगी रक्तलोचना ॥ ७५ ॥

અને નિદ્રા પ્રાપ્ત થઇ તેમજ ગ્લાન પણ થઈ ગયા, ત્યારે વડના ઝાડ કને પોતે સુઈ ગયા તે સમયમાં સુતેલા ભટ્ટારીકા માતાના શરીરમાંથી લાલ નેત્ર વાળી માતંગી નામની દેવી ઉત્પન્ન થઈ.૭૫.

मदाघूर्णितलोलाक्षी रक्तपुष्पाम्बरावृता ॥
तद्रक्षः पीडयमास बलेन महतानृप ॥ ७६ ॥

કે જેના, મદ થકી મહા ચંચળ નેત્ર છે અને લાલ પુષ્પની માલા પેહેરેલી એવ્હી માતંગી દેવી પોતાના મહાબલે કરીને તે રાક્ષસને પીડા કરવા લાગી. ॥ ૭૬ ॥

सतद्रक्षो निहत्याशु वटवृक्षमुपाश्रिता ॥
ततोनिद्रां विहायाशु प्रबुद्धाआदियोगिनी ॥७७॥

વડના ઝાડનો આશ્રય કરેલો છે જેને એવી માતંગી દેવી જલદીજ તે રાક્ષસને મારી નાખતી હવી. ત્યાર પછી આદિયોગિની ભટ્ટારિકા નિદ્રાનો પરીત્યાગ કરતા હવા ॥ ૭૭ ॥

देवी भट्टारिका दृष्ट्वा हर्त रक्षोमुदान्विता ॥
अचिन्त्ययत्केनहतो राक्षसो बलगर्वितः ॥ ७८ ॥

દેવી ભટ્ટારીકા માતાએ, મરેલા રાક્ષસ જોઈને મહા હર્ષથી વિચાર કરવા લાગ્યા, કે આવો બલે કરીને ગર્વમાં આવેલો રાક્ષસ કોણે માર્યો. ॥ ૭૮ ॥

मातङ्ग्यानिहितं ज्ञात्वादेवीध्यानप्रभावतः ॥
उवाचविप्रान् भद्रंवो जातंरक्षोविनाशनं ॥ ७९ ॥

પછી શ્રીમાતા ભટ્ટારિકાએ ધ્યાનના પ્રભાવથી જોયું ત્યારે 'માતંગીએ માર્યો' એવું જાણી શ્રીમાતા-બ્રાહ્મણોને કેહેવા લાગ્યા કે, હે બ્રાહ્મણો ! તમારૂં કલ્યાણ થાવ ! તમને દુઃખદેનારો રાક્ષસ મરી ગયો. ॥ ૭૯ ॥

अद्यप्रभृतिविप्रेन्द्राः भवद्भिःस्वगृहेषुच ॥
विवाहोत्सवकालेषु मौन्जीचूडादिकर्मसु ॥ ८० ॥

માટે હે બ્રાહ્મણો ! આજથી તમે પોત પોતાના ઘરોને વિષે વિવાહ, ઉત્સવ, જનોઇ અને મુંડન ઈત્યાદિ કર્મોને વિષે ॥૮૦॥

महोत्सवेषुसर्वेषुमातङ्गी पुज्यतांद्विजाः ॥
श्वेतवस्त्रपरीधाना पानपात्रधरापरा ॥ ८१ ॥

સર્વે મહોત્સવો પ્રાપ્ત થયા અસતા તમે 'માતંગી પૂજન' અવશ્ય કરવું.-શ્વેતવસ્ત્ર જેણે પેહેરેલું છે, હાથમાં પાનપાત્ર જેણે ધારણ કરેલું છે—॥ ૮૧ ॥

जोत्रकंटक सूर्पादि शिरसाबिभ्रतिशुभा ॥
अष्टादशभुजादेवि सारमेयकरातथा ॥ ८२ ॥

જોત્રા, ઝાડુ-સૂપડુ માથે ધારણ કર્યા છે જેણે, મહાશોભાયમાન્, અરાઢભુજાવાળી, અને કુત્રા ઉપર હાથ મુકેલી ॥ ૮૨ ॥

पूजनीयाद्विजवरैः मातङ्गीमदविन्हला ॥
इत्युक्त्वासातदादेवि तत्रैवान्तरधीयत ॥ ८३ ॥

એન્હી મદથી વિન્હલ થએલી માતંગીદેવીનું પૂજન કરવું.' શ્રીમાતા ભટ્ટારિકે—એ પ્રમાણે બ્રાહ્મણોને કહી ત્યંજ અંતર્ધાન થતા હવા. ॥ ૮૩ ॥

अतःपुज्या द्विजैर्देवी मातङ्गीवट सन्निधौ ॥
विवाहादिपुकालेषु कुलरक्षण कारिणी ॥ ८४ ॥

વેદવ્યાસજી, ધર્મરાજાને કેહે છે—હે રાજા ! એટલાજ માટે મોઢ બ્રાહ્મણોએ વિવાહાદિક કાલને વિષે પોતાના કુલનું રક્ષણ કરનારી માતંગી માતાનુ-વડના ઝાડ નીચે પુજન કરવુ. ॥ ૮૪ ॥

मातङ्गीमदपूर्णाक्षीं सूर्प जोत्रादिधारिणीम् ॥
योनपूजयतेवृद्धौ तत्कुलंयाति संक्षयम् ॥ ८५ ॥

મદે કરીને પુર્ણ છે નેત્ર જેના, સૂપડું અને જોત્રાને ધારણ કરનારી એવી માતંગી દેવીનુ પુજન, જે બ્રાહ્મણ પોતાના કુલનું વૃદ્ધિનુ કાર્ય આવી પ્રપ્ત થયું અસતા નથી કરતા તેનું કુલ નાશને પામે છે. ॥ ૮૫ ॥

अतएवसदापूज्या मातङ्गी वृद्धिहेतवे ॥
नानाबलिप्रदानेन मोढानांकुलदेवता ॥ ८६ ॥

એટલાજ માટે પોતાના કુલની વૃદ્ધિ થવા સારૂ, મોઢોની કુલદેવતા જે માતંગીદેવી એનનુ પુજન નાના પ્રકારના બલિદાને કરીને સદાએ કરવુ. ॥ ૮૬ ॥

ततोद्विजास्तांसम्पूज्य मोढानांकुलदेवताम् ॥
गीतवादित्रनिर्घोषैः वेदध्वनिपुरस्सरम् ॥
धर्मारण्यं प्रविविशुः हृष्टाःप्राप्तमनोरथाः ॥ ८७ ॥

એ પ્રમાણે શ્રી માતા ભટ્ટારિકાથી બ્રાહ્મણોનુ બોલવુ થયા

પછી, મોઢોની કુલદેવતા શ્રીમાતા ભટ્ટારિકા એવનુ પુજન ગીત ગાઇને, વાજણો વગાડીને વેદના મંત્રો ભણીને કરી, મહાન્ હર્ષને પ્રાપ્ત થઇ, મનોર્થ જેવના પૂર્ણ થયા છે એવ્હા ત્રૈવિધ મોઢ બ્રાહ્મણો ધર્મારણ્યમાં પ્રવેશ કરતા હવા. ॥ ૮૭ ॥

इति श्रीस्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने
ब्राह्मण प्रत्यागमनोनाम चतुस्त्रिंशोऽध्यायः ॥ ३४ ॥



व्यासउ०–निष्कासितास्तु ये विप्राःआमराज्ञास्वशासनात्॥
पंचदशसहस्राणि ययुस्तेसुखवासकम् ॥ १ ॥

વેદવ્યાસજી કહે છે–આમરાજાએ પોતાની સિક્ષાથી ૧૫ હજાર ચાતુર્વિધ બ્રાહ્મણો ધર્મારણ્યમાંથી કાઢયા તે સુખવાસપુર નામના ગામમાં ગયા. ॥ ૧ ॥

रामाज्ञालोप कलुषात् हनुमत्शापयोगतः ॥
मानाद्विप्रावमानाच्च स्थानभ्रष्टास्तदाभवत् ॥ २ ॥

રામચંદ્રજીની આજ્ઞા ન પાળવાથી તેમજ હનુમાનના શાપથી પોતાના અભિમાનથી ત્રૈવિધ બ્રાહ્મણોનુ અપમાન કર્યાથી ચાતુર્વિધ બ્રાહ્મણો સ્થાન ભ્રષ્ટ થતા હવા. ॥ ૨ ॥

स्वमार्गान्पालयामासुः स्वधर्मे निरताःद्विजाः ॥
वेदवेदांङ्ग विदुषो नियमव्रतचारिणः ॥ ३ ॥

તે ચાતુર્વિધ બ્રાહ્મણો પોતાના ધર્મનુ પાલન કરવા લાગ્યા, અને પોતાનાજ ધર્મમાં તત્પર રહેતા હવા. વેદ અને વેદના અંગને વિષે મહાજ્ઞાની થતા હવા, અને નીયમથી વ્રત આચરણ કરવા લાગ્યા. ॥ ૩ ॥

चातुर्विद्यास्तुतेविप्राः सुखवासकमागताः ॥
वसतिंतत्ररम्याच चक्रिरेतेद्विजोत्तमाः ॥ ४ ॥

ચાતુર્વિધ બ્રાહ્મણો સુખવાસ નામના ગામ આવીને ત્યાં પોતાની રમણીય વસ્તી કરવા લાગ્યા. ॥ ૪ ॥

येचविंशतिसंख्याका रामशासनलिप्सया ॥
हनुमन्तं प्रतिगता व्यावृत्तापुनरागताः ॥ ५ ॥

જે, વીસ ચાતુર્વિધ બ્રાહ્મણો-રામચંદ્રનું આપેલું દાન પાછું પ્રાપ્ત થાય એવી ઇચ્છાથી હનુમાનજી કને જતા હતા તે પાછા ફરીને આવ્યા ॥ ૫ ॥

तेषांदोषैःसमस्तास्ते स्थानभ्रंशत्व मागताः ॥
कियत्कालेगते तेषां विरोधः समपद्यत ॥ ६ ॥

તે વીસ બ્રાહ્મણોના દોષથી બધાએ પંધર હજાર ચાતુર્વિધ બ્રાહ્મણો સ્થાનભ્રષ્ટ થઈ ગયા. એ વાતને કઈક દિવસ વિત્યા પછી તેમના આપસ આપસમાંજ વિરોધ ઉત્પન્ન થયો. ॥ ૬ ॥

भिन्नाचाराश्चपतिताद्वेष संशयमागताः ॥
वारस्त्रीगुरवःकेचित् केचिदेकाशनाद्विजाः ॥ ७ ॥

ત્યારે તે વિરોધથી કેટલાએક આચાર ભ્રષ્ટ થઇ ગયા, કેટલાએક પતિત થયા, કેટલાએક દ્વેષ અને સશય કરવા લાગ્યા, કેટલાએક વારાંગનાના ગુરૂ થયા. કેટલાએક એકાશન ( એક વખત ખાઇને રહેનારા ) થતા હવા તે અગ્યારસણા મોઢ કહેવાયા. ॥ ૭ ॥

सीतापुरेतुवसतिं केचिच्चक्रुर्निरामयाः ॥
साभ्रमत्यास्तटेकेचित् यत्रकुत्रव्यवस्थिताः ॥ ८ ॥

પછી તેવમાંથી કેટલાએક સીતાપુરને વિષે જઇને પોતાની સુખે કરી વસ્તી કરવા લાગ્યા. કેટલાએક સાભ્રમતી નદીના કાંઠે જેને જ્યાં ફાવ્યું ત્યાં નિવાસ કરતા હવા. ॥ ૮ ॥

केचिन्मल्लाश्रसंजाता बाहुयुद्धविशारदाः ॥
मल्लाना निम्बजाशक्तिः वृत्तिबाह्याश्चतेभवन् ॥ ९ ॥

કેટલાએક મલ્લવિદ્યા કરવા લાગ્યા તે *મલ્લ થયા. તેવની કુલદેવી **નિંબજા** શકતી છે. તે પણ વૃત્તીથી બાહ્ય થયા. ॥૯॥

यदातेपांपरं दत्तं स्थानंवैसुखवासकम् ॥
पुनस्तेपिगतासद्यः रुक्मि सीते पुरेस्वयम् ॥ १० ॥

જ્યારે તેવને સુખવાસ નામનું પુર આપ્યું તોએ પણ તેજ વખદ પાછા રૂક્મિપુર અને સીતાપુરમાં જઇને રહેવા લાગ્યા. ૧૦

षट्च पंचाशत ग्रामादत्तास्तु पुनरागते ॥
आमेण मोढविप्राणां निवासंतेपुचक्रिरे ॥ ११ ॥

તે મોઢ બ્રાહ્મણો પાછા આમ રાજા કને આવ્યા ત્યારે આમ રાજાએ તે બ્રાહ્મણોને રહેવા સારૂ છપ્પન ગામો વળી પાછા આપ્યા. ત્યારે તે છપ્પન ગામોમાં તે બ્રાહ્મણો રહેવા લાગ્યા. ॥ ૧૧ ॥

इदमूचुर्वासकाले ब्राह्मणास्तेपुनर्वचः ॥
नास्माकं वणिजां वृत्तिःग्रामवृत्तिर्हि किंचन ॥१२॥

જ્યારે આમ રાજાના ગામોમાં રહેવા લાગ્યા ત્યારે આમ રાજાને બ્રાહ્મણો કહેવા લાગ્યા—હે રાજા! નતો હમને વાણિયાઓની વૃત્તિ છે ન ગ્રામની વૃત્તિ છે. ॥ ૧૨ ॥

तेपुग्रामेपुवैविप्रा चातुर्विद्या द्विजोत्तमाः ॥
स्वकर्मनिरताःशान्ताःमीमांसायांकृतश्रमाः ॥१३॥

તે ગ્રામોમાં જે સારા સારા ચાતુર્વિદ્ય બ્રાહ્મણો રહેતા હતા. તે પોતાના કર્મમાં કુશલ શાન્તવૃત્તીવાળા અને મીમાંસા શાસ્ત્રમાં કુશલ હતા. ॥ ૧૩ ॥

---

* અહીંયાં મલ્લમોઢનો ભેદ ચાલ્યો.

त्रयिविद्यद्विजानांच गोधनं बहुलंऽभवत् ॥
चारणार्थकुमाराश्च मूर्खा संकल्पिताःद्विजैः ॥१४॥

જ્યારે ત્રૈવિધ બ્રાહ્મણોની ગાયો ઘણી બધી થઇ ત્યારે તે ગાયોને ચરાવવા માટે મૂર્ખ અને ભણતા ન્હોતા એવા છોકરાઓને લગાડયા. ॥ ૧૪ ॥

गंभीराख्या समीपेते चारयन्ती दिवानिशम् ॥
शठा युवाकुमारास्ते गोधनं चारयंतिच ॥ १५ ॥

ગંભીર નામની નદીના કાંઠે તે રાત્રદિવસ ગાયો ચરાવ્યા કરે. ત્રિવેદી બ્રાહ્મણોના શઠ અને જુવાન છોકરાઓ જ્યારે એ પ્રમાણે ગાયો ચરાવવા જાય—॥ ૧૫ ॥

भोजनार्थं च तेषांवै कुमार्यो विधवास्तथा ॥
अन्नपानादिकं काले प्रापयन्तीसुसंस्कृतम् ॥१६॥

તે છોકરાઓના ખાવા સારૂ બાર–ચૌદ વર્ષની જુવાન વિધવા છોકરીયો ખાવા પીવાના પદાર્થો લઇને સારી રસોઇ કરીને જંગલમાં પોચાડયા કરે. ॥ ૧૬ ॥

कुर्वंति भोजनं तत्र यत्र घोषो महानभूत् ॥
स्नानसंध्यादिकंकृत्वा युवानस्तेद्विजात्मजाः ॥१७॥

હવે તે તરૂણ બ્રાહ્મણોના છોકરાઓ, જે ઠેકાણે ગાયોની ખિરક હતી તે ઠેકાણે સ્નાન સંધ્યાદિક કર્મ કરીને ભોજન કર્યા કરે. ૧૭

एवं संवर्तमानानां तेषां ताभिः परस्परम् ॥
हास्यवक्रोक्तिकरणं जातंतत्रपरस्परम् ॥ १८ ॥

એ પ્રમાણે ક્રમ ઘણા દિવસ સુધી ચાલ્યો. પછી તો તેવના આપસ આપસમાં જુવાન વિધવા છોકરીઓ સાથે હાસ્ય વિનોદ થવા લાગ્યા. ॥ ૧૮ ॥

मिलिताबुभुजुस्ताभिः प्रीतिर्जातातिनिश्चला ॥
कामभावश्चसंजातः कुमाराणांवनान्तरे ॥ १९ ॥

અને પછી મળીને ખાવા પીવા લાગ્યા. એમ કરતા કરતા તે વનમાં બ્રાહ્મણોના છોકરાઓની તેમજ વિધવા છોકરીયોની મહા પ્રીતી થઇ અને કામભાવ ઉત્પન્ન થયો. ॥ ૧૯ ॥

नित्यं ताभिः समं सर्वे चिक्रिडुः काममोहिताः ॥
नविदुःपितरस्तासां तेषांचैव द्विजन्मनां ॥ २० ॥

એ પ્રમાણે બધાએ કામ મોહિત થઈ ક્રીડા કરવા લાગ્યા. એ વાતને નતો તે વિધવા છોકરીયોના બાપ જાણે નતો છોકરાઓના બાપ જાણે. ॥ ૨૦ ॥

मासाः कतिचित्संजाताः क्रीडतांचपरस्परम् ॥
गर्भवत्यश्चसंजाताः कुमार्योविधवास्तथा ॥ २१ ॥

એ પ્રમાણે એવને આપ આપસમા ક્રીડા કરતા કરતા કઈક માસો થઇ ગયા. પછી તો તે વિધવા કન્યાઓ ગર્ભવતીયો થઇ. ॥ ૨૧ ॥

ज्ञातंतुपितृभिस्सर्वैः मिलितैर्ब्राह्मणैस्तथा ॥
विचारश्चकृतास्तैस्तु किंकर्तव्यमतः परम् ॥ २२ ॥

પછી તો એ વાત તેવના મા–બાપો એ જાણી ત્યારે સ ઘળા બ્રાહ્મણો એકઠા થયા અને વિચાર કરવા લાગ્યા કે હવે શું કરવું ? ॥ ૨૨ ॥

वृद्धाः शिष्ठाश्च सम्प्राप्ताः सभातत्रकृताशुभा ॥
ऊचुस्तेब्राह्मणास्सर्वे विमृश्यचपरस्परम् ॥२३॥

વૃદ્ધ અને શિષ્ઠ લોકો આવીને પ્રાપ્ત થયા. અને તેવને એક સુંદર સભા મેળવી, પછી તે બ્રાહ્મણો આપસ આપસમાં વિચાર કરીને કેહેવા લાગ્યા ॥ ૨૩ ॥

धर्मशास्त्रंनिरीक्ष्याथ देशधर्मंतु सम्मतम् ॥
कालधर्मं समालोक्य वाक्यान्याहुर्द्विजोत्तमाः ॥२४॥

તેમજ તે વૃદ્ધોએ ધર્મશાસ્ત્ર જોયું અને માન્ય એવો પોતાના દેશનો ધર્મ જોયો. તેજ પ્રમાણે કાલનો પણ ધર્મ જોઇને કેહેવા લાગ્યા—॥ ૨૪ ॥

किंकर्तव्यंद्विजाः ब्रूत संजाते धर्मसंकटे ॥
पक्षपातोन कर्तव्यः क्लेशमूलं यतोभवेत् ॥ २५ ॥

કહો બ્રાહ્મણો ! ધર્મ સંકટ આવીને પ્રાપ્ત થયું છે. હવે શું કરવું ? કોઇએ કોઇનો પક્ષપાત કરવો નહી. અને જો પક્ષપાત કરશે તો કલેશનુ મૂલ થશે. ॥ ૨૫ ॥

धर्मः संरक्षणीयोद्य यथानसंकरो भवेत् ॥
कन्याः संदूपिताःकामं विधवाश्चप्रदूपिताः ॥ २६ ॥

માટે આજજ વર્ણનોસંકર થાય નહિં અને ધર્મરક્ષણ થાય એવું કરવું. જુઓ ! કન્યાઓ, વિધવાઓ દુષિત થઇ ગઇ. ૨૬

कानीनागोलकाश्चैव बालकाः सन्त्यनेकशः ॥
तेपिसंरक्षणीयावै मातृभिः पालितास्तथा ॥ २७ ॥

હવે એ કન્યાઓથી 'કાનીન' અને 'ગોલક' એવા અનેક બાલકો થશે. માતાઓ તેવનુ પાલન કરશે અને આપણે તેવનુ સંરક્ષણ કરવું. ॥ ૨૭ ॥

इत्थमामंत्र्यतेविप्रा प्रत्यूचुस्ते समाहिताः ॥
तेभ्यःकन्याश्चरण्डाश्च दीयतामितिनिश्चयः ॥ २८ ॥

તે સંપૂર્ણ વૃદ્ધ બ્રાહ્મણો આપસમાં આવો વિચાર કરીને પાછા કેહેવા લાગ્યા કે, તેજ છોકરાઓને રંડાઓની છોકરીઓ આપવી. ॥ ૨૮ ॥

गृहस्थास्तेभवन्त्वद्य कुमाराधर्म विप्लुताः ॥
धेनुजाख्यांगमिष्यन्ति लोकेविप्राधमाअपि ॥२९॥

ધર્મના વિરોધથી ઉત્પન્ન થએલા તે બાલકો ગૃહસ્થાશ્રમી થાવ! તેવ બ્રાહ્મણોમા અધમ છે તો એ પણ લોકોને વિષે ધેનુજામોઢ નામથી વિખ્યાત થાવ! ॥ ૨૯ ॥

एवं भेदः समभवन् नानामोढद्विजन्मनाम् ॥
युगानुसारी कालेन ज्ञातीनांचवृपस्यच ॥ ३० ॥

એ પ્રમાણે મોઢાની જ્ઞાતીના યુગના ધર્મે કરીને અને કાલે કરીને નાના પ્રકારના ભેદો થયા તેમ ધર્મના પણ ભેદો થયા. ૩૦

इति श्रीस्कंदपुराणे पातालखण्डे धर्मारण्योपाख्याने जातिभेद वर्णनम् नाम पञ्चत्रिंशोऽध्यायः ॥ ३५ ॥

---

ધર્મ ઉવાચ–ज्ञातिभेदेतुसंजाते तस्मिन् मोहेरकेपुरे ॥
त्रैविद्यैःकिंकृतंब्रह्मन् तन्ममाचक्ष्व पृच्छतः ॥१॥

ધર્મરાજા, વેદવ્યાસજીને કહે છે–હે બ્રહ્મન્! તે મોઢેરામાં આ પ્રમાણે જ્ઞાતિનો ભેદ થયો તે પછી આગળ મોઢ ત્રૈવિધ બ્રાહ્મણો એ શુ કર્યું ? તે હું આપથી પુછુ છુ માટે કૃપા કરી મને કહો. ૧

વ્યાસ ઉવાચ– स्वस्थानेवाडवाः सर्वे हर्ष निर्भर मानसाः॥
अग्निहोत्रयुताःकेचित् केचित्यज्ञपरायणाः॥२॥

એ પ્રમાણનું ધર્મ રાજાનુ પ્રશ્ન શ્રવણ કરી, વેદ વ્યાસજી ધર્મ રાજાને કહે છે–હે રાજા! બધાએ બ્રાહ્મણો પોતાના સ્થાન ધર્મારણ્યને વિષે મહા આનંદ મનથી હર્ષથી ભરેલા કેટલાએક 'અગ્નિહોત્ર' લઈને રહેતા હવા અને કેટલાએક યજ્ઞ કરવા લાગ્યા. ૨

केपिचाग्नि समाधानाः केपिस्मार्ता निरन्तरम् ॥
पुराणन्यायवेत्तारो वेद वेदाङ्गवादिनः ॥३

કેટલાએક બ્રાહ્મણો ચાતુર્માસ્યાદિક યજ્ઞ કરવા માટે અગ્નીનુ આરાધન કરવા લાગ્યા. કેટલાએક સ્માર્ત કર્મ નિરંતર કરવા લાગ્યા—કેટલાક બ્રાહ્મણો પુરાણ, ન્યાયશાસ્ત્રને જાણનારા વેદ અને વેદના અંગનો વાદ કરવા લાગ્યા. ॥ ૩ ॥

सुखेन स्वान्स्वान्पुत्रान्वै कुर्वंतुब्रह्मवादिनः
एवंधर्मयुताचारं कुर्वतां कुशलात्मनाम् ॥ ४ ॥

અને કેટલાએક બ્રાહ્મણો પોતાના બાલકોને બ્રહ્મવાદમાં નિપુણ કરતા હવા એ પ્રમાણે તે કુશલ બ્રાહ્મણો ધર્મયુક્ત આચારથી ચાલવા લાગ્યા. ॥ ૪ ॥

प्राप्तेकलियुगेघोरे लुप्तंतेपांतु शासनम् ॥
लोका विध्वंसिभिर्म्लेच्छैः निर्दयैर्प्राणिघातकैः ॥५॥

એ પ્રમાણે ચાલતા ચાલતા જ્યારે કલીયુગ આવીને પ્રાપ્ત થયો ત્યારે લોકોનો નાશ કરનારા, નિર્દય અને પ્રાણીનો ઘાત કરનારા એહ્વા મ્લેચ્છ રાજાઓથી બ્રાહ્મણોનુ દાનપત્ર લુંટાઇ ગયું. ૫

सम्भूयमिलिताःसर्वे पुण्येमोहेरकेपुरे ॥
आलोच्य धर्मशास्त्राणि निबंधसहितानिच ॥ ६ ॥

ત્યારે બધાએ મોઢ બ્રાહ્મણો પુણ્યરૂપ ધર્મારણ્યમાં મળીને નિબંધો સહિત ધર્મશાસ્ત્રને જોવા લાગ્યા. ॥ ૬ ॥

अस्माकंदृश्यतेह्यद्य वर्णसंकरभीतिनः ॥
पंचदशसहस्राणां निरीक्ष्यह्यनिबंधतां ॥ ७ ॥

વર્ણસંકરની ભીતિવાળા હમે, પંધરહજાર ચાતુર્વિધ મોઢ બ્રાહ્મણોના નિબંધ તુટી ગએલા જોઇને હવે હમને આગળ એહવું જણાય છે કે, ॥ ૭ ॥

नष्टाभविष्यतीनूनं कुलाचारास्तथैवच ॥

मीमांसकादित्रैविद्याः धर्मरक्षणहेतवे ॥
अवदत्तच्चशास्त्रेभ्यः पुरादेवियथावदत् ॥ ८ ॥

કુલાચારો નષ્ટ થશે ! એ પ્રમાણે—મીમાંસા શાસ્રને જાણુનારા ત્રૈવિધ મોઢ બ્રાહ્મણો, ધર્મના રક્ષણ માટે દેવીએ જેવું પેહેલે કહ્યુ હતું તેમ કેહેવા લાગ્યા. ॥ ૮ ॥

स्थानाचारान्कुलाचारान् यानूचेसर्वसन्निधौ ॥
तत्वास्तान्प्रविचार्याथ भीतास्मकलिमोहिताः ॥ ९ ॥

અધિદેવીએ સર્વના સન્નિધ જે સ્થાનાચાર કુલાચાર કહ્યા છે તે તત્વોનો વિચાર કરીને કલીથી મોહને પ્રાપ્ત થઇ ભીતિને પ્રાપ્ત થયા છીએ. ॥ ૯ ॥

व्यासउवाच—अधिदेव्यायदुक्तंय द्धर्मशास्त्र स्थितंपुनः ॥
परंपरागतंधर्मं ऊचुस्ते वाडवोत्तमाः ॥ १० ॥

વેદવ્યાસજી કેહે છે–હે ધર્મરાજા ! ધર્મશાસ્રમાં લખેલો અને શ્રીમાતાએ કહેલો તેમજ પરંપરાથી ચાલતો આવેલો ધર્મ—તે મોઢ બ્રાહ્મણો પુનઃ આપઆપસમા કેહેવા લાગ્યા. ॥ ૧૦ ॥

ब्राह्मणाऊचुः—यस्यदोपः समुत्पन्नो व्यभिचारात्तुज्ञातितः
तस्यदण्डो विधेयस्तु यथोक्तोविधिवद्द्विजैः ॥११॥

બ્રાહ્મણો કેહે છે–ન્યાતના વ્યભિચારથી જે દોષ ઉત્પન્ન થાય, તેને, બ્રાહ્મણો જે કહે તે દંડ દેવો. ॥ ૧૧ ॥

यस्ययोनिंनविंदेत स्थानं त्रिपुरुषंकुलम् ॥
कन्यादानेपितृःश्राद्धे न वृणीतकदाचन ॥ १२ ॥

જેના માતાપિતા અને સસરા એ તીન કુલના પુરૂષોનું જ્ઞાન થતું નથી, જેના સ્થાનનું જ્ઞાન થતુ નથી એવ્હા પુરૂષોનું કન્યાદાનને વિષે અને પિતુશ્રદ્ધાને વિષે કદાપી વરૂણ કરવું નહીં ॥૧૨॥

यस्यदोपस्तुहत्यायाः समुद्भूतो विधेर्वशात् ॥
दण्डस्तुविधिवत्तस्य कर्तव्यो शास्त्रवेदिभिः ॥ १३ ॥

જે પુરૂષને પ્રારબ્ધ યોગથી કોઇ પ્રકારને હત્યાનો દોષ ઘડે તો શાસ્ત્રને જાણનારાઓએ શાસ્ત્રમાં જોઇને યથાયોગ્ય દંડ કરવો. ॥ ૧૩ ॥ ,

अगम्यागमनाद्यस्य दोपमुत्पद्यते यदा ॥
तस्यदण्डः प्रदेयोवै आर्यैस्त्रैविद्यजातिभिः ॥ १४ ॥

જ્યારે જે પુરૂષને અગમ્યાને વિષે ગમન કર્યાંનો દોષ લાગે ત્યારે તે પુરૂષને ત્રૈવિદ્ય મોઢ બ્રાહ્મણોએ શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે દંડ દેવો. ॥ ૧૪ ॥

यःकरोति द्विजोन्यस्त्री संग्रहंकाममोहितः ॥
तस्यत्यागस्तुकर्तव्यो ज्ञातिभिस्सहवान्धवैः ॥ १५ ॥

જે પુરૂષ કામથી મોહિત થઇ અન્ય સ્ત્રી રાખે તે પુરૂષનો પારત્યાગ-જ્ઞાતીના ભાઇબંધોએ કરવો. ॥ ૧૫ ॥

कृते परित्यजेद्देशं त्रेतायां ग्राममुत्सृजेत् ॥
द्वापरेकुलमेकं तु कर्तारं तु कलौत्यजेत् ॥ १६ ॥

સત્યયુગમાં પાપ કરનાર પુરૂષને દેશમાંથી કાઢી દેતા હતા, ત્રેતાયુગમા તેને ગામમાંથી કાઢી દેતા હતા, દ્વાપરમાં તેના કુલને ત્યાગ કરતા હતા અને કલીયુગમાં તો ફક્ત પાપ કરનાર પુરૂષનોજ ત્યાગ કરવો. ॥ ૧૬ ॥

यथाधेनुसहस्रेपु वत्सोविंदतिमातरम् ॥
तथा पूर्व कृतं कर्म कर्तार मनुगच्छति ॥ १७ ॥

જે પ્રમાણે વાછરડો હજારો ગાયોમા જેમ પોતાની માનેજ ધુંઢી કાઢે છે તેમ પૂર્વ જન્મમાં કરેલું પાપ કર્તા પુરૂષનાજ પછ ગાડે લાગે છે. ॥ ૧૭ ॥

હૃદયવાળો, સારી બુદ્ધીવાળો અને નાના પ્રકારની વિચિત્ર ભાષાઓનો વિસ્તાર કરનારો. ॥ ૨૭ ॥

एवंविधाहिभवति पत्रलेखकधर्मवित् ॥
नानालीपीकाराभिज्ञः शोभनाक्षरचित्रवित् ॥२८॥

તેમજ ધર્મને જાણનારો, નાના પ્રકારની લીપીની કલાને જાણનારો, સારા અક્ષરવાળો ચિત્ર લેખને જાણનારો એહ્વો પત્ર લખનાર જોઇએ. ॥ ૨૮ ॥

श्रीरामदूतकस्याग्रे कुर्यान्न्यायविनिर्णयम् ॥
केवलंधर्म बुद्धयाचपक्षपातं विवर्जयेत् ॥ २९ ॥

મોઢ માત્ર એ પોતાના ન્યાયનો નિર્ણય કેવલ ધર્મ બુદ્ધિથીજ શ્રી રામદૂત મારૂતી આગળ કરવો અને કોઇએ કોઇનો પક્ષપાત કરવો નહી. ॥ ૨૯ ॥

तत्कुर्वन्तिष्ठतातावत् यावतसर्वसुसम्मतं ॥
आकारितास्तुये विप्रा सभायां न समेतिचेत् ॥३०॥

મધ્યસ્તપણુ ત્યાર સુધી કરે કે જ્યાર સુધી તે ન્યાય સર્વને માન્ય થાય જે બ્રાહ્મણોને સભાનુ તેડુ મોકલ્યુ હોય અને તે બ્રાહ્મણો જો સભામા ન આવે તો—॥ ૩૦ ॥

न तस्यवाक्यं श्रोतव्यं निर्णितार्थ विचारणे ॥
आशिर्वादस्तुतैः कार्यः स्थानेह्यस्मिन भवन्तिवै ॥३१॥

यस्यदोपस्तुहत्यायाः समुद्भूतो विधेर्वशात् ॥
दण्डस्तुविधिवत्तस्य कर्तव्यो शास्त्रवेदिभिः ॥ १३ ॥

જે પુરૂષને પ્રારબ્ધ યોગથી કોઇ પ્રકારનો હત્યાનો દોષ ઘડે તો શાસ્ત્રને જાણનારાઓએ શાસ્ત્રમાં જોઇને યથાયોગ્ય દંડ કરવો. ॥ ૧૩ ॥

अगम्यागमनाद्यस्य दोपमुत्पद्यते यदा ॥
तस्यदण्डः प्रदेयोवै आर्यैस्त्रैविद्यजातिभिः ॥ १४ ॥

જ્યારે જે પુરૂષને અગમ્યાને વિષે ગમન કર્યાનો દોષ લાગે ત્યારે તે પુરૂષને ત્રૈવિદ્ય મોઢ બ્રાહ્મણોએ શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે દંડ દેવો. ॥ ૧૪ ॥

यःकरोति द्विजोन्यस्त्री संग्रहंकाममोहितः ॥
तस्यत्यागस्तुकर्तव्यो ज्ञातिभिस्सहबान्धवैः ॥ १५ ॥

જે પુરૂષ કામથી મોહિત થઇ અન્ય સ્ત્રી રાખે તે પુરૂષનો પારત્યાગ-જ્ઞાતીના ભાઇબંધોએ કરવો. ॥ ૧૫ ॥

कृते परित्यजेद्देशं त्रेतायां ग्राममुत्सृजेत् ॥
द्वापरेकुलमेकं तु कर्तारं तु कलौत्यजेत् ॥ १६ ॥

સત્યયુગમાં પાપ કરનાર પુરૂષને દેશમાંથી કાઢી દેતા હતા, ત્રેતાયુગમાં તેને ગામમાંથી કાઢી દેતા હતા, દ્વાપરમાં તેના કુલનો ત્યાગ કરતા હતા અને કલીયુગમાં તો ફક્ત પાપ કરનાર પુરૂષનોજ ત્યાગ કરવો. ॥ ૧૬ ॥

यथाधेनुसहस्रेपु वत्सोविंदतिमातरम् ॥
तथा पूर्वे कृतं कर्म कर्तार मनुगच्छंति ॥ १७ ॥

જે પ્રમાણે વાછરડો હજારો ગાયોમાં જેમ પોતાની માનેજ ધુંઢી કાઢે છે તેમ પૂર્વજન્મમાં કરેલું પાપ કર્તા પુરૂષનાજ પછ ાડે લાગે છે. ॥ ૧૭ ॥

मीमांसकादित्रैविद्याः धर्मरक्षणहेतवे ॥
अवदत्तचशास्त्रेभ्यः पुरादेवियथावदत् ॥ ८ ॥

કુલાચારો નષ્ટ થશે ! એ પ્રમાણે–મીમાંસા શાસ્રને જાણનારા ત્રૈવિદ્ય મોઢ બ્રાહ્મણો, ધર્મના રક્ષણ માટે દેવીએ જેવું પેહેલે કહ્યુ હતું તેમ કેહેવા લાગ્યા. ॥ ૮ ॥

स्थानाचारान्कुलाचारान् यानूचेसर्वसन्निधौ ॥
तत्वास्तान्प्रविचार्याथ भीतास्मकलिमोहिताः ॥ ९ ॥

અધિદેવીએ સર્વના સન્નિધ જે સ્થાનાચાર કુલાચાર કહ્યા છે તે તત્વોનો વિચાર કરીને કલીથી મોહને પ્રાપ્ત થઇ ભીતિને પ્રાપ્ત થયા છીએ. ॥ ૯ ॥

व्यासउवाच–अधिदेव्यायदुक्तंय द्धर्मशास्त्र स्थितंपुनः ॥
परंपरागतंधर्मं ऊचुस्ते वाडवोत्तमाः ॥ १० ॥

વેદવ્યાસજી કેહે છે–હે ધર્મરાજા ! ધર્મશાસ્રમાં લખેલો અને શ્રીમાતાએ કહેલો તેમજ પરંપરાથી ચાલતો આવેલો ધર્મ—તે મોઢ બ્રાહ્મણો પુનઃ આપઆપસમા કેહેવા લાગ્યા. ॥ ૧૦ ॥

ब्राह्मणाऊचुः–यस्यदोषः समुत्पन्नो व्यभिचारात्तुज्ञातितः
तस्यदण्डो विधेयस्तु यथोक्तोविधिवद्द्विजैः ॥ ११ ॥

બ્રાહ્મણો કેહે છે—ન્યાતના વ્યભિચારથી જે દોષ ઉત્પન્ન થાય, તેને, બ્રાહ્મણો જે કહે તે દંડ દેવો. ॥ ૧૧ ॥

यस्ययोनिंनविंदेत स्थानं त्रिपुरुषंकुलम् ॥
कन्यादानेपितृःश्राद्धे न वृणीतकदाचन ॥ १२ ॥

જેના માતાપિતા અને સસરા એ તીન કુલના પુરૂષોનું જ્ઞાન થતું નથી, જેના સ્થાનનું જ્ઞાન થતુ નથી એવ્હા પુરૂષોનું કન્યાદાનને વિષે અને પિતુશ્રદ્ધાને વિષે કદાપી વરૂણ કરવું નહીં ॥ ૧૨ ॥

यस्यदोषस्तुहत्यायाः समुद्भूतो विधेर्वशात् ॥
दण्डस्तुविधिवत्तस्य कर्तव्यो शास्त्रवेदिभिः ॥ १३ ॥

જે પુરૂષને પ્રારબ્ધ યોગથી કોઇ પ્રકારનો હત્યાનો દોષ ઘડે તો શાસ્ત્રને જાણનારાઓએ શાસ્ત્રમાં જોઇને યથાયોગ્ય દંડ કરવો. ॥ ૧૩ ॥

अगम्यागमनाद्यस्य दोषमुत्पद्यते यदा ॥
तस्यदण्डः प्रदेयोवै आर्यैस्त्रैविद्यजातिभिः ॥ १४ ॥

જ્યારે જે પુરૂષને અગમ્યાને વિષે ગમન કર્યાનો દોષ લાગે ત્યારે તે પુરૂષને ત્રૈવિધ મોઢ બ્રાહ્મણોએ શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે દંડ દેવો. ॥ ૧૪ ॥

यःकरोति द्विजोन्यस्त्री संग्रहंकाममोहितः ॥
तस्यत्यागस्तुकर्तव्यो ज्ञातिभिस्सहबान्धवैः ॥ १५ ॥

જે પુરૂષ કામથી મોહિત થઇ અન્ય સ્ત્રી રાખે તે પુરૂષનો પારત્યાગ-જ્ઞાતીના ભાઇબંધોએ કરવો. ॥ ૧૫ ॥

कृते परित्यजेद्देशं त्रेतायां ग्राममुत्सृजेत् ॥
द्वापरेकुलमेकं तु कर्तारं तु कलौत्यजेत् ॥ १६ ॥

સત્યયુગમાં પાપ કરનાર પુરૂષને દેશમાંથી કાઢી દેતા હતા, ત્રેતાયુગમાં તેને ગામમાંથી કાઢી દેતા હતા, દ્વાપરમાં તેના કુલનો ત્યાગ કરતા હતા અને કલીયુગમાં તો ફક્ત પાપ કરનાર પુરૂષનોજ ત્યાગ કરવો. ॥ ૧૬ ॥

यथाधेनुसहस्रेषु वत्सोविंदतिमातरम् ॥
तथा पूर्व कृतं कर्म कर्तार मनुगच्छंति ॥ १७ ॥

જે પ્રમાણે વાછરડો હજારો ગાયોમાં જેમ પોતાની માનેજ ધુંઢી કાઢે છે તેમ પૂર્વ જન્મમાં કરેલું પાપ કર્તા પુરૂષનાજ પછ વાડે લાગે છે. ॥ ૧૭ ॥

एवं ज्ञात्वा द्विजैः सर्वैः त्रैविद्य मोढ जातिभिः ॥
रक्षणीयकुलंधर्मं सुख संतान वृद्धये ॥ १८ ॥

ત્રૈવિધ મોઢાએ એ પ્રમાણે જાણીને બધાઓએ પોતાના કુલનું રક્ષણ કરવું, તેમજ સુખ અને સંતાનની વૃદ્ધી માટે પોતાના પોતાના કુલ ધર્મનું રક્ષણ કરવું. ॥ ૧૮ ॥.

त्यजे देकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत् ॥
ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथवीं त्यजेत् ॥१९॥

જો પોતાના એક પુરૂષના ત્યાગ કરવાથી કુલ વચતુ હોય તો તે માટે એક પુરૂષનો ત્યાગ કરવો, જો કદી પોતા કુલના ત્યાગથી ગામ વચતુ હોય તો ગામને વચાવા સારૂ પોતાના કુલનો ત્યાગ કરવો અને ગામના ત્યાગ કરવાથી જો મ્હોટું શહેર વચતુ હોય તો ગામનો ત્યાગ કરવો, તેજ પ્રમાણે પૃથ્વીનો ત્યાગ કરવાથી જો પોતાના આત્માને સુખ થતુ હોય તો પોતાના આત્માના સુખ માટે પૃથ્વીનો ત્યાગ કરવો. ॥ ૧૯ ॥

यःकरोतिद्विजोमोहात् अन्यजातास्त्रियासह ॥
विवाहं सबहिः कार्यो व्यवहारात् गृहादपि ॥२०॥

જે મોઢ ત્રૈવિધ બ્રાહ્મણ બીજા વર્ણની સ્ત્રી સાથે જો વિવાહ કરે તો તેને પણ આપણી ન્યાતના વ્યવહારમાંથી તેમજ ઘરમાથી બહાર કાઢી દેવો. ॥ ૨૦ ॥

अन्याये न्याय वादी स्यात् निर्दोष दूषण प्रदः ॥
अकरे करकर्ता च गोसहस्रवधस्मृतः ॥ २१ ॥

જે પુરૂષ અન્યાયને ન્યાય કહે, નિર્દોષિને દૂષણ લગાડે, જેનાથી કર લેવા ન ઘટે તેને વિષે કર બેસાડે તો તે પુરૂષને હજાર ગોવધનું પ્રાયશ્ચિત કહ્યું છે. ॥ ૨૧ ॥

मोहेरक महास्थाने न्यायान्याय विनिर्णयं ॥
श्रीमदार्यत्रयीवेत्ता लोकानामाज्ञया विना ॥ २२ ॥

ધર્મારણ્ય મહાસ્થાનને વિષે ન્યાય અને અન્યાયનો નિર્ણય વેદ ત્રયિને જાણનારા લોકોની આજ્ઞા વિના—॥ ૨૨ ॥

धर्मज्ञानैवकुर्वंती शिष्टानांमतमीदृशम् ॥
महास्थानस्यधर्मोयं पारं पर्य क्रमागतः ॥ २३ ॥

ધર્મને જાણનારા ન્યાય અન્યાયનો નિર્ણય કરતા નથી. એવો મ્હોટા (વૃદ્ધ) લોકોનો મત છે. અને મહાન્ મહાન્ સ્થલો છે તેવનો આ ધર્મ પરંપરાથી આ પ્રમાણેજ ચાલતો આવ્યો છે.।૨૩।

एकेचित्कोपिदक्षश्चेत् सर्वशास्त्रविशारदः ॥
समः शत्रौचमित्रेच जितः क्रोधोउभावपि ॥२४॥

કોઈક ચતુર પુરૂષ હોય અને તે સર્વ શાસ્ત્ર જાણતો હોય તે તો શત્રુને વિષે અને મિત્રને વિષે સમાન બુદ્ધિ વાળો હોય. તેમજ બેવેને વિષે જીતેલા ક્રોધવાળો હોય. ॥ ૨૪ ॥

वाङ्मीदक्षः प्रसन्नात्मासुस्वरः श्रुतधारकः ॥
खेटज्ञोचतुरोयस्तुमध्यस्थः परिकीर्तितः ॥२५॥

સારૂ બોલનારો, મહાચતુર, કુશલ, પ્રસન્નાત્મા, સારા સ્વર વાળો, શાસ્ત્રને જાણનારો તેમજ કુત્સિત પુરૂષને જાણનારો એવ્હો પુરૂષ મધસ્થિ કરનારો કહ્યો છે. ॥ ૨૫ ॥

धर्मशास्त्रस्यवक्तारः कुलीनश्च समासदः ॥
क्षमासारोवृत्तवन्तो वृद्धाश्चदृढवुद्धयः ॥ २६ ॥

અને સભાસદ-ધર્મશાસ્ત્રને કહેનારા, કુલીન, ક્ષમાવાન, સર્વ વૃત્તાન્તને જાણનારા, વૃદ્ધ અને દ્રઢબુદ્ધિવાળા જોઇએ. ॥ ૨૬ ॥

शब्दार्थ विद्वेदविचादक्षः प्रसन्नगंभीर सरस्वतीकः ॥
निर्देशकारीसुहृदःसुमेधा भाषांविचित्रां विविधांतनोति२७

શબ્દના અર્થને જાણનારો, વેદના વિચારમાં ચતુર, પ્રસન્ન રહેનારો, ગંભીર, સરસ્વતીનો ભક્ત, આજ્ઞા પ્રમાણે કરનારો, સારા

હૃદયવાળો, સારી બુદ્ધીવાળો અને નાના પ્રકારની વિચિત્ર ભાષાઓનો વિસ્તાર કરનારો. ॥ ૨૭ ॥

एवंविधाहिभवति पत्रलेखकधर्मवित् ॥
नानालीपीकाराभिज्ञः शोभनाक्षरचित्रवित् ॥२८॥

તેમજ ધર્મને જાણનારો, નાના પ્રકારની લીપીની કલાને જાણનારો, સારા અક્ષરવાળો ચિત્ર લેખને જાણનારો એવો પત્ર લખનાર જોઇએ. ॥ ૨૮ ॥

श्रीरामदूतकस्याग्रे कुर्यान्न्यायविनिर्णयम् ॥
केवलंधर्म बुद्धयाचपक्षपातं विवर्जयेत् ॥ २९ ॥

મોઢ માત્ર એ પોતાના ન્યાયનો નિર્ણય કેવલ ધર્મ બુદ્ધિથીજ શ્રી રામદૂત મારૂતી આગળ કરવો અને કોઇએ કોઇનો પક્ષપાત કરવો નહી. ॥ ૨૯ ॥

तत्कुर्वन्तिष्ठतातावत् यावत्सर्वसुसम्मतं ॥
आकारितास्तुये विप्रा सभायां न समेतिचेत् ॥३०॥

મધ્યસ્તપણું ત્યાર સુધી કરે કે જ્યાર સુધી તે ન્યાય સર્વને માન્ય થાય. જે બ્રાહ્મણોને સભાનુ તેડુ મોકલ્યુ હોય અને તે બ્રાહ્મણો જો સભામાં ન આવે તો—॥ ૩૦ ॥

न तस्यवाक्यं श्रोतव्यं निर्णितार्थ विचारणे ॥
आशिर्वादस्तुतैः कार्यः स्थानेह्यस्मिन् भवन्तिवै ॥३१॥

સભાના લોકોએ નિર્ણય કરેલા અર્થના વિચારવામાં તેનુ કેહેવું સાંભળવુ નહી. અને સભામાં જે લોકો બેઠેલા હોય તે લોકોયે તેને આશિર્વાદ આપવો. ॥ ૩૧ ॥

स्थानादन्यत्र वासीच कुरुते निग्रहो यदी ॥
स्थानातिक्रम दोपोत्थो दण्डस्तस्य विधीयते ॥३२॥

પોતાના રેહેવાના સ્થાનનો પરિત્યાગ કરીને જો લઢાઈ કરે તો તે પુરૂષને સ્થાનના 'અતિક્રમદોષ' નો દંડ દેવો. ॥ ૩૨ ॥

यस्यवक्रात्तु क्रियते ज्ञाति निर्दोपकारनं ॥
आशिर्वादस्तुदातव्यो ज्ञातिधर्मकृते सति ॥ ३३ ॥

જે પુરૂષના મુખથી જ્ઞાતિનુ નિર્દોષ કરવું થાય, તે પુરૂષને જ્ઞાતિધર્મ રાખ્યાથી આશિરવાદ આપવો. ॥ ૩૩ ॥

यस्य संग्रहणीभार्या सगोत्राचयविग्रहा ॥
महापातकिनौ ह्येतौ पतितौज्ञातिधर्मतः ॥ ३४ ॥

જે પુરૂષે પોતાના ગોત્રમાં ઉત્પન્ન થયેલી સ્ત્રીનો સંગ્રહ કર્યો હોય અને જે પુરૂષે બ્રહ્મહત્યા કરી હોય તે એ બે મહા પાતકીયો જ્ઞાતિના ધર્મથી પતિત થયેલા જાણવા. ॥ ૩૪ ॥

असम्भाष्यौ बहिःकार्यौ तत्संसर्गीतु तादृशः ॥
खानपानादिकं सर्वं नकार्यं तैस्सह कदा ॥ ३५ ॥

અને એ બે મહાપાતકીયોથી બોલવું સુધ્ધા નહી. તેમજ તેવનો સંસર્ગ કરનારને પણ તેવોજ પાતકી જાણવો. ખાનપાન, ઈત્યાદી સર્વ તેવને સાથે કદાપી કરવુ નહી. ॥ ૩૫ ॥

कुर्वन् तत्पापभागीस्यात् तस्यदण्डो यथाविधि ॥
आज्ञाभंगं द्विजायेतु कुर्वन्तिमदगर्विताः ॥
स्थानस्यवधदोपेण युज्यन्ते तेनराधमः ॥ ३६ ॥

જો કદી આવા પાપી પુરૂષોથી જે પુરૂષ ખાવાપીવાનો સંસર્ગ કરે તે પુરૂષને યથાવિધી (શાસ્ત્રાજ્ઞા પ્રમાણે) દંડ દેવો. જે બ્રાહ્મણો અભિમાનમા આવીને સારા પુરૂષોની આજ્ઞાનો ભંગ કરે તો તે મનુષ્યોમાં અધમ બ્રાહ્મણો સ્થાનના વધ કરવાના દોષને પાત્ર થાય છે. ॥ ૩૬ ॥

तेषां न्यायस्तुकर्तव्यो दण्डस्तु स्मृति धर्मतः ॥
नूनं नानामदोन्नद्धाः शान्तिनेच्छन्त्य साधवः ॥३७॥

તેંહા પુરૂષોનો ન્યાય કરવો, સ્મૃતિમાં કહેલો દંડ દેવો. કાં જે નિશ્ચયે કરીને, નાના પ્રકારના મદોથી ઉન્મત્ત થએલા અસાધુ શાન્તિની ઇચ્છા કરતા નથી. ॥ ૩૭ ॥

स्वगोत्रांमातृगोत्रांयः विवाहं कुरुतेद्विजः ॥
तयोस्त्यागोविधेयस्तु ज्ञातिभिश्चसहोदरैः ॥ ३८ ॥

જે બ્રાહ્મણ પોતાના ગોત્રની કન્યા અથવા માતાના ગોત્રની કન્યાથી વિવાહ કરે તો તે બેવે કુલના પુરૂષોનો સગાઓએ તથા ન્યાતીલાઓએ ત્યાગ કરવો. ॥ ૩૮ ॥

यःकरोतिनरोज्ञात्वा अन्यजातीयसंग्रहम् ॥
त्यागोपि तस्यकर्तव्यः स्थानस्थैः सर्ववाडवैः ॥३९॥

જે પુરૂષ જાણીને બીજી જ્ઞાતિની કન્યા પરણે તો ધર્મારણ્યમાં રહેનારા સર્વ બ્રાહ્મણોએ તેનો પરિત્યાગ કરવો. ॥ ૩૯ ॥

सुरापीयोभवेद्विप्रः ज्ञानादज्ञानतो पिवा ॥
तस्यापि विधिवत्कार्यः त्यागोसतुचदण्डभाक् ॥४०॥

જે બ્રાહ્મણ જાણ્યામાં અથવા અજાણ્યામાં મદિરાપાન કરે તેનો પણ યથા શાસ્ત્ર ત્યાગ કરવો કારણ કે, તે દંડનો ભાગી છે.

आसनात्शयनात् स्थानात् संभाषासहभोजनात् ॥
संचरन्तीहपापानि तैलबिंदुमिवाम्भसि ॥ ४१ ॥

એંહા પાપી પુરૂષો સાથે એક આસન ઉપર બેઠાથી, એક ઠેકાણે શયન કર્યાથી, વ્યવહાર કર્યાથી તેમજ બોલ્યાથી અને તેવના સાથે ભોજન કર્યાથી સારા પુરૂષને પણ પાપ લાગે છે જે પ્રમાણે પાણીમાં તેલનુ ટીપુ નાખીએ અને તે જેમ પાણીમાં ફેલી જાય

તે પ્રમાણે પાપી પુરૂષો સાથે વ્યવહાર કર્યાથી પાપ એકથી બીજા-માં પસરે છે. ॥ ૪૧ ॥

नास्तिक्यंमतमाश्रित्य पापिष्टोवर्त्तते द्विजः ॥
वारितोपिनतिष्ठेत ब्रहिःस्थायी भवेद्ध्रुवम् ॥ ४२ ॥

જે પાપી બ્રાહ્મણ નાસ્તક મતનો આશ્રય કરે તેને આપણે વારિએ તોએ પણ તે ન રહે તો તેનો નિશ્ચય કરીને જ્ઞાતીના લોકોએ ત્યાગ કરવો. (ન્યાત બહાર કરવો.) ॥ ૪૨ ॥

अभक्षभक्षणेयस्य मानसंस्नेह कातरम् ॥
न शुद्धिस्तस्यकर्तव्या धेनुघ्नस्येव पापिनः ॥ ४३ ॥

જે પુરૂષનું મન સ્નેહ થકી ભય ચકીત થઇને ન ખાવાની વસ્તુ ખાય (માંસાદિક ભક્ષણ કરે) તેની 'ગોહત્યારા' સરખો શુદ્ધી કરવી નહી ॥ ૪૩ ॥

नास्तिको योभवेद्विप्र मोहादज्ञानतोपिवा ॥
त्यागः कार्यस्तुतस्यापि जातिर्यैर्ब्राह्मणैः किल ॥४४॥

જે બ્રાહ્મણ મોહથી અથવા અજ્ઞાનથી પોતાના ધર્મમા ના-સ્તિક થાય તો તે પુરૂષનો ન્યાતના બ્રાહ્મણોએ ત્યાગ કરવો. ।૪૪।

भार्यादासस्तथा शिष्यः ऋणग्राही तथैवच ॥
सुतोभृत्यस्त्विमे राजन् म्रीयन्ते मदमोहिताः ॥४५॥

હે રાજા! સ્ત્રી, દાસ, શીષ્ય, કરજ કરનારો તેમજ પુત્ર, સેવક એ મદથી મોહને પ્રાપ્ત થઇ મૃત્યુને પ્રપ્ત થાય છે. ॥ ૪૫ ॥

न्यायेनविधिना राजन् एषांहत्या न विद्यते ॥
मिलित्वा ज्ञातिभिर्विप्रैः प्रायश्चित्तं यथाविधि ॥४६॥

વેદ વ્યાસજી કહે છે-હે રાજા! ન્યાયથી જોતા તેવને હત્યા કહી નથી અર્થાત્ તેવને પ્રાણથી મારવા, એમ કહ્યુ નથી. ત્યારે ન્યાતના લોકો એકઠા મળીને યથાશાસ્ત્ર પ્રાયશ્ચિત તેવને દેવા. ॥૪૬॥

रामवृत्ते स्तुलोपार्थे चातुर्विद्या महोत्कटाः ॥
शूद्रोवै तापकोयस्तु तयोर्हत्यानविद्यते ॥ ४७ ॥

જો ચાતુર્વિધ બ્રાહ્મણ, રામચંદ્રજીની આપેલી વૃત્તિ તોડવાને તત્પર થાય અને શૂદ્ર તપશ્ચર્યા કરતો હોય તો એવને પણ માર વા એમ કહ્યુ નથી. ॥ ૪૭ ॥

प्रयागादधिकाज्ञातिः ज्ञात्यामेव विशुद्ध्यति ॥
अशुद्धः शुद्धिमाप्नोति शुद्धोभवति किल्बिषी ॥४८॥

પ્રયાગ તીર્થ કરતા પણ જ્ઞાતિરૂપ તીર્થ મ્હોટુ છે જે જ્ઞાતિ રૂપ તીર્થમા અશુદ્ધ પુરૂપ છે તે શુદ્ધ થાય છે. અને જે શુદ્ધ પુરૂપ છે તેને જો જ્ઞાતીયે અશુદ્ધ કર્યો તો તે અશુદ્ધ થાય છે. ૪૮

एवं लोकोपवादाद्वै प्रायश्चित्तं यथाविधि ॥
ज्ञातिदेशकुलाचारात् समयाच्च तथवच ॥ ४९ ॥

એ પ્રમાણે લોકોના અપવાદથી પણ ગ્રામાચાર, કુલાચાર અને દેશાચાર પ્રમાણે, અને જેમ સમય હોય તેમ પણ યથાવિધી પ્રાયશ્ચિત્ત કરવુ. ॥ ૪૯ ॥

ग्रामाचाराः परिग्राह्या येच विद्ध्यवरोधिनः ॥
दुर्भिक्षेव्यसने प्राप्ते राष्ट्रभंगे तथैवच ॥
भ्रष्टाचारस्तु योविप्रो दोपभाक् न कदाचन ॥५०॥

જે આચાર, શાસ્ત્રથી વિરોધી હોય તોપણ પોતાના ગ્રામનોજ આચાર ગ્રહણ કરવો. દુષ્કાલ પડયો હોય, મહાદુઃખ પડયું હોય, રાજ્યનો નાશ થયો હોય એવા સમયમા જો બ્રાહ્મણ આચારથી ભ્રષ્ટ થયો હોય તો તે, દોષનો ભાગી થતો નથી. ॥ ૫૦ ॥

स्मृतिवाक्यपुराणेपु निपेधोयत्रदृश्यते ॥
आपद्गतस्तुकुर्वाणो दोपभाक्नकदाचन ॥ ५१ ॥

સ્મૃતિયો અને પુરાણોના વાક્યોમાં જે ઠેકાણે નિષેધ દેખાય છે અને જો આપત્કાલ આવીને પ્રાપ્ત થાય તો, જો તે નિષેધ વાક્ય ન લેતો તે પુરૂષ કદીએ દોષનો વિભાગી થતો નથી.॥૫૧॥

पतितागुरवस्त्याज्याः मातानैवकदाचन ॥
गर्भधारणपोपाभ्यां तेनमातागरीयसि ॥ ५२ ॥

જો ગુરૂ પતિત થયા તો તેવનો ત્યાગ કરવો. પણ પુત્રે માતાનો ત્યાગ કરવો નહિ, કારણ માતા પુત્રને ગર્ભમાં ધારણ કરેછે, અને જન્મ્યા પછી પોષણ કરેછે. તેથી માતા સર્વ કરતાં શ્રેષ્ઠછે.

वलाद्दत्तंवलाद्भुक्तं वलाद्यच्चापिकारितम् ॥
सर्ववलात्कृतंकर्म कुर्वन्दोपैर्नलिप्यते ॥ ५३ ॥

બલાત્કારથી આપેલું, બલાત્કારથી ખવડાવેલું, બલાત્કારથી જે જે કંઇ કરાવેલું તેથી મનુષ્ય દોષી થતો નથી. ॥ ૫૩ ॥

ઈશ્વર ઉ૦—एवं समभवत्पुत्र धर्मारण्यं पुरातनम् ॥
स्थापितं देवदेवैर्यत् ब्रह्मविष्णुशिवादिभिः॥५४॥

શ્રીમહાદેવજી, સ્વામિ કાર્તિકને કહે છે—હે પુત્ર! દેવોના દેવ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એઓએ સ્થાપન કરેલું આ પ્રાચીન ધર્મારણ્ય-તને સર્વ કથા કહ્યા પ્રમાણે થતું હતું. ॥ ૫૪ ॥

धर्मारण्यंकृतयुगे त्रेतायांसत्य मन्दिरम् ॥
द्वापरे वेदभुवनं कलौ मोहेरकं स्मृतम् ॥ ५५ ॥

હે સ્વામિ કાર્તિક! આ ધર્મારણ્યના-ચાર યુગના ચાર નામો છે તે સાંભળ સત્યુગમાં—ધર્મારણ્ય ત્રેતાયુગમાં—સત્યમંદિર. દ્વાપર યુગમાં—વેદભુવન અને કલિયુગમા મોહેરક ( મોઢેરૂ ) એવ્હા નામ કહ્યા છે. ॥ ૫૫ ॥

વ્યાસ ઉ૦—यइदं शृणुयाद्राजन् श्रद्धयापरयायुतः ॥
धर्मारण्यस्यमाहात्म्यं सर्वकिल्बिपनाशनम्॥५६॥

વેદવ્યાસજી કહે છે-હે રાજા ધર્મ! પરમશ્રદ્ધાયુક્ત-સર્વ પાપને નાશ કરનારૂં એહવું આ ધર્મારણ્યનું મહાત્મ સાંભળો.ા૫૬ા

मनोवाक्कायजनितं पातकं त्रिविधंचयत् ॥
तत्सर्वनाशमायान्ति श्रवणात्कीर्तनात्सकृत् ॥ ५७ ॥

તે કાયા, વાચા અને મનથી કરેલું પાતક-એક વખત ધર્મારણ્યનું મહાત્મ સાભળવાથી અથવા વાંચવાથી નાશને પામે છે.ા૫૭.ા

धन्यं यशस्य मायुष्यं सुखसंतानदायकं ॥
माहात्यं शृणुयाद्राजन् सर्व सौख्याप्तये नरः ॥ ५८ ॥

હે રાજા! મનુષ્ય સર્વ સૌખ્યને પ્રાપ્ત થવા સારૂ, ધન, યશ, આયુષ્ય સુખ, અને સંતાનને આપનારૂં એવું આ મહાત્મ સાંભળે-૫૮

सर्व तीर्थेषु यत्पुण्यं सर्वदानेषु यत्फलं ॥
सर्वयज्ञ फलावाप्तिः जायते श्रवणाद्विभो ॥ ५९ ॥

હે રાજા! સર્વ તીર્થને વિષે જે પુણ્ય, સર્વદાનને વિષે જે ફલ, અને સર્વયજ્ઞો કર્યાથી જે ફલની પ્રાપ્તી થાય છે તે ફલની પ્રાપ્તી આ ધર્મારણ્ય મહાત્મ સાંભળવાથી થાય છે. ॥ ૫૯ ॥

अपुत्राः पुत्रिणःसन्तु पुत्रिणः सन्तुपौत्रिणः ॥
निर्धनाः सधनाः सन्तु जीवन्तु शरदांशतं ॥६०॥

આ ધર્મારણ્ય મહાત્મ સાંભળનારા-પુત્ર વિનાના પુત્રવાન્ થાવ! અને પુત્ર તે પણ પુત્રવાન્ થાવ! ધન વિનાના ધનવાન્ થાવ! અને સો વર્ષ સુધી જીવો! ॥ ૬૦ ॥

सूतउवाच-इतिव्यासवचोश्रुत्वा धर्मराजो महामनः ॥
उवाच मुदितोराजा महात्मश्रवणात्तदा ॥६१॥

સુતપુરાણિક, શૌનકાદિક ઋષિયોને કહે છે-હે ઋષિઓ? મહામનવાળા એવા ધર્મરાજા, વેદવ્યાસજીના મુખથી આ પ્રમાણે ધર્મારણ્યનું મહાત્મ સાંભળી મહા હર્ષને પ્રાપ્ત થયા અને કહેવા લાગ્યા૬૧

धर्मउवाच-धन्योस्म्यनुग्रहीतोस्मि भवताकरुणात्मना ॥
धर्मारण्यस्यमाहात्म्यं यच्छ्रुतं त्वन्मुखाम्बुजात्॥

કે, હે પ્રભો વેદવ્યાસજી! દયાલુ એવા તમારાથી હું ધન્ય છું. આપે મ્હારા ઉપર મહા અનુગ્રહ કર્યો કે જે આપના મુખથી મ્હે ધર્મારણ્ય મહાત્મ સાંભળ્યું. ॥ ૬૨ ॥

स्कंदउवाच-धर्मवाप्यां धर्मराजो तपस्तेपे सुदुष्करम् ॥
तस्यक्षेत्रस्यमहिमा मयात्वत्तो वधारिता ॥६३॥

હવે સ્વામિ કાર્તિક મહાદેવજીને કહે છે-હે મહારાજ! જે ઠેકાણે ધર્મવાપી કને ધમરાજાએ તપશ્ચર્યા કરી તે ક્ષેત્રની મહિમા આપના મુખથી મ્હે સાંભળી. ॥ ૬૩ ॥

स्वस्तिस्तेस्तु गमिष्यामि धर्मारण्य दिदृक्षया ॥
तववाक्य जलौघेन पवित्रोऽहं महेश्वर ॥ ६४ ॥

હે મહાદેવજી! આપનું કલ્યાણ થાવ! હવે હુ ધર્મારણ્ય જોવાને જાઉં છું. તમારા વાણીરૂપી જલના ઓઘથી હું પવિત્ર થયોછું.૬૪

सुतउवाच-इत्युक्त्वातं परिक्रम्य प्रणम्य परयामुदा ॥
स्कंदोजगामाथतदा मुनिः परमधर्मवित् ॥६५॥

સુતપુરાણિક, શૌનકાદિક ઋષિયોને કહે છે-હે ઋષિઓ? સ્વામિ કાર્તિક એ પ્રમાણે મહાદેવજીને કહી, તેવની પરિક્રમા કરી પરમ હર્ષથી નમસ્કાર કરી, ધર્મને જાણુનારા સ્વામિ કાર્તિકત્યાથી ચાલ્યા ગયા. ॥ ૬૫ ॥

व्यासायसाश्वती विप्राः ये भक्तिंच करोतिवै ॥
तेषांतु साश्वतोवंशः यावदाभूतसंप्लवम् ॥ ६६ ॥

હે શૌનકાદિક બ્રાહ્મણો ! જે, વેદવ્યાસજીની નિરંતર કરે છે તેવનો વંશ, જ્યાર સુધી ભુતપ્રાણીમાત્ર છે ત્યારસુધી નિરંતર રહો.૬૬

इतिश्रीस्कंदपुराणेपातालखण्डे धर्मारण्योपाख्याने व्यासधर्मसंवादे-ज्ञातिधर्मवर्णनमूनाम षट्त्रिंशोऽध्यायः ॥ ३६ ॥

श्रीमत् सीतारामचंद्रचरणकमलार्पणमस्तु.




પુસ્તક મળવાનું ઠેકાણું—

વૈદ્ય માણેકરામ શાસ્ત્રી,

વનસ્પતિ ઔષધાલય,

નિઝામ--ઔરંગાબાદ સિટિ.